

# શહીદોની સૃષ્ટિ.


લેખક અને પ્રકાશક:

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર, વડવાળીમહેતા પોળ.

અમદાવાદ.


ધર્મ પાલન કારણે દીધાં દેહનાં દાન,
માતૃભૂમિને રક્ષવા કરી કાયા કુરબાન;
*　*　*　*
જીવન સફળ છે જગતમાં, ગયા સ્વર્ગે જેહ,
ઉજ્વળ કીર્તિ અવનિમાં, જીવ્યા જાણો એહ.


વિક્રમાર્ક ૧૯૮૭. . સને ૧૯૩૧.

પ્રથમાવૃત્તિ. .. પ્રત ૧૧૦૦.




મૂલ્ય રૂપીઆ બે.






**પુસ્તક મળવાનાં ઠેકાણાં:-**

સી. જમનાદાસની કું૦ મુંબઈના સોલ એજન્ટ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણદરવાજા—અમદાવાદ.

કપીલપ્રસાદ મહાસુખરામ દવે, રીચીરોડ—અમદાવાદ.

શંભુભાઇ જગશી. ગાંધીરોડ—અમદાવાદ.

મુદ્રક : ચીમનલલ ઇશ્વરલાલ મહેતા.
મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય.
ઘીકાંટા રોડ :: અમદાવાદ.



વેદશાસ્ત્ર સપન્ન શ્રી કેશવલાલ અમૃતરામ શાસ્ત્રી

# સમર્પણ.

**વેદશાસ્ત્રસંપન્ન શ્રીયુત્ કેશવલાલ અમૃતરામ શાસ્ત્રી**
શાહપુર–ગલાગાંધીની પોળ–અમદાવાદ.

શ્રી અને શારદાનો વીરલયોગ પ્રાપ્ત કરી સ્વબળે આગળ વધી દરેક શુભ કાર્યમાં આપ ભાગ લઇ રહ્યા છો. સ્વધર્મ આપને ઘણો પ્રિય છે. બ્રાહ્મણ બાળકોની સ્થિતિ સુધરે–તેમનામાં વિદ્યા વૃદ્ધિ થાય એ જોવાને આપ પૂર્ણ ઉત્સુક છો. આપની–વિદ્વતા પ્રમાણિકતા –સાદાઇ અને મારા પ્રત્યેની સહૃદયતા વગેરે અનેક શુભ ગુણોથી આકર્ષાઈ આપણા ઘણા સમયના શુભ સ્નેહ સંબંધના સુસ્મરણમાં આ પુસ્તક આપના પવિત્ર હસ્તમાં સાદર સમર્પણ કરી આનંદ પામું છું.

લી.

શુભાકાંક્ષિ,

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

## વેદશાસ્ત્ર સંપન્ન શ્રી કેશવલાલ અમૃતરામ શાસ્ત્રી.

શાહપુર-ગલાગાંધીની પોળ, અમદાવાદ.

# ટુંક પરિચય.



शमोदमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥
भ० गी.

*   *   *

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
धनं प्रतिग्रश्चैव ब्राह्मणानाम कल्पयत् ॥
मनु.

શાસ્ત્રી કેશવલાલભાઇના વડિલો અસલ ( નંદપુરી ) નાંદોલના નિવાસી હતા. ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણજ્ઞાતિના વેદશાસ્ત્ર સંપન્ન અમૃતરામ શાસ્ત્રીજી તેમના પિતાશ્રી થતા હતા. શેઠશ્રી બહેચરદાસ અંબાઇદાસ લશ્કરી સ્થાપિત સંસ્કૃત પાઠશાળામાં તેઓશ્રી અધ્યાપક તરીકે કાર્ય કરતા હતા. પવિત્ર-પુણ્યશાળી શાસ્ત્રીજીનું સુનામ આજે પણ વિદ્વાનોમાં સુપરિચીત છે,

જે સમયે શાસ્ત્રીજી કાશીપુરી તરફ યાત્રાર્થે પધારેલા તે સમયે કાશીપુરીમાં વિદ્વાન બ્રાહ્મણો તરફથી ભરવામાં આવેલી સભામાં પ્રમુખ પદ પ્રાપ્ત કરવાનું સન્માન પ્રાપ્ત કરનાર શાસ્ત્રીજી પ્રથમજ ગુજરાતી વિદ્વાન હતા.

પૂજ્ય શાસ્ત્રીજીના તમામ સદ્‌ગુણો તેઓશ્રીના સુપુત્ર કેશવલાલભાઇને વારસામાં મળેલા હતા. તેમના પિતાશ્રીના મૃત્યુબાદ સંસારનો સઘળો બોજો તેમના શિરે આવી પડયો. બ્રાહ્મણોનો સાચો ધર્મ ભણવું અને ભણાવવું એ ધર્મને અનુસરી શાસ્ત્રી કેશવલાલભાઇએ વિદ્યા વિભુષિત પદ પ્રાપ્ત કરી બ્રાહ્મણ બાળકોને પણ વિદ્યાવિભુષિત કરવા માંડયાં. તેઓશ્રી દ્વારા વિદ્યા પ્રાપ્ત કરી બ્રહ્મત્વ દિપાવનારા આજે પણ પોતાના ગુરૂવર્યનું પુણ્ય નામ સ્મરી પોતાને કૃતાર્થ થએલા માને છે. શાસ્ત્રીજીએ દયા–શ્રદ્ધા–ક્ષમા સેવાના ઉત્તમ ગુણોનું પાલન કરી બતાવી આપ્યું છે કે "બ્રાહ્મણધર્મ પરોપકારાર્થેજ છે." શાસ્ત્રીજીને સનાતન હિંદુધર્મ અને સંસ્કૃતભાષા પ્રત્યે અપૂર્વ પ્રેમ છે. હિંદની સંસ્કારી ભાષા સંસ્કૃત હતી. કાળે કરીને એ પવિત્ર ભાષા–વિદ્યા ભુલાવા માંડી. પરિણામે ભારત દૈવતહીન બન્યું. આજના નવા જમાનામાં તો તે સંસ્કારી વિદ્યા પ્રત્યે બહુજ ઓછું લક્ષ અપાતું હોય એમ જણાય છે. બ્રાહ્મણોની તો એ માતૃભાષા કહેવાય; પણ સાંપ્રત સમયના બ્રાહ્મણોને પોતાની એ માતૃભાષાની ઘણીજ ઓછી દરકાર છે. બ્રાહ્મણોમાં માતૃભાષા પ્રત્યેનો અભાવ અને આ નવીન જમાનાની વિદ્યાના પ્રતાપે ધર્મ–કર્મ હીન બનતા બ્રાહ્મણ બાળકોને જોઈ શાસ્ત્રીને ઘણું લાગી આવે છે. બ્રાહ્મણ બાળકો આગળના ઋષિ–મૂનિયો સમાન સંસ્કારી–પ્રતાપી અને બળશાળી કયારે થશે ? શાસ્ત્રીજીના હ્રદયમાં આવા વિચારો મૂળથીજ વ્યાપ્ત હોવાથી પોતાના સમાગમમાં આવતા વિદ્યાર્થીઓના હ્રદય પર એ વિચાર–ભાવનાનુસાર સંસ્કાર પાડવાના પ્રયત્નો કરતા.

આજના જમાનામાં વિદ્યા પ્રાપ્ત કરતાં જેમ ઘણું દ્રવ્ય ખર્ચવું

પડે છે અને કેટલીક સંસ્કૃત શાળાઓ સીધાં ઉઘરાવવા અથવા દ્રવ્ય પ્રાપ્ત કરવાનાં સાધનરૂપ મનાય છે–કહેવાય છે તેવું આગળના સમયમાં ન્હોતું. શાસ્ત્રીજી સંતોષી અને નિસ્પૃહિ હતા. લોક કથન છે કે, "ન માગે દોડતું આવે" જ્યાં સત્ય અને ધર્મને સ્થાન છે ત્યાંજ સર્વદા લક્ષ્મીજીનું નિવાસ સ્થાન છે.

આપણે જોઈએ છીએ કે કેટલાક વિદ્વાન કહેવાતા–મનાતા બ્રાહ્મણો બહારથી પવિત્ર–ધર્માનુરાગી અને વિદ્વતાનો આડંબર ધરાવનારા હોય છે અને વાણી વિલાસથી શુક પંડિતાઇ બતાવે છે; પરંતુ તેઓનો આંતરીક ઉદ્દેશ બહુધા લોકોને ભોળવવાનો અને દ્રવ્ય પ્રાપ્ત કરવાનો હોય છે.

શ્રી શારદા–લક્ષ્મી અને સત્કીર્તિનો વીરલયોગ હોવા છતાં શાસ્ત્રીજી સદા નિરાભિમાની–સાદા અને વાણી પ્રમાણે વર્તનાર હોવાના કારણે અનેક જનોને પોતાની તરફ આકર્ષ્યા છે, અનેક જનો તેઓશ્રી પ્રત્યે સદ્‌ભાવ ધરાવી માનની નજરે જુએ છે. "લક્ષ્મી સંપાદન કરવામાં જેટલી મુશ્કેલી છે તેથી વધુ મુશ્કેલી તેનો સદ્‌વ્યય કરવામાં છે." શાસ્ત્રીજીએ વિદ્યાદાન ઉપરાંત સન્માર્ગે દ્રવ્યનો સદ્‌વ્યય કરી પોતાના જીવનને વધુ ઉજવળ બનાવ્યું છે.

મનુષ્ય અઢળક દ્રવ્ય કમાય છે. મોજ–શોખમાં વાપરે છે અને જીવન પર્યંત ધનના ઢગલાને જોતા–જોતા મરે છે. તેમની સાથે કંઇજ જતું નથી. સીકંદર નાદીર–મહમુદ વગેરે ધનના ઢગલા વધુને વધુ વધારતા છેવટે મરણ કાંઠે પહોંચી ધનનો સદ્‌વ્યય નહિ કરવાને માટે પસ્તાયા. શુભ કાર્યમાં દ્રવ્યનો જેમ વધારે વ્યય થાય છે તેમ તેમાં

અધિક વૃદ્ધિ થતી જાય છે. શાસ્ત્રીજીની સખાવતો ઘણી છે, પરંતુ તેને જાહેરમાં મૂકી ખોટી કીર્તિ મેળવવાની તેઓશ્રીની ઇચ્છા નહિ હોવાથી આ સ્થળે ઉલ્લેખ થઇ શકતો નથી. સાહિત્ય સેવકો પ્રત્યે તેઓશ્રી સદા પ્રેમની નજરે જુએ છે અને બની શકિત દરેક મદદ સાહિત્ય સેવકોને સમર્પે છે. દેશના હિતને અર્થે પણ સર્વદા તત્પર રહે છે. આ લખનાર પ્રત્યે પણ તેઓશ્રી સર્વદા સ્નેહથી જોતા આવ્યા છે. વિવિધ કાર્યમાં તેઓશ્રીની સંપૂર્ણું સ્હાય મળી છે અને હજી મળે છે. ટુંકાણુમાં એજકે તેમનું સૌજન્ય–વિદ્વતા–સરળતા અને નિરાભિમાનપણું ખરેખર પ્રશંસનિય છે.

એક સદ્‌ગુણી વિદ્વાન અને પવિત્ર પુરૂષ તરીકે શાસ્ત્રીજીનો આટલો ટુંક પરિચય પૂર્ણ કરી કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે મુરબ્બી શ્રી કેશવલાલભાઇને દીર્ઘાયુ સમર્પી સર્વદા સુખી રાખો.



# નિવેદન.

આ વાર્તાનો કેટલોક ભાગ સુરતથી પ્રગટ થતા સુપ્રસિદ્ધ સાપ્તાહિક "હિંદુ" પત્રમાં પ્રગટ થયો હતો. શ્રી પ્રભુની પરમ કૃપાના પરિણામે આજે તે સંપૂર્ણ રૂપે પુસ્તકાકારે પ્રગટ થાય છે.

ભારતભૂમિનાં સંતાનોને આજે તેના સાચા–સત્ય ઇતિહાસની ખાસ જ ર છે. દેશ અને ધર્મના નામપર કાયાની કુરબાની કરનારા સ્વદેશ ભક્ત–ધર્મ પ્રેમી વીરનરોનાં ઉજ્વળ ચારિત્ર્યો જ્વલંત પરાક્રમો વગેરેથી ભારતનો ઇતિહાસ ભરપૂર છે. દેશના ઇતિહાસમાં શીખગુરૂઓ તથા સ્વદેશભક્ત શીખવીરોનાં બળિદાન–પરાક્રમ અદ્દભૂત લેખાય છે.

ભારતવર્ષ અનેક વર્ષોથી સ્વતંત્રતા ઇચ્છે છે અને તેને માટે તેણે અનેક અણમૂલ–વિશુદ્ધ બલિદાનો સ્વાતંત્ર્ય દેવીને સમર્પ્યાં છે. જગતનો ઇતિહાસ અવલોકતાં માલમ પડે છે કે કોઈ પણ દેશે આપ ભોગ–બળિદાન આપ્યા સિવાય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું નથી. "સ્વતંત્રતાનું વૃક્ષ હમ્મેશાં શહીદોના ખૂનથીજ ઉગે છે, ફાલે છે; ફળે છે."

આ દેશમાં જ્યાં સુધી સાચી સ્વદેશભાવના અને સત્ય ધર્મની જ્યોત ઝગમગાટ પ્રકાશી રહી હતી ત્યાં સુધી દેશ સ્વતંત્ર–સુખી અને આબાદ હતો. પરંતુ અત્યારે સાચો ધર્મ–સાચું સ્વદેશાભિમાન ભૂલાયું હોય એમ જણાય છે. સાચા સ્વદેશાભિમાન અને ધર્મથી પ્રજાજીવનનો વિકાસ થાય છે. પ્રજા જીવનનો વિકાસ એ માનવ જીવનનો વિકાસ છે. દરેક યુગે એ વિકાસમાં ભરતીઓટ થયા કરે છે. જે પ્રજા કાળના વ્હેવા સાથે વિકાસક્રમ સાધી ન શકે તે પ્રજાનો જતે દિવસે નાશ થાય છે. યુગ બદલાય તેની સાથે ધર્મ અને માન્યતાઓમાં પણ ફેરફાર

થવો ઘટે છે. અત્યારે યુગ બદલાયો છે. કર્મયુગ છે. અત્યારે સાચા સ્વદેશાભિમાન–સત્ય ધર્મની જરૂર છે.

પણ આવું કોણ સમજે છે? અત્યારે તો સમાજનો મોટો ભાગ રૂઢીને ધર્મ માની રહ્યો છે. સ્વદેશાભિમાન ફક્ત શબ્દોમાં–બોલવામાં સમાએલું છે. વર્ષોથી જે રીવાજો ચાલ્યા આવતા હોય તે ધર્મનું સ્વરૂપ પકડે એ બનવા જોગ છે, પણ રીવાજ તે રીવાજ છે. જો રૂઢીનાં બંધનો ધાર્મિક બંધનો જેવાં દ્રઢ થઈ જાય તો માણસો ધર્મનું સત્ય સ્વરૂપ ભૂલે અને પરિણામે પ્રજાજીવન સાથે દેશનો વિકાસ અટકે. હિંદની અત્યારે બહુધા આજ સ્થિતિ છે. આ દશામાં સ્વાતંત્ર્ય શી રીતે પ્રાપ્ત થાય? સ્વદેશાભિમાન કયાંથી પ્રગટ થાય? આપ ભોગ આપવાની તમન્ના કયાંથી ઉદ્ભવે? દેશે જયાં સુધી સ્વતંત્રતા પ્રાપ્ત કરી નથી, ત્યાં સુધી ધર્મપાલનને યથાર્થ સ્થાન નથી. ગુલામોનો ધર્મ શું હોઇ શકે? ગુલામી જીવન જીવતા જનો સાચો ધર્મ કેવી રીતે સમજી–પાળી શકે? દેશને અત્યારે સાચા નગદ ધર્મની જરૂર છે કે જેથી હિંદ પૂર્વવત્ સ્વતંત્ર–સુખી–આબાદ બની શકે. વળી અન્ય દેશોપર જેમ ત્યાંની પ્રજાના અધિકાર છે તેમ હિંદની ભૂમિપર હિંદીઓનોજ જન્મસિદ્ધ અધિકાર છે એવું દરેકે સમજવું જોઇએ. દેશના ઉદ્ધારને અર્થે અનેક બત્રિસલક્ષણા વીરનરો પોતાનાં બળિદાન આપી સ્વર્ગે સિધાવ્યા છે તે શહીદોની "સ્વાતંત્ર્ય"ની આશા હજી સફળ થઈ નથી. કૃપાળુ પરમાત્મા એ આશા સત્વરે સફળ કરે.

ભારતભૂમિમાં અનેક શહીદો થઇ ગયા છે. આ પુસ્તકમાં શીખ ગુરૂઓથી માંડીને પંજાબ પતન સુધીનો ચિતાર આપવામાં આવ્યો છે. પ્રભુ કૃપા હશે તો આ નામના બીજા પુસ્તકમાં અન્ય શહીદોનાં ઉજવળ–પરાક્રમથી ભરપૂર જીવન વૃત્તાંત આપવાની ઇચ્છા છે.

આ પુસ્તકમાં ભાઇ પરમાનંદ કૃત વીરવૈરાગી તથા નંદકુમાર-દેવ શર્મા કૃત પંજાબહરણ અથવા દલીપસિંહ નામક હિંદી પુસ્તકોનો આશ્રય લેવા માટે તે ગ્રંથકાર મહાશયોનો આભાર માનવાની આવશ્યકતા સમજું છું. આ પુસ્તકના ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર ભાઇનો પણ આ તકે ઉપકાર માનવામાં આવે છે.

મનષ્ય માત્ર ભૂલને પાત્ર છે. પુસ્તકમાં અનેક ભૂલ-દોષ નજરે પડશે, પણ એ તરફ દુર્લક્ષ કરી હંશ ન્યાયે સદ્જ્ઞાન ગૃહણ કરવા સર્વેને વિનંતિ છે.

પરમકૃપાળુ પરમાત્મા સર્વને સન્મતિ સમર્પે એજ અભ્યર્થના.

વિક્રમાર્ક ૧૯૮૭ પુરૂષોત્તમમાસ.
તા. ૩૦-૬-૧૯૩૧.
અમદાવાદ.

સત્યેન્દ્ર મહેતા.

## અનુક્રમણિકા.





## સુધારો.

વાર્તાની શરૂઆતનો શ્લોક આ પ્રમાણે વાંચવો.

**श्रेयान्स्वधर्मो विगुण: परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह: ॥**

રણઘેલા રાજપૂતોનાં જ્વલંત પરાક્રમો,
સ્વદેશ સેવાનો મહામંત્ર–દેશભક્તિ–પ્રેમ
સાહસ–કરૂણા વગેરે અદ્‌ભૂત ઘટનાયુકત
લોકપ્રિય પુસ્તક.

# પદ્મલતા
યાને
# રાજપૂતોનો રણરંગ.

રંગબેરંગી સુંદર ચિત્રો.
દળદાર પુસ્તક.

મૂલ્ય માત્ર રૂ. ૨—૦—૦

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર : અમદાવાદ.

૨૨૯૦૫

# શહીદોની સૃષ્ટિ

## ( ૧ )

**ध्यान स्वधर्मो विगुण: परधर्मात् स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेय: परधर्मो भयावह ॥**

**गीताजी.**

" પોતાના ધર્મને માટે મરવું શ્રેયષ્કર છે, પણ પરધર્મમાં ફસાવું ભયંકર છે. "

મોગલ સામ્રાજ્યના મધ્યાન્હકાળનો સૂર્ય પ્રખર તાપે તપતો હતો. હિંદના પાટનગર દિલ્હીના મયુરાસને બિરાજેલો ધર્મ ઝનુની બાદશાહ ઔરંગઝેબ સમસ્ત હિંદુસ્તાનમાં ઇસ્લામ ધર્મ સ્થાપવાનાં સ્વપ્નાં સેવી રહ્યો હતો. ભાઇ–ભત્રીજાના રક્તથી તેણે તેના હાથ રંગ્યા હતા. તેના જુલ્મથી ધરા ધ્રુજી રહી હતી.

હિન્દુ જનતામાં ઔરંગઝેબના રાજ્ય અમલે ત્રાસ અને હાહાકાર વર્તાવ્યો હતો. ચારે તરફ જુલ્મ અને અમાનુષી વર્તનનાં તાંડવ થઇ રહ્યાં હતાં. હિંદુ નામધારી મનુષ્યની જીંદગી જોખમમાં હતી. ભારત-દેશ ઇસ્લામના ધર્મઝનુનથી દુઃખના દાવાનળમાં સળગી રહ્યો હતો. ભારતની ભૂમિ ભયાનક ભાસતી હતી. ભારતની ભાગ્યદેવી આક્રંદ કરી રહી હતી.

આવા વિકટ સમયે દેશ અને ધર્મની રક્ષા કોણ કરી શકે? પણ પ્રભુ દયામય છે. તેમનામાં શ્રદ્ધા રાખનારને તે આખરે જરૂર

સ્હાય કરે છે. કસોટી સિવાયનું સુખ નકામું છે. પ્રભુ સાચા હિંદુ ધર્મપ્રેમીઓની સખ્ત કસોટી કરી રહ્યો હતો. છેવટે જ્યારે ભારતવર્ષની ભૂમિ જાલિમ જુલ્મીઓના જુલ્મથી કંપી ઉઠી, ન્યાયનીતિનાં ખૂન થવા માંડયાં; અધર્મ અત્યાચારનાં આધિપત્ય પૂર્ણ રીતે સ્થપાયાં અને હિંદુધર્મપ્રેમીઓના કષ્ટની સીમા આવી રહી, ત્યારે તે સમયે હિંદુધર્મની રક્ષાને માટે ઉત્તર અને દક્ષિણમાં બળિષ્ટ વિભુતિઓ ઉત્પન્ન થઈ. દક્ષિણમાં ગૌબ્રાહ્મણપ્રતિપાળ મરાઠા કુળ ભૂષણ શ્રી શીવાજીમહારાજાએ હિંદુધર્મ અને દેશની રક્ષાર્થે હાથમાં સમશેર પકડી મરાઠા રાજ્યની સ્થાપના કરી. શીવાજી મહારાજના અતુલ રણકૌશલ્યથી મોગલો કંપવા લાગ્યા. છિન્ન-ભિન્ન અને અસ્હાય અવસ્થામાં આવી પડેલી હિંદુ જાતિના ઉદ્ધારને અર્થે પંજાબમાં શીખ ધર્મની સ્થાપના થઇ ચૂકી હતી. ધર્મની રક્ષાને અર્થે અનેક હિન્દુઓ શીખ સંપ્રદાયમાં જોડાયા હતા. શીખોનું સંગઠન થયું. બહાદુર શીખવીરો અત્યાચારી રાજ્યકર્મચારીઓના જુલ્મોથી પ્રજાનું રક્ષણ કરી હિન્દુ ધર્મનો વિજ્યધ્વજ ફરકાવવા લાગ્યા. રાજપૂત કુળ ગૌરવ ઉદયપૂરાધિશ મહારાણા શ્રી રાજસિંહે પણ ધર્મ અને દેશની રક્ષાર્થે સમશેર ઉંચકી હતી. ઔરંગજેબથી આ બધું સહન થઈ શકયું નહિ. ગમે તે ભોગે દક્ષિણ અને ઉત્તરના હિન્દુઓનો નાશ કરવાનો તેણે દઢ નિશ્ચય કર્યો હતો; પણ સત્તાના નીશામાં અને ધર્મના ઝનુનમાં ભાન-જ્ઞાન ભૂલેલો એ બાદશાહ સત્ય કેવી રીતે સમજી શકે ?

આ જગતમાં જેનું કોઈ નથી એનો પ્રભુ છે. જે પ્રભુ પ્રત્યે અડગ શ્રદ્ધા ધરાવે છે. જે પોતાના ધર્મનું યથાર્થ પાલન કરી કોઈને પણ એટલે પછી ભલેને કોઇ અન્ય ધર્મી હોય પણ તેને દુઃખી ન કરે; એવા શાન્ત પવિત્ર-મનુષ્યને પરમાત્મા સર્વદા રક્ષે છે. હિન્દુધર્મને

મીટાવવા-હિન્દુઓની જડ કાઢવા અને હિંદુસ્થાનને મુસ્લીમસ્થાન બનાવવા ઔરંગજેબના સઘળા મનોરથો-પ્રયત્નો નિષ્ફળ થવા લાગ્યા. "પ્રયત્નમાં નિષ્ફળ નિવડનાર મનુષ્ય જો જ્ઞાની હોય છે તો શાન્ત ચિતે નિષ્ફળતાનું કારણ શોધે છે, પણ જેને સારાસારનો વીવેક વિચારજ હોતો નથી; એતો નિષ્ફળતા પ્રાપ્ત થતાં શોકાતુર બને છે અથવા તો ક્રોધથી અંધ-ગાંડો બને છે."

રાજપૂત-શીખ અને મરાઠાઓના વિનાશને અર્થે બાદશાહે વધુને વધુ પ્રયત્નો કરવા માંડયાં. શીખ-મરાઠા-રાજપૂત નામધારી મનુષ્યોનો ઘણી ઘાતકી રીતે અંત આણવામાં આવતો. ભારતના ભાગ્યમાં હજી દુ:ખના લેખ લખાએલા હતા. ભારતની રૂઠેલી ભાગ્યદેવીઓ હિન્દુઓના લોહીથી તૃપ્ત થવા ચારે તરફ ખપ્પર લઈને ઘુમતી હતી, શીખવીરો રાજપૂતો અને મરાઠાઓ પણ મરણીયા થયા હતા. પ્રાણાંતે પણ દેશ અને ધર્મની રક્ષા કરવા ના ઉદ્દેશથી એ વીરનરો પોતાનાં માથાં હાથમાં લઈને ફરતા હતા.

પંજાબમાં આ સમયે શીખ સંપ્રદાયના નવમા ગુરૂ શ્રીતેગબહાદુર ધર્મની રક્ષાર્થે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા હતા. મુસલમાનોના અત્યાચારોથી ગુરૂનું હૃદય કંપી ઉઠયું હતું. ધર્મની કેવી રીતે રક્ષા કરવી, કેવી રીતે હિંદુજનતાને શત્રુઓના જુલ્મથી બચાવવી-છોડાવવી; દેશમાં શાન્તિ શી રીતે સ્થાપવી વિગેરેના વિચાર ગુરૂ તેગબહાદુરને અહર્નિશ થયા કરતા.

એક મધ્યરાત્રિના સમયે દેશની દુર્દશાના વિચારમાં તદ્રુપ બનેલા ગુરૂવર્ય પોતાના નિવાસસ્થાનથી થોડેક દૂર આવેલા એક વૃક્ષ નીચે બેઠા હતા. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. અંધકારની કાળી ચાદર નીચે સમસ્ત જગત છૂપાઇ ગયું હોય એમ જણાતું હતું. સ્વચ્છ આકાશમાં

તારાઓ ઝગઝગી રહ્યા હતા. ગુરૂજીએ ઘણો સમય વિચાર વશ રહી આત્મગત્ બોલવા માંડયું, "અહા! કેવો ભયંકર-ઉત્પાત ? ધર્મની આ કેવી ઘેલછા ? ઇસ્લામ ધર્મમાં શું બળાત્કારે ધર્મ પળાવવાનું ફરમાન કરેલું હશે? શું પવિત્ર પયગંબર સાહેબે અન્ય ધર્મીઓની કત્લ કરવાની આજ્ઞા કરી હશે ? અન્ય ધર્મીઓનો નાશ કરનારને સ્વર્ગ મળે છે, એવું શું ઇસ્લામના પવિત્ર શાસ્ત્રમાં લખ્યું હશે ? "

ગુરૂ તેગબહાદુર થોડી ક્ષણ વિચાર વશ રહી પુનઃ બોલવા લાગ્યા. "ના, ના; એમ કદી બને જ નહિ. શ્રી પયગંબર સાહેબ પવિત્ર હતા. અધર્મ અત્યાચારને આધીન થએલા મનુષ્યોને નેક રસ્તે ચઢાવવા તેમણે ભગીરથ પ્રયત્ન કર્યા હતા. પ્રભુનાં બાળકો સૌ સરખાં છે, કોઈને પણ દુઃખ ન દેવું, સઘળાએ સંપસંપીને રહેવું; નીચ કર્મ ન કરવાં, વિગેરે પવિત્ર ફરમાનો જ પવિત્ર પયગંબર સાહેબનાં હોઇ શકે. પ્રભુ એટલો ક્રૂર નથી જે નીતિ કતલ કરવા-ચલાવવાની આજ્ઞા આપે. દરેક ધર્મ ગ્રંથોમાં સત્ય નીતિથી ચાલવાનું સૂચન કર્યું છે. દરેક ધર્મમાં દયા-સત્યનો આદેશ કરેલો છે. જો કોઇ પણ શાસ્ત્રમાં કતલ-ખૂન-હીંસા કરવા-ચલાવવાનું લખ્યું હોય તો તે પ્રભુનું શાસ્ત્ર યા ધર્મ શાસ્ત્ર નથી, પણ સ્વાર્થીઓએ કલ્પના શકિતથી ઉપજાવી કાઢેલાં થોથાં છે. જ્યારે કોઇ પણ શાસ્ત્રમાં ધર્મના બ્હાને અત્યાચાર ગુજારવાનું લખેલું નથી; ત્યારે મુસલમાનોના આ અત્યાચાર શા ? દરેક પ્રભુ પાસે જવા ચાહે છે-દરેક સ્વર્ગ પ્રાપ્ત કરવા ઇચ્છે છે; તે રસ્તે જવાના દરેકે ભલેને જુદા-જુદા માર્ગ પસંદ કર્યા હોય; તેમાં અન્યને શું ? ઇસ્લામ ધર્મના અનુયાયીઓ ! વિચારો, પૂર્ણ શાન્તિથી અંતરના આત્માનો અવાજ સાંભળો; પવિત્ર આત્મા કહે છે કે: "પ્રભુએ તમને સત્યને રસ્તે ચાલવા, માર્ગ ભૂલેલાઓને માર્ગ બતાવવા, પ્રભુનાં બાળકો કે જે તમારા ભાઈઓ

ગણાય તેમને સ્હાય કરવા અને જગતમાં શાન્તિ સ્થાપવા મનુષ્ય જન્મ આપ્યો છે. તમારી તલ્વારો નિર્દોષ જનોનાં ગળાં કાપવાને માટે નથી; પણ સત્યના દુષ્મનોને માટે, સત્યનું રક્ષણ કરવાને માટે છે. તો પછી એક જ માટીમાંથી બનેલા ભાઇઓની કતલ શા માટે કરો છો ? અન્ય ધર્મીઓનો નાશ કરવાથી ખુદા ખુશી થશે—સ્વર્ગે જવાશે એ હડહડતું જુઠાણું છે. કોઇ ક્રૂર—સ્વાર્થી દોઢ ડાહ્યા મોલવી—મુલ્લાંએજ એવું લખી પરસ્પરમાં કુસંપની પ્રચંડ જ્વાળામુખી સળગાવી હશે. બીરાદરો ! શાન્તિથી વિચાર કરો. પ્રભુએ દરેકને વિચાર કરવાની શક્તિ આપી છે. જો પૂર્ણ શાન્તિથી વિચાર કરશો તો પ્રભુની—ખુદાની સાચી આજ્ઞાનું ભાન તરતજ થશે. પ્રભુ ! પરમાત્મા ! ધર્મની ઘેલછાથી ઝનુને ચઢી ન કરવાનાં કાર્યકરતા બંધુઓને સાચો રસ્તો સુઝાડો—બતાવો કે જેથી ત્રાસ—અત્યાચાર વગેરેનો નાશ થઇ આ પવિત્ર ભૂમિમાં શાન્તિ અને ભ્રાતૃભાવનાનું સામ્રાજ્ય સ્થપાય. દયામય પ્રભુ ! જુઓ, નંદનવન સમી આ ભારતભૂમિની અવદશા અવલોકો. હિંદુજનતા દુઃખથી પીડાઇ રહી છે. ધર્મનું યથાર્થ રહસ્ય નહિ સમજનારા ધર્માંધોના અત્યાચારના કારણે આજે હિંદુ સમાજે મરણનો પોશાક પરીધાન કર્યો છે. પ્રભુ ..." ગુરૂવર્ય વધુ કંઇ બોલે—વિચારે એ પહેલાંજ થોડેક દૂર કંઇક તેજનો ચમકારો થયો હોય એમ લાગવાથી ગુરૂની વિચારમાળા તૂટી. તેમણે દૂર નજર કરી. તેજનો ચમકારો અદ્દશ્ય થએલો જણાયો. તે સ્થાને ભિષણ અંધકાર પથરાએલો હતો. ગુરૂજી એકજ દષ્ટે એ તરફ નજર કરી રહ્યા. ઘોર અંધકારમાં પણ તેમની દિવ્ય દૃષ્ટિએ કંઇક અદ્દભુત દશ્ય દેખાયું; કે જે દૃશ્ય અવલોકતાંજ ગુરૂજી આશ્ચર્ય પામ્યા અને પછી તરતજ સ્વસ્થ થઈ આત્મગત્ બોલી ઉઠયા, "બસ એમ જ, દૈવીકથનનો આદેશ બરાબર સમજાયો. તે સિવાય દેશનો—ધર્મનો

ઉદ્ધાર થનાર નથી; અને એમજ થવું જોઇએ. દુઃખ વિનાનું સુખ નકામું છે. ભારત માતા! નિરાશ થવાની કંઇ જરૂર નથી. તારા ઉદ્ધારને માટે બત્રીસ લક્ષણા હિંદુઓ પોતાના પ્રાણ સમર્પણ કરવા તૈયાર છે. ભારત મૈયાનો જય થાઓ. સત્ય ધર્મ અવિચળ રહો." આમ બોલતા ગુરૂજી આંખ્યો બંધ કરી સમાધિસ્થ થયા હોય એમ જણાયું. આવી અવસ્થામાં ઘણો સમય વ્યતિત થઇ ગયો. છેવટે પ્રાતઃકાળ થવા આવ્યો. ગુરૂજીએ આંખ્યો ઉઘાડી ચારે તરફ નજર ફેરવી. પ્રભાતના પુણ્ય પ્રભાવનું સૂચન કરતો દિવ્ય પ્રકાશ ધીમેધીમે પૃથ્વીતલ પર પથરાતો હતો. દેખાવ રમણીય હતો. આ સમયે એક અવનવો બનાવ બન્યો.

( ૨ )

ગુરૂતેગબહાદૂરના પુત્ર શ્રીગોવીંદસિંહજી કેટલાક માણસો સાથે ત્યાં આવ્યા. આવનાર માણસો બ્રાહ્મણો જેવા જણાતા હતા. સઘળાએ ગુરૂવર્યને પ્રમાણ કર્યા. શ્રીતેગબહાદુરે પુત્ર પ્રતિ જોયું. પિતાની દૃષ્ટિનો ભાવાર્થ સમજી ગોવીંદસિંહે કહ્યું, "આ સૌ કાશ્મીર તરફના વિદ્વાન–પવિત્ર બ્રાહ્મણો છે. મુસ્લીમોએ સુંદર કાશ્મીર પ્રદેશને અપવિત્ર કર્યો છે. અનેક નિર્દોષ પ્રજાજનો પર અત્યાચારનો આરંભ થયો છે. પ્રાણ જવાના ભયે અનેક હિંદુ–બ્રાહ્મણ મુસલમાન બન્યા છે. આ આવનારાઓ ઉપર પણ અસીમ જુલ્મ ગૂજર્યો છે. તેમનાં સ્ત્રી–પુત્ર–ધન વગેરેનો વિનાશ થયો છે; છતાં અડગ હિંમતથી તેમણે તેમના ધર્મનું રક્ષણ કર્યું છે; અને છેવટે ધર્મના રક્ષણાર્થેજ આ લોકોનું આપના શરણમાં આગમન થયું છે."

ગુરૂ તેગબહાદુરે બ્રાહ્મણો તરફ દયામય નજરે જોઈ કહેવા માંડયું;

"પવિત્ર ભૂદેવો ! આપ સૌ ભલે પધાર્યા. તમે પ્રભુની છાયામાં નિર્ભય છો."

સઘળા બ્રાહ્મણોએ ગુરૂ સમક્ષ શીર નમાવ્યાં. ગુરૂએ તેમને ઉદ્દેશી કહેવા માંડયું, "હિંદુઓના પ્રમાદથી—કુસંપ અને છિન્નભિન્નતાથી ભારત ભૂમિની શોચનિય દુર્દશા થઇ રહી છે. હિંદુજાતીમાં કોઇ ઉંચ નીચ નથી. સૌ પ્રભુનાં બાળકો છે. કહેવાતા બ્રાહ્મણોએ અને વિદ્વાનોએ આવું નહિ સમજતાં કેવળ પોતાના સ્વાર્થની ખાતર અનેક જાતોમાં અને અનેક ધર્મપંથમાં હિન્દુ જાતીને વિભકત કરી નાખી છે. જ્યારે હિંદુઓ એકત્ર હતા, તેમનું સંગઠન મજબુત હતું; ત્યારે એ હિન્દુવીરોની યશ પતાકા આખા ભૂમંડળપર ફરકતી હતી; પણ અફસોસ ! આજે તેમાંનું કાંઈ નથી. હિંદુઓના ભયાનક ભાગ્યના યોગેજ આ કારમી સ્થિતિ ઉત્પન્ન થઇ છે. આપણે આપણી ભૂલનુંજ આ પરિણામ ભોગવીએ છીએ. આપણે આપણી વિદ્યા ધન—વૈભવ વગેરેથી અહંકારને આધિન થઈ પ્રમાદમાં પડયા; બહાર શું થાય છે એની દરકાર કરી નહિ; કેવળ પોતાનાજ સુખમાં રચ્યા પચ્યા રહેવાથી દેશ ગુમાવ્યો. ઈર્ષ્યા-કુસંપની પ્રચંડ જવાળામાં ભારતીય બળ ભસ્મ થયું. સંગઠન જેવું કંઇ ન રહ્યું. પરીણામે ત્રીજાને લાભ થયો અને પરદેશીઓ ભારતના માલીક બન્યા. ઉંચ નીચની માન્યતાથી આજે આપણા અનેક હિન્દુભાઇઓ ઇસ્લામ ધર્મમાં ગયા છે અને પછી એ પરધર્મી બનેલા ભાઈઓજ હાથમાં સમશેરો પકડી તેમના હિન્દુભાઇઓને તેમના નવા ધર્મમાં લેવા યા કત્લ કરવા દેશમાં દોડાદોડી કરી રહ્યા છે." ગુરૂના મુખપર કરૂણાની છાયા ફરી વળી. તેમણે આંખ્યો બંધ કરી. કાશ્મીરી બ્રાહ્મણો પણ ગુરૂના કથનથી વિચારવશ બનેલા જણાયા; થોડીવારે ગુરૂએ નેત્રો ઉઘાડી પુનઃ કહેવા માંડયું.

"પૂજ્યબ્રહ્મદેવો! આપ સૌ વિદ્વાન-જ્ઞાની છો. આત્મા સાથે ઐક્યતા અનુભવી સાચું તત્ત્વ શોધી કાઢી જગત સમક્ષ મૂકો. હજી પણ સમય છે. સ્વસ્થ થાવો. સ્વાર્થ-ઈર્ષ્યા અને પૂજ્યપણાને તિલાંજલી આપો. ઉંચ-નીચ જાત-ભાત ભૂલી જાઓ. આપણે સઘળા હિંદી છીએ એ ભાવના આખા ભારત વર્ષમાં વ્યાપ્ત કરો. પ્રત્યેક હિંદી આપણો ભાઈ છે, તેના ઉદ્ધારમાં દેશનો ઉદ્ધાર છે એમ માની સંઘ બળ એકત્ર કરો. સંગઠનથીજ હિંદુજાતીની રક્ષા થશે. નિર્બળ -નિર્માલ્યને આ જગતમાં જીવવાનો અધિકાર નથી, જગતમાં તેનું જીવન નકામું છે; પ્રભુ પણ તેનાથી દૂર છે; માટે દેશમાં ચારે તરફ ઘુમી-ફરી, પડે એટલાં સંકટો સહન કરી હિંદુઓનું સંગઠન કરી બળવાન બનો." આટલું વિવેચન કરી ગુરૂએ આકાશ પ્રતિ દ્રષ્ટિ કરી. બ્રાહ્મણોએ ગુરૂનું કથન એકાગ્રતાથી શ્રવણ કર્યું. સત્ય સમજાયું. આ પછી બ્રાહ્મણોના અગ્રેસરે બ્રાહ્મણો-ગાયો અને હિંદુઓપર ગુજરતા જુલ્મોની કેટલીક વધુ વિગતો ગુરૂ સમક્ષ વિદિત કરતાં જણાવ્યું કે આખા પંજાબમાં હિન્દુઓને મુસલમાન થવાનું ફરમાન થયાનું અમારા સાંભળવામાં આવ્યું છે.

ગુરૂદેવના મુખપર સ્મિત હાસ્ય ફરકયું. તેમણે ઉંચ્ચસ્વરે કહેવા માંડયું, "ભારતભૂમિના વંદનિય ભૂદેવો! સાંભળો. દેશ અને ધર્મ અત્યારે દુઃખના મહાસાગરમાં ડૂબ્યો છે. તેની ચારે તરફ વિનાશનો પ્રચંડ જવાળામૂખી સળગી રહ્યો છે. તેનો ઉદ્ધાર કરવો એ સ્હેલી વસ્તુ નથી. દેશ અને ધર્મના ઉદ્ધાર માટે હજી ઘણું કરવું પડશે. હિંદના અનેક હિરાઓનાં બળિદાનો આપવાં પડશે. પ્રભુની કળા ન્યારી છે. કસોટીનો સમય જીનક છે. જ્યાં સુધી સાધુઓનાં વિશુદ્ધ બળીદાન નહિ અપાય ત્યાં સુધી દેશનો-ધર્મનો ઉદ્ધાર થવાનો નથી. સાચાં-પવિત્ર

બલીદાન સિવાય ધર્મની-દેશની રક્ષા થઈ શકશે નહિ. પવિત્ર પુરૂષોના રક્તપાન માટે આતુર થએલી દેવીઓ ચારે તરફ ખપ્પર લઇને ફરે છે. બત્રીસ લક્ષણા પવિત્ર હિંદુઓના લોહીથી તેમનું ખપ્પર ભરવા ઇચ્છે છે. બ્રહ્મદેવો ! ધર્મ અને દેશની રક્ષાને માટે માથાં આપે એવા વીરોને તૈયાર કરો. પ્રત્યેક હિન્દુ આ મહામંત્રને હૃદયપટમાં કોતરી રાખે કે, "રાજ્યલક્ષ્મીનો નાશ થાઓ અથવા પોતાની ઉપર તલ્વારો ટૂટી પડો; યમરાજ માથુ હરી લ્યો, તો પણ મારી મતી સાચા ધર્મમાંથી લગારે ચલાયમાન ન થાઓ."

"ભગવંત ! મુસ્લીમોના અમાનુષી અત્યાચાર-તોફાનનું પરીણામ ઘણુંજ ભયંકર આવશે." એક બ્રાહ્મણે દીન વદને હાથ જોડી કહ્યું.

"તોફાન પછીજ શાન્તિ સ્થપાય છે." ગુરૂએ હસીને જવાબ વાળ્યો. "પ્રભુ ! હિન્દુજાતીનો વિનાશતો નહિ થાયને ?" પુનઃ એક બ્રાહ્મણે પૂછયું. ગુરૂએ ગંભીર મુખે કહ્યું. "હિંદુજાતીનો વિનાશ કદી છેજ નહિ; પણ તેને વધુ ગૌરવશિલ-પવિત્ર-અમર બનાવવાને માટે હજી ઘણાં સ્વાર્પણ કરવાં પડશે. જ્યારે એકેએક હિન્દુવીર પોતાના ધર્મની-દેશની મહત્તા બરાબર સમજી પ્રત્યેક હિંદીભાઇને પોતાના સગાભાઇ સમાન સમજશે, બ્રહ્મચર્ય પાળી બળવાન બનશે-મૃત્યુના ભયને નહિ ગણકારતાં પોતાને અજર-અમર માનશે અને દેશ તથા ધર્મના રક્ષણમાં પ્રાણાર્પણ કરવાની ધગશ ધરાવશે ત્યારે હિન્દના સાચા હિંદુધર્મને અને પવિત્ર ભારતવર્ષને જગતનાં તમામ મનુષ્યો વંદન કરશે અને ત્યારેજ હિન્દીવીરોનું જીવન સાર્થક થયું લેખાશે."

આટલું કહી ગુરૂજી ઉભા થયા અને સર્વ સાથે નિવાસ સ્થાને આવ્યા. આજે તેમના વદનપર અલૌકિક તેજ પ્રકાશતું હતું. કંઈક અનેરો આનંદ અનુભવતા હોય એવું તેમના દિવ્ય વદન કમળ પરથી જણાતું હતું.

પ્રાતઃકર્મથી પરવારી ગુરૂએ કાશ્મીરથી આવેલા બ્રાહ્મણોને બોલાવી કહ્યું. "તમારામાંથી થોડાક દિલ્હી જાવ અને બાદશાહને જણાવો કે અમારા યજમાન શીખ ક્ષત્રિઓ જ્યાં સૂધી મુસલમાન નહિ થાય ત્યાં સૂધી અમે પ્રાણાંતે પણ ઇસ્લામ ધર્મ સ્વીકારનાર નથી. વિશેષમાં એમ પણ કહેજો કે જો તેગબહાદુર ઇસ્લામ ધર્મ અંગીકાર કરશે તો ઘણા હિન્દુઓ મુસલમાન થશે."

બ્રાહ્મણોએ ગુરૂનું કથન શ્રવણ કરી ત્યાંથી પ્રયાણ કર્યું. થોડા દિવસમાંજ ગુરૂ તેગબહાદુરને બાદશાહની પાસે જવાનું તેડું આવ્યું.

રાત્રિના સમયે ગુરૂએ પોતાના પુત્ર ગોવીંદસિંહને એકાન્તમાં બોલાવી કહ્યું, "ગોવીંદ! આજે તારી સાથે મારે એક મહત્વની વાત કરવી છે."

પિતૃભક્ત પુત્રે કંઇ પણ નહિ બોલતાં ફક્ત બે હાથ જોડી શીર ઝુકાવ્યું.

"ગોવીંદ! પ્રભુની ઇચ્છા કંઇક ઓરજ છે." તેગબહાદુરે હસતા વદને કહ્યું.

"શું પિતાજી?" ગોવીંદસિંહે ગંભીરતાથી પૂછયું.

"ધર્મ અને દેશની રક્ષાને માટે સાચા બળિદાનની જરૂર છે."

"તેમાં શું મોટી વાત છે? આપની નજરમાં જો હું બળિદાનને માટે યોગ્ય લેખાતો હોઉં તો પ્રાણાર્પણ કરવા તૈયાર છું."

"તું યુવાન છે, હજી તારે ઘણી તૈયારી કરવાની છે."

"દેશ અને ધર્મને માટે સાચા વીર યુવાનોનાજ બળિદાનની જરૂર છે. યુવાનોનાં બળિદાન ઉત્તમ લેખાય છે. મારે તૈયારીની જરૂર નથી. હું તૈયારજ છું. અજર અમર આત્માને મૃત્યુનો ભય હોયજ નહિ. શરીર નશ્વર છે. જ્યારે ત્યારે તે નાશ પામવાનું છે. નવાં

વસ્ત્રોની માફક આત્મા શરીરરૂપી નૂતન વસ્ત્રો ધારણ કરે છે; તો પછી શરીરના મોહ શા ?" ગોવીંદસિંહે સવિનય પ્રત્યુત્તર વાળ્યો.

"ધન્ય છે બેટા ! તારો જય થાઓ." ગુરૂએ પુત્રને આશિષ આપી. થોડીવાર શાન્ત રહ્યા પછી પુનઃ ગોવીંદસિંહે પૂછ્યું, "બાળકને હવે શું આજ્ઞા છે ?"

"મારૂં કાર્ય હવે તારે કરવાનું છે." ગુરૂએ ગંભીરતાથી કહ્યું.

"અને આપ ?" ગોવીંદસિંહે પૂછ્યું.

"જગતમાં જે કાંઇ કરવાનું હતું તે મારૂં કાર્ય પૂર્ણ થયું છે, હવે ફક્ત એકજ કાર્ય કરવાનું મારે બાકી છે."

"તે શું ?" ગોવીંદસિંહે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"આ શરીરનું બળિદાન." ગુરૂએ શાન્તિથી શબ્દો ઉચ્ચાર્યા.

"શા માટે ?" ગોવીંદસિંહે ચમકીને વિસ્ફારીત નયને પૂછ્યું.

"ધર્મ અને દેશના માટે. બેટા ! વ્યાકુળ ન થા. મેં તને પ્રથમજ જણાવ્યું છે કે આ સમયે વિશુદ્ધ–સાધુપુરૂષના બળિદાનની જરૂર છે અને તે માટે હું દિલ્હી તરફ પ્રયાણ કરનાર છું."

પિતાની ઇચ્છા જાણી ગોવીંદસિંહ સ્તબ્ધ બન્યા. તેમને બદલે પોતાને જવા દેવા માટે તેમણે પિતાને અનેક પ્રકારે સમજાવ્યા, અનેક દલીલો કરી પણ ગુરૂતેગબહાદુર તેમના નિશ્ચયથી લેશમાત્ર વિચલિત થયા નહિ. તેમણે અનેક દાખલા દ્રષ્ટાંતો આપી બળિદાનનો મહિમા સમજાવ્યો, બીજી અનેક શીખામણો ગોવીંદસિંહને આપી. ગોવીંદસિંહ વીર યુવાન હતા. ધર્મ અને દેશની રક્ષાને માટે અપૂર્વ ધગશ ધરાવતા હતા. મોગલોના અત્યાચાર સાંભળી તેમની આંખ્યોમાંથી ખૂન વરસતું હતું. નાની ઉમ્મર હોવા છતાં પણ તેમણે મુસ્લીમો સાથેની લડાઇઓમાં અપૂર્વ રણ કૌશલ્ય દર્શાવ્યું હતું. શીખવીરો ગુરૂપુત્રના સાહસ–પરા-

ક્રમને વખાણતા, ગોવીંદસિંહ પિતાના શાન્ત બળિદાનના નિશ્ચયથી પ્રાણહાની સિવાય અન્ય કાંઇપણ લાભ થનાર નથી એમ માનતા હતા.

આ સમયે દેશમાં ચારે તરફ અંધાધુંધી વ્યાપી હતી. હિન્દુઓ કલેશ કુસંપથી નિર્માલ્ય–બીકણ બન્યા હતા. બળાવાનેજ બળવાન સ્હાય કરે છે, નિર્બળ માર્યો જાય છે. જગતમાં બળવાનનેજ જીવવાનો અધિકાર છે, નિર્બળને નહિ. ગોવીંદસિંહ આ સૂત્રને માનનાર હતા. શીખોનું જોઇએ તેટલું સંગઠન હજી થયું નહોતું. ગોવીંદસિંહજી ચારે તરફ ઘુમતા અને સાચો ધર્મ ભૂલેલા હિન્દીઓને સાચા ધર્મ જ્ઞાનનો મર્મ સમજાવી શીખ ધર્મમાં લેતા. તેમની ઇચ્છા–આશા શીખોની પ્રચંડ સેના એકત્ર કરી હિંદમાંથી મુસ્લીમોની જડ કાઢવી યાતો તેમને અંધ શ્રદ્ધાથી બચાવી સાચા ધર્મનું જ્ઞાન કરાવી દેશમાં શાન્તિ સ્થાપવી. આ કાર્યને માટે પ્રથમ બળ અને સંગઠનની આવશ્યકતા હતી. આવા વીરને પિતાના શાન્ત બળિદાનથી ધાર્યું પરિણામ નહિ આવવાની શંકા ઉદ્દભવેજ, પણ પોતાની એ શંકા પિતૃભક્ત પુત્રે પોતાના મનમાંજ સમાવી.

બીજે દિવસે પ્રભાતના શુભ સમયે ગુરૂતેગબહાદુરે પોતાના શિષ્યોને એકત્ર કરી ગોવીંદસિંહને ગુરૂપદની ગાદી સંભાળવાની અને ધર્મની રક્ષા કરવાની આજ્ઞા કરી. ગોવીંદસિંહે પિતાને–પ્રભુને અને પછી ગાદીને પ્રણામ કરી પિતાની આજ્ઞા અંગીકાર કરી. શીખવીરોએ ગુરૂની જયગર્જનાથી ગગન ગજાવી મૂકયું. તેગબહાદુરે સૌનું કલ્યાણ ઇચ્છી પોતાનો નિશ્ચય જાહેર કર્યો. યુદ્ધમાં સિંહની માફક ઝઝુમનારા અને અપૂર્વ રણરંગ ખેલનારા શીખ યોદ્ધાઓ ગુરૂજીના નિશ્ચયથી કંપ્યા. નિઃશસ્ત્ર બંધીવાનને મારવામાં મુસલમાનો ધર્મ–અધર્મ કંઇજ સમજતા નથી, મુસલમાનો તો એમજ સમજશે કે એક શત્રુ વગર

લઢાઈએ ઓછો થયો. આવી રીતના મૃત્યુથી લાભને બદલે હાનીજ થવાની. પોતાના આવા વિચારો શીખ વીરોએ ગુરૂ સમક્ષ નીવેદન કર્યા; પણ એ બહાદુરોને ખબર ન્હોતી કે શાન્ત-પવિત્ર સાધુ પુરૂષનાં બળિદાન નિરર્થક જતાં નથી. સાધુ પુરૂષનાં બળિદાનથી અત્યાચારીઓ અને જુલ્મીઓની જડ ઉખડી ગઈ છે. સાધુ પુરૂષોનાં બળિદાનથી અનેક મદાંધ ભૂપતિઓ અને સામ્રાજ્યો જમીનદોસ્ત થઈ ગયાં છે. પવિત્ર પુરૂષોનાં બળિદાન નિરર્થક જતાં નથી અને જવાનાં પણ નથી.

ગુરૂતેગબહાદુરે શાન્ત મૃત્યુના ફાયદા, ધર્મને માટે સાધુના બળિદાનની આવશ્યકતા અને પ્રભુનો નિર્ધાર વગેરે લંબાણ વીવેચનથી શીખ વીરોને સમજાવ્યા. ગુરૂજીનો વિયોગ થશે, બાદશાહ ઘાતકી રીતે ગુરૂજીનો ઘાત કરશે, ગુરૂજીનાં આ અંતીમ દર્શન છે વગેરે વિચારતાં શીખ વીરોની આંખોમાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં. ગુરૂએ સઘળાનુ શાન્તવન કરી ધર્મ અને દેશની રક્ષાની આજ્ઞા કરી. આ સમયે અનેક શીખોએ ગુરૂની સાથે દિલ્હી જવાની પ્રબળ ઇચ્છા પ્રદર્શિત કરી. તેગબહાદુર પોતાના શિષ્યોનાં હૃદય બરાબર ઓળખતા હતા. આ વખતે અનેકનાં બળિદાનની જરૂર નથા, પણ એકજ વિશુદ્ધ બળિદાનની જરૂર છે; એમ પોતે માનતા હતા. તેગબહાદુરે શિષ્યોને ઘણુંએ સમજાવ્યા; પણ શિષ્યોને કંઈ અસર થઈ નહિ. ગુરૂને માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર થએલા અનેક શીખ વીરો ગુરૂ સમક્ષ શીર ઝુકાવી બેઠા. તેગબહાદુરે થોડીકવાર શાન્ત રહી મન સાથે કંઇક નિર્ણય કરી લીધો. અને પછી હસીત્ વદને શીખવીરો સામે નજર કરી જેને સાથે આવવાની ઇચ્છા હોય તેને તૈયાર થવાની આજ્ઞા આપી છેવટે એક સુરમ્ય પ્રભાત કાળે ગુરૂ

તેગબહાદુરે દિલ્હીના માર્ગે પ્રયાણ કર્યું. શીખવીરો ભજનો લલકારતા વારંવાર ગુરૂજીની જય ગર્જના પોકારતા ગુરૂજીની સાથે જવા લાગ્યા. ગુરૂનાં દર્શનાર્થે દરેક સ્થળે માનવ મેદની મળતી. દેવલોકો દિગવિજય કરવા જતા હોય એવો દેખાવ થઈ રહ્યો.

(૩)

અમારી આ ભરત ભૂમિ, ખરેખર દેવ ભૂમિ છે,
અહીંથી ધર્મ સૌ જન્મ્યા, સનાતન આર્ય ભૂમિ છે.

સ્વર્ગ સમી જન્મભૂમિ ! આહ! આજે તારી કેવી અવદશા ? માતા ! ભારતભૂમિ ! આજે દુષ્મનોથી તું પીડાઇ રહી છે. ધર્મના સાચા તત્વને નહિ સમજનારા ધર્માંધો તારાં સંતાનોની ધર્મના નામ પર કત્લ કરી રહ્યા છે. હિન્દુ ધર્મને મીટાવવા બાદશાહ ઔરંગઝેબ આજે આકાશ પાતાળ એક કરી રહ્યો છે. સઘળા હિંદુઓનાં જીવન જોખમમાં છે. પ્રભુ! પરમાત્મા! આ શો ઉત્પાત! પવિત્ર હિંદુસ્થાનમાં આજે આશો કહેર ? આજે તલ્વારના જોરથી ઇસ્લામ સ્વિકારાય છે. બળાત્કારે સ્વિકારેલો ધર્મ શું સાચો ધર્મ કહી શકાય ? ના, ના, પણ મોગલ સમ્રાટ એવું ક્યાં સમજે છે ? અરે તેનામાં સત્ય સમજવાનું જ્ઞાનજ ક્યાં છે ?

સુપ્રસિદ્ધ આગ્રા શહેરથી થોડેક દૂર આવી ગુરૂ તેગબહાદુરે મુકામ કર્યો હતો. શીખવીરો અન્ય કાર્યમાં રોકાયા હતા. સાયંકાળના સમયે ગુરૂ તેગબહાદુર એક વૃક્ષ નીચે શાન્ત—એકાન્ત જગ્યામાં બેસી ઉપરોક્ત ઉદ્દગાર કાઢી રહ્યા હતા. આ વખતે તેઓ ગહન વિચારમાં ગરકાવ થએલા હોય એમ તેમની મુખ મુદ્રા પરથી જણાતું હતું. વધુ સમય વિતતાં તેમની આંખ્યો બંધ થઈ. સમાધીસ્થ થયા હોય એમ જણાયું. સાયંકાળની સમાપ્તિ સાથે અંધકારે તેનું આધિ-

પત્ય અવનિ પર સ્થાપ્યું. ગુરૂની ધ્યાનાવસ્થા ઘણીવાર રહી. તેમણે જ્યારે આંખ્યો ઉઘાડી ત્યારે ચારે તરફ ઘોર અંધકાર ફરી વળેલો જણાયો. ગુરૂએ ચારે તરફ નજર કરી આત્મગત્ બોલવા માંડયું,

"ઘોર અંધકાર ભારતવર્ષની આસપાસ ફરી વળ્યો હોય એમ જણાય છે. મુસ્લીમોના ઘોર અત્યાચારથી અંધકારે ભીષણ સ્વરૂપ ધારણ કર્યું છે. ભારત માતા! તારે હજી અંધકારમાંજ રહેવાનું નિર્માણ થએલું છે. રૂઠેલી ભાગ્યદેવીઓનાં ખપ્પર બત્રીસ લક્ષણાઓના રક્તથી જ્યારે પરીપૂર્ણ ભરાશે; હા! ત્યારેજ તારી ઉપરથી અંધકારનાં દુઃખી વાદળ દૂર થશે. દેશદિપકો! ભારતમૈયાના સુહાગી સંતાનો! ઉઠો, નિંદ્રા ત્યાગી જાગૃત થાવ. દેવીઓ! તમારાં બળીદાન માગી રહી છે. પ્રભો! હિંદીવીરોને આત્મબળ સમર્પો. મૃત્યુનો ભય તેમના હૃદયમાંથી દૂર કરો."

ગુરૂ તેગબહાદુરે નેત્રો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. આ અરસ્સામાં કોઈ એક વ્યક્તિ ગુરૂજીની તરફ ચાલી આવતી જણાઈ. અંધકારમયી રાત્રિના સ્વચ્છાકાશમાં તારાઓ હિરાની માફક ઝગઝગી રહ્યા હતા. નક્ષત્રોના આછા પ્રકાશમાં આગંતુકે ગુરૂને શોધી કાઢયા. તેના પગ સંચારથી ગુરૂએ આંખ્યો ઉઘાડી. આવનાર હાથ જોડી ગુરૂની સમિપ બેઠો. ગુરૂજીએ તેને ઓળખી પૂછ્યું "કેમ શું વર્તમાન છે?" આવનાર એક શીખવીર હતો. તેણે કહ્યું, "ગુરૂવર્ય! વિપત્તિનું વાદળ ઘેરાયું છે. આપને પકડી દિલ્હી લઈ જવાની સઘળી તૈયારી થઈ ચૂકી છે. સૂબેદાર અસંખ્ય સૈનિકો સાથે આ તરફ આવે છે."

"સઘળા શિષ્ય મંડળે આ સમાચાર જાણ્યા?" ગુરૂએ શાન્તિથી પૂછ્યું.

"હા અને સઘળા વ્યાકુળ બન્યા છે."

" શું મૃત્યુના ભયથી મારા બહાદુર શિષ્યો વ્યાકુળ બન્યા છે ? " ઉચ્ચ સ્વરે બોલતા ગુરૂ ઉભા થઈ શિષ્ય મંડળના મુકામ તરફ ચાલ્યા. સમાચાર લાવનાર શિષ્ય પણ ગુરૂની પાછળ ચાલ્યો. અલ્પ સમયમાંજ ગુરૂવર્ય શિષ્ય મંડળ સમક્ષ આવીને ઉભા. શીખવીરો પ્રભુ ભક્તિનાં ગાન લલકારી રહ્યા હતા. ગુરૂને જોતાંજ સઘળાએ નમન કર્યું. તેગબહાદુરે સર્વનું કલ્યાણ ઈચ્છી ગંભીર અવાજે કહેવા માંડયું, " બહાદુર શીખવીરો ! આપણને પકડી દિલ્હી લઇ જવાની સઘળી તૈયારી થઇ ચૂકી છે. આપણે આજે છૂટા છીએ, પણ આવતી કાલે આ વખતે છૂટા હોઇશું કે કેમ એ એક સવાલ છે. બહાદુરો ! તમે ધર્મની રક્ષાને માટે–તમારી ભારતભૂમિના ઉદ્ધારને માટે દિક્ષા લીધેલી છે. હિંદુસ્થાનનાં તમામ મનુષ્યો એકજ લોહીનાં છે. સઘળા આપણા ભાઇઓ છે. ધર્મ અને દેશની રક્ષાને માટે ન્યાત–જાત–પંથ–મત–મતાંતર વગેરે વિસારી સાચું જ્ઞાન સંપાદન કરી જેઓ આપણા મંડળમાં જોડાયા છે તે સઘળા શીખ કહેવાય છે. શીખવીરો આપણો ધર્મ–આપણી ફરજ અત્યારે સ્પષ્ટ છે. મોગલોના અત્યાચારથી ધરા ધ્રજી રહી છે, દીગપાળો ડોલી રહ્યા છે. આ અંધકાર મોગલ સલ્તનતનો ગ્રાસ કરવા ભીષણ સ્વરૂપ ધારણ કરતો હોય એમ જણાય છે. શીખ યોદ્ધાઓ ! સાંભળો, પૂર્ણ સાવધાનતાથી મારા આ છેલ્લા શબ્દો સાંભળી લ્યો. એકેએક શીખવીર પ્રભુનો સાચો સેવક છે, ધર્મ અને દેશની રક્ષાને માટે તેનું જીવન છે. શીખવીર ન્યાત–જાતને માનતો નથી. શીખવીર હિંદનાં સંતાનોને પોતાનાં સહોદર સમજે છે. શીખવીર સાચો હિન્દી છે. શીરવીરોના ઐકયથી મોગલ મહારાજ્ય આખરે જમીદોસ્ત થશે, પણ તે પહેલાં શીખોએ ઘણું કરવાનું છે. અત્યારે આપણી કસોટી થઇ રહી છે. આપણે ભડભડાટ સળગતી

આગમાં હસ્તે વદને હોમાઇ શીખ જાતીના ગૌરવમાં વૃદ્ધિ કરવાની છે. વીરાઓ! આપણે અલ્પ સંખ્યામાં છીએ, છતાં પ્રચંડ–પ્રબળ મોગલોનાં ધાડાંને હાંકી કાઢી ધરા ધ્રુજાવીએ છીએ. જ્યારે આપણે વિપુલ સંખ્યામાં એકજ ધર્મના પાવત્ર ઝંડા તળે એકત્ર થઈશું, તે સમયે બળવાનમાં બળવાન્ સલ્તનત પણ આપણા તરફ જોવાની કે હિંદુસ્થાનમાં ત્રાસ–અનાચારનું રાજ્ય કરવાની હિંમત કરી શકશે નહિ; પણ એમ થવાને હજી ઘણા સમયની જરૂર છે. વિખુટા પડેલા ભાઇઓને અને પરધર્મમાં જઇ દુષ્મન બનતા બંધુઓને સમજાવી–સાચું જ્ઞાન આપી શીખ ઝુંડા નીચે લાવવાના પ્રબળ પ્રયાસ કરવાના છે. પ્રથમ તો તમારે મૃત્યુનો ભય ત્યજવાનો છે અને એ ભય તમારામાંથી કેટલાએ છોડયો છે, તેની પરિક્ષાનો સમય પણ નજદિક આવ્યો છે.” આટલું લંબાણુ વિવેચન કરી ગુરૂએ મૌનનું અવલંબન કર્યું. શીખોએ ગુરૂના વચનામૃતનું પાન કર્યું. સઘળા વિચારમાં પડયા. શાન્તિ વ્યાપી રહી. કોઇ એક શબ્દ પણ બોલતું નથી. આવું જોઇ પુનઃ ગુરૂએ કહેવા માંડયું, “તમારા મનના વિચાર હું કંઇક અંશે જાણી ચૂકયો છું. તમે બહાદુર લડવૈયા છો. સામી છાતીએ લડવાનું પસંદ કરનારા છો, પણ આપણે આ સમયે એમ કરવાનું નથી. આ સમયે તો આપણે આનંદથી મ્હોતને આલિંગન કરવાનું છે. આપણા શાન્ત અહિંસક બળિદાનની અસર અદ્ભુત થશે. આપણાં બળિદાન નિરર્થક નહિ જાય. જે હિંમતથી મરી શકે છે, તેજ જીવી શકે છે. આ કસોટી કદાચ બહાદુરોને હસવા જેવી લાગશે પણ તેના ગર્ભમાં–ભાવીમાં શીખનાં આ બળિદાન અપૂર્વ લેખાશે.”

“ત્યારે શું યુદ્ધ વિનાજ દુષ્મનના શીકાર બનવું?” એક શિષ્ય બોલી ઉઠયો.

"શીકાર નહિ પણ બળિદાન." ગુરૂએ કહ્યું.

"આવી રીતના મરણથી શત્રુઓ ખુશી થશે." બીજા શિષ્યે કહ્યું.

"શત્રુઓની ખુશાલી ક્ષણીક હશે, પણ આપણાં સાચાં બળિદાન તેમના ભવિષ્યની ભયાનક પાયમાલી કરશે."

ગુરૂના કથનથી શિષ્યો વિચાર સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યા. ઘણી વાર થઇ પણ કોઇ બોલતું નથી જાણી પુનઃ તેગબહાદુરે કહ્યું, "ભાઇઓ! હું તમને કોઇને બળાત્કારે મરણને શરણ થવાનું સૂચવતો નથી, પણ એટલું તો કહીશ કે જે માણસ હસતે ચહેરે મરી જાણે છે તેજ સૌ કાંઇ કરી શકે છે. સાચા બળિદાન–મરણમાંજ હિંદુ ધર્મનું ગૌરવ છૂપાયું છે. ખૂબ વિચાર કરજો. મારી તો દૃઢ માન્યતા છે કે સાચાં બળિદાન નિરર્થક જતાં નથી. હું હવે જલ્દીથી પ્રયાણ કરનાર છું. જેને મારી સાથે મરવા આવવું હોય તેણે પૂર્ણ વિચાર કરી સાથે ચાલવું." આટલું કહી ગુરૂ ત્યાંથી ચાલતા થયા.

આ સમયે દેશની દુર્દશાનો પાર ન્હોતો. ધર્મ ધરામાં ડુબ્યો હતો. લોકો નાસ્તીક બન્યા હતા. મુસલમાનોના હુમલાથી સર્વત્ર કાયરતા અને ભય વ્યાપ્યાં હતાં. ધર્મનું યથાર્થ રહસ્ય–જ્ઞાન સમજાવનારા અદૃશ્ય થયા હતા. શ્રી ગીતાજીમાં કહ્યું છે કે "જ્યારે પૃથ્વી પર અધર્મ–અત્યાચાર ખૂબ વધે છે, ત્યારે ભગવાન અગર કોઇ અવતારી દૈવી અંશ ધર્મનું સ્થાપન કરવા આ જગતમાં જન્મે છે." હિંદુઓ એવા મહાનપુરૂષના જન્મને અવતાર કહે છે. આવા વિકટ સમયે પંજાબમાં એક દૈવી વીરનો જન્મ થયો. એમનું નામ ગુરૂશ્રી નાનક. સંવત ૧૫૨૬ થી ૧૫૯૦ સુધી તેમનો સમય, એટલા સમયમાં તેમણે ઘણું કર્યું. તેમણે એક એવા ધર્મની સ્થાપના કરી

કે જેથી હિંદુધર્મની રક્ષા થઇ. વિખુટા પડેલા હિંદુભાઇઓ સમય વિતતાં તે વીરધર્મના ઝુંડા નીચે એકત્ર થઇ ધર્મ અને દેશ રક્ષાની દિક્ષા લઈ શત્રુઓ સામે નિડરતાથી રણરંગ ખેલવા લાગ્યા. શ્રી નાનકદેવ પ્રભુના અનન્ય ભક્ત હતા. સર્વત્ર પ્રભુતા અવલોકતા. તેમણે સ્થાપેલો ધર્મ તે શીખધર્મ.

તેમના વખતમાં શીખોની સંખ્યા વધારે નહોતી. તેગબહાદુર શીખોના નવમા ગુરૂ હતા. તેમની પહેલાંના ગુરૂઓએ શીખોની સંખ્યા અલ્પ હોવાં છતાં શ્રદ્ધા અને ખંતથી મુસલમાનોના પ્રચંડ હલ્લાને હઠાવી શીખ ધર્મનું રક્ષણ કર્યું હતું.

ગુરૂતેગબહાદુરના કથન અને છેલ્લા નિર્ણયથી શિષ્યો વિચારમાં પડયા. ગુરૂના કહેવાનો સાચો મર્મ કોઇ સમજી શકયા નહિ. તેઓતો મારવું અને મરવું પસંદ કરનારા હતા. યુદ્ધ કર્યા વિના હાથે કરીને શામાટે મરણને શરણ થવું ? એથી શું લાભ ? જીવતા હોઇશું તો સૌ કાંઇ કરી શકીશું વગેરેના વિચારને અંતે બળિદાનનું સત્ય રહસ્ય નહિ સમજનારા શીખો કંઈ પણ નિર્ણય કરી શકયા નહિ, પણ આ શિષ્ય સમુહમાં પાંચ શિષ્યો એવા હતા કે જે ગુરૂની આજ્ઞા થતાંની સાથેજ પોતાનાં શીર ઉતારી આપે. એ પાંચ શિષ્યોએ ગુરૂની સાથે જવાનો દ્રઢ નિશ્ચય કર્યો. ગુરૂનો ઉદ્દેશ તેઓ બરાબર સમજી શકયા હતા. આ પાંચ સિવાયના શિષ્યો તો એમજ સમજતા હતા કે લઢયા વિના એમને એમ મરવાથી કંઇ પણ લાભ થનાર નથી. સાચા બળિદાનની જરૂર છે એ ગુરૂદેવનું રહસ્યમય વાકય યથાર્થ જ્ઞાનના અભાવે તેમનાથી શી રીતે સમજી શકાય ? પણ એટલું તો જરૂર ધ્યાનમાં રાખવાનું છે કે " મહાપુરૂષોનાં વચનોમાં ગુઢાર્થ રહેલો હોય છે." ગુરૂતેગબહાદુરે પ્રથમજ જણાવ્યું હતું કે આ સમયે કોઇ મહા-

ત્માના બળિદાનથી ધર્મ અને દેશ ઉપરની આફત ટળી જશે. આફત જાય અગર ન જાય પણ ગુરૂનું કથન સર્વથા સત્ય હતું. જે શક્તી હજારોના પ્રાણ આપવાથી ઉત્પન્ન થઇ શકતી નથી, તે એકજ સાચા સંત-નેતાપુરૂષના દેહ સમર્પણથી ઉત્પન્ન થાય છે. સાધારણ મૃત્યુ અથવા બળિદાનમાં કેવળ ભાવનુંજ અંતર છે. નિર્માલ્ય મનુષ્ય જન્મ ધારણ કરી કેવળ દ્રવ્ય ઉપાર્જન કરી મોહ-માયા-વૈભવવિલાસમાં જીવન પૂર્ણ કરી અંતે રોગ યા બીજા કારણથી ઘરના ખૂણામાં મરે છે. મરતી વખતે પણ તેને હું મરીશ-મારૂં શું થશે ? વગેરે ભયભીત વિચારો ઉત્પન્ન થાય છે.

મૃત્યુ એજ કે " જે દેશને માટે-ધર્મને માટે-પરોપકાર વગેરે પુણ્ય કાર્યને માટે બેફિકર બની વનરાજની માફક ચારે તરફ કર્તવ્ય ક્ષેત્રમાં ઘુમી અંતે હસતે વદને મૃત્યુને શરણ થઇ માનવ જીવન સફળ કરે છે " આ મૃત્યુ ઉત્તમ છે. આવા મૃત્યુથી દેશમાં જાગૃતી આવે છે. જનસમાજ નિર્ભય બને છે. ગુરૂતેગબહાદુર કહે છે કે, " જે મનુષ્ય કોઇને ભય આપતો નથી અને નથી તે કોઇનાથી ભય પામતો તેજ મનુષ્ય મૂક્ત છે. "

ગુરૂ તેગબહાદુરના પાંચ શિષ્યોએ ગુરૂની પાસે જઇ પોતાનો નિશ્ચય જણાવ્યો. ગુરૂએ તેમને આશિષ આપી. આ પછી નિર્ણીત સમયે ગુરૂએ તે શિષ્યો સાથે પ્રયાણ કર્યું.

(૪)

સમર્પે પ્રાણ સ્વધર્મે ધરામાં ધન્ય નર એવા,<br>
ન સેવે સ્વાર્થ કંઇ ચિતમાં, ખરેખર ધન્ય એ દેવા.

દૈવી મનુષ્યોનું જીવન પરોપકારાર્થેજ હોય છે. જગતનું કલ્યાણ ઇચ્છવું અને કરવું એ સાધુ પુરૂષોનો ધર્મ છે. દેશ અને ધર્મને માટે

જીવન અર્પનારા વીરનરોને હજારો ધન્યવાદ ઘટે છે. એવા પુણ્યાત્મા જનોના પવિત્ર નામ સ્મરણુ માત્રથી આજે ભારતીય જનો પોતાને કૃતાર્થ થએલા માને છે.

સમ્રાટ ઔરંગઝેબે હરકોઇ ઉપાયે ગુરૂતેગબહાદુરને ઇસ્લામ ધર્મમાં લેવાનો અને જો ગુરૂ ઇસ્લામનો અસ્વીકાર કરે તો તેમનો જીવન દીપક બુઝાવવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

ગુરૂતેગબહાદુરને દિલ્હી લઇ આવવા બાદશાહે એક સુબેદારને સૈનિકો સાથે રવાના કર્યો હતો; તેને ખાનગી એવી આજ્ઞા કરવામાં આવી હતી કે ગુરૂને સન્માનથી દિલ્હી લઇ આવવા અને જો રાજી-ખુશીથી ન આવે તો છેવટે બળજબરીથી તેમને ગીરફતાર કરી લઇ આવવા. ગુરૂતેગબહાદુર અને તેમની સાથેના બહાદુર શીખ શિષ્યોને માર્ગમાંજ સુબેદાર અને સૈનિકોનો મેળાપ થયો. સુબેદારે ગુરૂને સલામ કરી બાદશાહનો સંદેશો સંભળાવ્યો. ગુરૂએ બાદશાહના સંદેશાને મરણુનો પયગામ માની શિષ્યો સાથે દિલ્હી તરફ જવા માંડયું. સુબેદાર અને સૈનિકોએ ગુરૂને લગીર પણ શંકા ન ઉદ્ભવે તે માટે રસ્તામાં સારી રીતે વર્તન ચલાવ્યું. ગુરૂએ પોતાની સાથે મરવા આવેલા શિષ્યોને જે સૂચના કરવી ઘટે તે કરી સાવધ કરી દીધા. બાદશાહના સૈનિકો સાથે ગુરૂ અને તેમના શિષ્યો છેવટે દિલ્હીમાં આવી પહોંચ્યા. સાયંકાળની સમાપ્તિ થવા આવી હતી. ભાવી અમંગળની આગાહી કરતો રાત્રિનો અંધકાર પ્રકાશને ધીમે ધીમે અદ્રશ્ય કરતો હતો. સુબેદારે ગુરૂના આગમનના સમાચાર શહેનશાહને મોકલાવ્યા. છટકી જતા શીકારને વગર મહેનતે પંજામાં સપડાએલો જોઈ શીકારીને જેમ અત્યાનંદ થાય તેવો બલ્કે તેનાથી વધારે આનંદ ક્રૂર હૃદયના બાદશાહને ગુરૂના આવવાથી થયો. દિલ્હીના ચાંદનીચોકમાં

કે હાલ જ્યાં શીખોનું પવિત્ર ગુરૂદ્વાર આવેલું છે ત્યાં તે વખતે એક મોટું મકાન આવેલું હતું અને તેનો ઉપયોગ રાજકેદીઓ માટે થતો. તે મકાનમાં બાદશાહના હુકમથી ગુરૂ અને શિષ્યોને રાખવામાં આવ્યા.

વિક્રમાર્ક ૧૭૩૧ ના કાર્તિકમાસનો સમય હતો. શીયાળાની શીતળતા સર્વત્ર વ્યાપેલી હતી. ગુરૂ અને તેમના શિષ્યોએ અકાલ પુરૂષના ધ્યાનમાં રાત્રિ વ્યતિત કરવા માંડી. મકાનની ચારે તરફ પહેરેગીરો ખુલ્લી તલ્વારો સાથે પહેરો ભરી રહ્યા હતા. રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. દિલ્હીની સુવિખ્યાત સમરભૂમિમાં પવિત્ર સાધુ પુરૂષોનાં પવિત્ર લોહી વહેવાનાં હોવાથી રાત્રિએ ભીષણ કાળરૂપ ધારણ કર્યું હતું. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. મધ્યરાત્રિ થવા આવી હતી એવામાં એકાએક કોઇનું સંગીત સંભળાયું. સંગીત કરૂણ હતું. ભયની આગાહી રૂપ હતું. ગાનાર નિશ્ચલભાવથી પ્રભુને પોકારતો હતો.

પિતા અધિકાર હૈ તુમકો, હમે ગિરિસે ગિરાનેકા,
જલાશયમેં ડૂબાને ઔર, પાવકમેં જલાનેકા;
તુમે અધિકાર હૈ રાજન કરાદો દેશ નિષ્કાશન,
તથા બન્દી બના ડાલો હમે ઉસ જેલખાનેકા.
હમેંભી સોલહ આના દિયા યહ સ્વત્વ ઇશ્વરને,
પ્રતિજ્ઞા પાલનેમેં શાન્તિસે સબ દુઃખ ઉઠાનેકા;
તૂમ્હે અધિકાર હૈ હમકો દૂખદ શુલી દીલા દેને,
હમે અધિકાર હૈ તિસપર ન પીછે પગ હઠાનેકા.
અહો અસુરેન્દ્ર ઇસ ભયસે ન તુમ ભયભીત કર શકતે,
હૈ આત્મીક બલ ભરા હમમેં સફળતા મુખ્ય પાનેકા;
હુઆ પ્રલ્હાદજી જીસને તજા થા ડરશે સત્યાગ્રહ,
કભી ઇતિહાસમેં ઐસા નહિ હર્ગીજ લીખાનેકા.

હમારા લક્ષ ઉંચા હૈ હમારા ધ્યેય નિશ્ચલ હૈ,
સહાયક હૈ સ્વયં ભગવાન જો રક્ષક હૈ જમાનેકા;
તુમ્હારી યહ દમનશૈલી, અવશ્ય એક દિન દફન હોગી,
સમયભી હૈ ઉપસ્થિત અબ, દફન કારીકે આનેકા.

દેશ ભક્ત.

ગાન સમાપ્ત થયું. શાન્તિ વ્યાપી રહી. શીખવીરોએ પણ પ્રભુ ભજનમાં રાત્રિ વ્યતિત કરી. મોટા મળસકે ગુરૂએ શિષ્યો પ્રત્યે કહ્યું, શીખવીરો! સાંભળો, આપણે યમરાજના મહેમાન બન્યા છીએ. સવારમાં આપણે તે યમરાજના દરબારમાં જવાનું છે. ત્યાં કંઇપણ ભયંકર ઘટના બને યાતો મારા શરીરપર અત્યાચાર ગુજરે; પણ તમારે તમારા જીવ જોખમમાં નાખવા નહિ. બહાદુરો! તમારા પ્રાણાર્પણથી આ સમયે કંઇ ફાયદો થનાર નહિ હોવાથી જ તમને હું આવું સૂચન કરૂં છું. તમે જો જીવતા હશો તો ગોવીંદસિંહને અત્રે બનેલા બનાવની ખબર આપી શકશો અને વૈરની વસુલાત કરવા શીખોમાં પ્રચંડ જવાળામુખી સળગાવી દેશ અને ધર્મના શત્રુઓને ભસ્મીભૂત કરી શકશો. આ મારી છેવટની આજ્ઞા છે."

શિષ્યોએ શીર ઝુકાવી ગુરૂજીની આજ્ઞા અંગિકાર કરી. આ પછી સૌએ અકાલ પુરુષના પવિત્ર સ્મરણમાં પ્રાતઃકાળ થતાં સૂધીનો સમય પૂર્ણ કર્યો. પૂર્વાકાશમાં પ્રભાકર પ્રભુનાં દર્શન થતાં જ પહેરેગીરે ગુરૂની પાસે આવી દરબારમાં જવાની તૈયારી કરવાને કહ્યું. તેગબહાદુર અને તેમના શિષ્યો તૈયાર જ હતા. ગુરૂ તેગબહાદુરના આવવાની ખબર કયારનીએ આખા દિલ્હીમાં વાયુવેગે પ્રસરી ગઇ હતી. ધર્મ ઉદ્ધારક એ પવિત્ર મહાપુરૂષનાં દર્શનાર્થે દિલ્હીની જનતા માર્ગ પર એકત્ર થઈ હતી. લોકો કંઈ તોફાન કરે નહિ એ માટે બાદશાહે રાજ્ય

માર્ગ પર સશસ્ત્ર સૈનિકો ગોઠવી દીધા હતા દરબારના ચોગાનમાં પણ અનેક સૈનિકો ગોઠવાયા હતા. સમય થતાં ગુરૂ અને શિષ્યો રાજભુવન તરફ જવા નીકળ્યા. અનેક મુસ્લીમ સૈનિકોથી વિંટાએલા આ શીખો દેવ સમાન ભાસતા હતા. રાજમાર્ગ પર ઉભેલા લોકો દૈવી પુરુષને વંદન કરી પોતાને કૃતાર્થ થએલા માનતા. દિલ્હી દરબારમાં આજે ભયંકર ઘટના બનવાની હતી. સૂર્યભગવાન પણ આજે ઝાંખા જણાતા હતા. હિંદુ જનતાના હૃદયમાં કારમો શોક વ્યાપ્યો હતો.

બાદશાહ ઔરંગજેબ દિલ્હીના સુશોભિત વિશાળ દિવાનેઆમમાં રકતથી રંગાએલા બહુ મૂલ્ય મયુરાસને બિરાજી ગુરૂના આગમનની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો હતો. દરબારગૃહ મુસ્લીમ અમલદારો—શ્રીમાનો સરદારોથી ભરાઈ ગયું હતું. સ્થળે-સ્થળે શ્યામ વસ્ત્રધારી સૈનિકો ખુલ્લી સમશેરે ઉભેલા દૃષ્ટિગોચર થતા હતા.

ગુરૂ તેગબહાદુર અને શિષ્યો દરબારમાં પ્રવેશ્યા. બાદશાહના સિંહાસનથી થોડેક દૂર એક સામાન્ય આસન ગુરૂને માટે તૈયાર રાખવામાં આવ્યું હતું. ગુરૂએ એકવાર ચારે તરફ શાન્તિથી નજર ફેરવી પોતાના આસન પર સ્થાન લીધું. ગુરુના બહાદુર શિષ્યોને ગુરૂની પાસે નહિ જવા દેતાં દરબારના એક દ્વાર પાસે અટકાવી ઉભા રાખ્યા. ગુરૂ તેગબહાદુરના શાન્ત ભવ્ય દેખાવથી સર્વ સભાજનો તેમના પવિત્ર વદનને અવલોકી રહ્યા. આ સ્થળે એ પણ જણાવવાની જરૂર છે કે કેટલાક ધર્મદ્રોહી—દેશદ્રોહી શીખકુળ કલંક—શીખ નામધારી ગુરૂનાં નીકટના સગાઓ ઔરંગજેબને મળેલા હતા, અને ગુરૂ તેગબહાદુરના વિનાશને અર્થે પોતાના ધર્મના શત્રુના આશ્રિત—કુહાડાના હાથા બન્યા હતા. એમાંના એક ધર્મદ્રોહી—ભ્રાતૃદ્રોહીનું નામ રામરાય હતું. તે અને તેના

કેટલાક સાગ્રીતો આ સમયે દરબારમાં બાદશાહની બાજુમાં બેસી મનમાં મલકાતા હતા.

આવા દેશદ્રોહીઓના કારણે જ સ્વતંત્ર ભારતભૂમિ ગુલામીના બંધનમાં જકડાઈ. દેશમાં કાકુ નામનો વેપારી ઉત્પન્ન થયો ના હોત તો પોતાના આશ્રયદાતા શિલાદિત્ય મહારાજાને સંહારવા પરદેશીઓને કોણ બોલાવી લાવત? કનોજમાં જયચંદ ન પાકયો હોત તો શાહબુદીનનો વિજય અને હિંદુ કુળભૂષણ પૃથ્વીરાજનું પતન કયાંથી થાત? ગુજરાતમાં વેરાંધ બનેલો પ્રધાન માધવ દિલ્હીથી અલાઉદ્દીનને ન લાવ્યો હોત તો ગુજરાત આજે સ્વતંત્ર હોત. ઘર ફુટે ઘર જાય. દેશને ગુલામીમાં જકડાવનારા આપણા પોતાનાજ ભાઇઓ છે. એ દેશદ્રોહીઓના કારણે જ પરદેશીઓ ફાવ્યા છે. શીખ લોકોમાં પણ એવા ધર્મદ્રોહીઓના લીધે જ લોહીની નદીઓ વહી અને મહાન પુરૂષોને દેહોત્સર્ગ કરવા પડયા. ધિક્કાર છે એવા દેશદ્રોહી–ધર્મદ્રોહી હિંદી નામધારી નરપશુઓને.

ગુરૂ તેગબહાદુરે શાન્તિથી આસન પર સ્થાન લીધું. ગુરૂને જોતાંજ બાદશાહના હૃદયમાં કોપાનળ સળગી ઉઠયો. તેની ખૂની આંખો રક્તવર્ણી બની. ગુરૂના આ પળે જ ટુકડા કરાવી બહાર ફેંકાવી દઉં એમ પણ તેના મનમાં થઈ આવ્યું, પણ એ કાર્યદક્ષ બાદશાહે મન પર કાબુ મેળવા ગુરૂ તરફ નજર કરી કહ્યું, "તેગબહાદુર! આપને આ સ્થળે તાકીદથી બોલાવવામાં આવ્યા છે તેનું કારણ જાણો છો?"

ગુરૂએ આવા પ્રશ્નની આશા પ્રથમથી જ રાખેલી હતી. તેમણે બાદશાહ તરફ સ્હેજ દૃષ્ટિ ફેંકી કહ્યું, "ના."

"તમારી ઉપર ગંભીર રાજ્યદ્રોહનો આરોપ છે. પંજાબમાં તમે રાજ્ય વિરૂદ્ધ ઘણું કાર્ય કરી રહ્યા છો." બાદશાહે જણાવ્યું.

"તે સઘળી વાતો બનાવટી છે."

"મારા અમલદારોના સમાચારને અસત્ય કહો છો?"

"જરૂર."

"શું તમે તમારા અનુયાયીઓની સંખ્યા વધારતા નથી? તમે અમારા ધર્મ વિરૂદ્ધ ઉપદેશ આપતા નથી? શું તમે તમારા શીખ લોકો પાસેથી પૈસા લેતા નથી? શું તમે તમારા શીખલોકોને સશસ્ત્ર બનાવી ઇસ્લામ ધર્મ વિરૂદ્ધ ઉશ્કેરતા નથી? બોલો જવાબ આપો!" બાદશાહે ક્રોધને વશ થઈ પૂછયું.

ગુરૂએ ગંભીરતાથી કહેવા માંડયું, "મારા ઉપર મૂકવામાં આવતા તમામ આરોપ ખોટા છે. હું ધર્મગુરૂ છું મારે મારી ફરજ યથાર્થ બજાવવી જોઈએ, અધર્મ–અનીતિને આધિન થએલા જનસમાજને સત્યનીતિનો રસ્તો બતાવવો એ સાચા સાધુ પુરૂષનો ધર્મ છે. વળી શું તમે એટલું પણ નથી સમજી શકતા કે રાજા બાદશાહો કરતાં પણ ધર્મગુરૂની પદવી ઉંચી હોય છે?"

ઔરંગજેબે વધુ કોપવશ બની કહ્યું, "તેગબહાદુર! તમારૂં કહેતું હું સાચું માનતો નથી. તમે ભયંકર બળવાખોર છો, તમારી ઉપર મૂકવામાં આવેલા આરોપ સાચા છે. રાજ્યદ્રોહી મ્હોતની શિક્ષાને પાત્ર થાય છે, પણ જો તમારે એ શિક્ષામાંથી મૂકત થવું હોય તો મારી આજ્ઞા વગર વિલંબે માન્ય કરો."

"તમારી શું ઇચ્છા છે?" ગુરૂએ શાન્તિથી પ્રશ્ન કર્યો.

"ઇસ્લામ ધર્મનો અંગીકાર." બાદશાહે કહ્યું.

તેગબહાદુરે વિકટ હાસ્ય કરી કહ્યું. "બાદશાહ! હું માનું છું કે તમે ઇસ્લામ ધર્મનો અર્થ જ સમજતા નથી. જો તમારા ઇસ્લામ ધર્મમાં બળાત્કારથી ધર્મ પળાવવાનું, અત્યાચાર–જુલ્મ વગેરે કરવાનું

હોય તો તે સાચો ઇસ્લામ ધર્મ નથી, પણ કોઇએ ઉપજાવી કાઢેલો ધર્મ હોવો જોઇએ. મારા ધર્મમાં શું ન્યૂનતા છે કે જેથી મારે અન્ય ધર્માવલંબી થવું પડે ? તમે......"

બાદશાહ વચ્ચે જ ગર્જી ઉઠ્યો, "તમારૂં ભાષણ સાંભળવાની મારી મરજી નથી. મારી આજ્ઞા ભંગનું પરીણામ શું આવશે તે સમજો છો ?"

"હા, મ્હોત." તેગબહાદુરે મોટા અવાજે જવાબ આપ્યો.

"ત્યારે શું તમે મૃત્યુને જ પસંદ કરો છો ?"

"ધર્મભ્રષ્ટ થવા કરતાં મૃત્યુ લાખ દરજજે ઉત્તમ છે. જે મનુષ્ય ધર્મ અને દેશની રક્ષાર્થે જીવન સમર્પે છે, તે તેનું જીવન સફળ–ઉજવળ બનાવી જાય છે. બાદશાહ હજી સમય છે. અત્યાચાર અને બળાત્કાળથી ધર્મ ફેલાવવાનું કાર્ય અટકાવો, નહિ તો જતે દિવસે પરિણામ વિપરીત આવશે. ગરીબ નિર્દોષ જનોની હાયથી મોગલ સલ્તનત જમીનદોસ્ત થઈ જશે."

"તે સમજવાનું અને વિચારવાનું કામ મારૂં છે. તમારા શબ્દો તમને મ્હોતના મુખમાં જલ્દીથી હડસેલે છે. ઔરંગજેબનું અપમાન કરનાર કદી પણ જીવતો રહી શકે જ નહિ; છતાં તમારી પર દયા દર્શાવી તમને એક માસની મુદત આપું છું. તે અરસામાં ખૂબ વિચાર કરજો, અને જો જીવ બચાવી સુખી થવું હોય તો ઇસ્લામ ધર્મ સ્વિકારવાના નિશ્ચય પર આવજો; નહિ તો છેવટે રીબાઇ–રીબાઇને કમ્હોતે મરવા તૈયાર થજો."

બાદશાહે ગુરૂને અને તેમના શિષ્યોને બંધિવાન બનાવી કેદખાનામાં પૂરવાની આજ્ઞા આપી. સૈનિકોએ આજ્ઞાનો અમલ તરતજ કર્યો. ગુરૂ તેગબહાદુર અને તેમના શિષ્યો કારાગૃહમાં પૂરાયા.

આ સ્થળે એટલું જણાવવાની જરૂર છે કે ગુરૂની સાથેના અનેક શિષ્યોમાંથી ફક્ત પાંચ શિષ્યો ગુરૂની સાથે દિલ્હી આવ્યા હતા. તે પાંચ શિષ્યોમાંથી ત્રણ જણાને ગુરૂએ પોતાની સાથે દરબારમાં નહિ લઇ જતાં બહાર રહેવાની અને જે ઘટના બને તેના સમાચાર ગોવીંદસિંહને જણાવવાની આજ્ઞા કરી હતી. એ આજ્ઞાનુસાર ત્રણ શિષ્યો બહાર રહ્યા હતા. ગુરૂની સાથેના જે બે શિષ્યો ગુરૂની સાથે કેદખાનામાં પુરાયા તેઓ મોતીદાસ અને દયાલાના નામથી ઓળખાતા હતા. ગુરૂ અને શિષ્યો કેદખાનામાં પૂરાયા પછી બહાર રહેલા ત્રણ શીખોમાંથી બે શીખોએ સર્વ સમાચાર ગોવીંદસિંહને જણાવવાના હેતુથી ઘોડેસ્વાર થઇ પંજાબ તરફ પ્રયાણ કર્યું. બાકીનો એક શીખ ગુપ્તવેશ ધારણ કરી દિલ્હીમાં એક શ્રીમાનને ત્યાં નોકર રહી છૂપી બાતમી મેળવવા લાગ્યો.

જોત જોતામાં એક મહિનો પૂરો થયો. બાદશાહે કેદીઓને પોતાની સમક્ષ હાજર કરાવી ઇસ્લામ સ્વિકારવાનું ફરમાન કર્યું, પણ એ વીર કેશરીઓએ બાદશાહી ફરમાનને ઉગ્ર આવેશથી ધિક્કારી કાઢયું. બાદશાહના હૃદયમાં ક્રોધરૂપી પીશાચે પ્રવેશ કર્યો અને ગુરૂના દેખતાં જ પ્રથમ મોતીદાસને જીવતો ચીરાવી નાખ્યો અને પછી ભાઇ દયાલાને ધગધગતા પાણીની દેગમાં નખાવી તેના જીવનનો ઘણી જ ઘાતકી રીતે અંત આણ્યો. વીર શહીદોએ ધર્મના નામ પર પ્રાણ સમર્પ્યા. આ અમાનુષી અત્યાચાર ગુરૂ તેગબહાદુર પૂર્ણ ગંભીરતાથી અવલોકી રહ્યા. આ બન્નેનાં મૃત્યુ નિહાળી ગુરૂને કંઇક અસર થઇ હશે સમજી બાદશાહે તેગબહાદુરને પુનઃ ઇસ્લામ ધર્મ સ્વિકારવાનું સૂચન કર્યું. ગુરૂએ તેના સૂચનને તિરસ્કારી કાઢી પોતાના ધર્મમાં અચળ રહેવાનો દ્રઢ નિશ્ચય જણાવી દીધો. બાદશાહે ગુરૂની હત્યા

કરવાની આજ્ઞા આપી દીધી. હત્યાકારીઓ એક મોટા મયદાનમાં ગુરૂને લઈ ગયા. બાદશાહ, ઉમરાવો અને અન્યજનોથી મેદાન ભરાઇ ગયું. ગુરૂ તેગબહાદુરે પૂર્ણ શાન્તિથી અકાલ પુરૂષનું ધ્યાન ધરવા માંડયું. થોડીવારમાં જ ગુરૂજી ધ્યાનસ્થ થઇ ગયા અને તેજ સમયે બાદશાહના હુકમથી તેમનો શીરચ્છેદ કરવામાં આવ્યો. બાદશાહ આટલેથી પણ નહિ વિરામતાં ગુરૂના મૃત શરીરને ઉંચે લટકાવી તેની પર સખત પહેરો રાખવાની આજ્ઞા કરી ચાલતો થયો. એકત્ર થએલા લોકોમાં હાહાકાર વર્તાયો. હિંદુ જનતાએ ગુરૂની જય પોકારી ગગન ગજાવી મૂકયું. પાપની પીરીસીમા આવી રહી. એક સાધુ પુરૂષના બળિદાનથી દિશાઓ કંપવા લાગી. સ્વચ્છ આકાશમાં એકાએક વાદળાં ચઢી આવ્યાં. સૂર્યભગવાન કુપીત થઇ વાદળમાં અદૃશ્ય થયા. ગુરૂ તેગબહાદુરે ધર્મ અને દેશને માટે એક વીરને છાજે એવી રીતે પૂર્ણ શાન્તિથી દેહનું બળિદાન આપ્યું. હજારો ધન્યવાદ અને પ્રણામ છે એ પવિત્ર મહાત્માને.



# ગુરૂગોવીંદસિંહ.

## ૧

જે દિવસે દિલ્હીમાં ગુરૂ તેગબહાદુરનો વધ કરવામાં આવ્યો તે દિવસે આનંદપૂર ગામમાં ગુરૂના સુપુત્ર ગોવીંદસિંહ પિતાજીની મૂક્તિને માટે ઉપાય યોજી રહ્યા હતા. ગોવીંદસિંહ જુવાન હતા. ક્ષાત્ર લોહી શત્રુઓને સંહારવા ઉછળી રહ્યું હતું. પિતાને કારાગૃહમાં પૂર્યા જાણી તેમના કોપનો પાર રહ્યો નહોતો. આ અરસ્સામાંજ ગુરૂના વધના અને તેમના શબની દુર્દશાના સમાચાર મળ્યા. શીખોમાં હાહાકાર વ્યાપ્યો. બળતામાં ઘી હોમાયું. ગોવીંદસિંહના દુઃખ શોકની સીમા રહી નહિ. તેમણે દેશ અને ધર્મના શત્રુઓને સંહારવાની ભીષણ પ્રતિજ્ઞા કરી; પણ આ સમય તેમની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે પ્રતિકુળ હતો. ગોવીંદસિંહે સમય અનુકુળ થતાં પિતાના વૈરની વસુલાત કરવાનો મન સાથે નિર્ધાર કર્યો. તેમનું વય આ સમયે બહુધા અઢાર વર્ષનું હતું. આટલી નાની વયમાં પિતાના મહાન પદને શોભાવવું અને શીખવીરો જેવી લડાયક પ્રજાનું સરદાર પદ સ્વિકારવું એ કાંઈ જેવી તેવી વાત નહોતી. પણ તેમનામાં એ બન્ને પદ શોભાવવાની સંપૂર્ણ લાયકાત હતી. ગોવીંદસિંહ બળવાન હિંમતવાન

અને પ્રભુ પ્રત્યે અચળ શ્રદ્ધા ધરાવનારા હતા. પિતાના મૃત્યુ સમાચારે તેમને ઘણું લાગી આવ્યું. કોઈપણ ઉપાયે પિતાના શબને મેળવવાનો તેમણે નિશ્ચય કર્યો. શીખોની મોટી સભા ભરવામાં આવી. ગોવીંદસિંહે સભા સમક્ષ સર્વ સમાચાર વિદિત કર્યા અને હરકોઈ ઉપાયે ગુરૂનુ શબ પંજાબ લઈ આવવાની પોતાની ઈચ્છા જાહેર કરી. સભામાં શાન્તિ વ્યાપિ રહી. શીખો મહાન વિચારમાં પડયા. કાળના મુખમાંથી ગુરૂનું શબ શી રીતે લાવવું? લેવા જનાર જીવતો પાછો આવેજ નહિ ચારે તરફ બળવાન સૈનિકોના પહેરામાંથી ગુરૂનું શબ શી રીતે લવાય? આવા અનેક વિચાર સભામાં થઈ રહ્યા. ગોવીંદસિંહે ફરીથી પ્રશ્ન કર્યો, "કોઈ બહાદુર શીખ ગુરૂનું શબ લઈ આવવાની હિંમત કરે છે?"

કોઈએ જવાબ આપ્યો નહિ. ગોવીંદસિંહની નિરાશાનો પાર રહ્યો નહિ. તેમનું રડતું હ્રદય બોલવા લાગ્યું; "અફસોસ! પૃથ્વી પરથી ક્ષાત્ર તેજ પરવાર્યું હોય એમ જણાય છે. અત્રે અનેક બળવાન શીખો એકત્ર થયા છે પણ ગુરૂના શબને લઈ આવવાની કોઈની હિંમત ચાલતી નથી. મુસ્લીમોના બળથી સઘળા ડરે છે, મ્હોતના ભયથી કાંપે છે. અફસોસ! આ સ્થિતિમાં દેશ અને ધર્મનો ઉદ્ધાર શી રીતે થઈ શકશે? પિતાનું વેર શી રીતે વળાશે? શું આ પૃથ્વી પરથી હિંદુ ધર્મનો લોપ થશે? શું મુસ્લીમ ધર્મ સર્વત્ર ફેલાશે?" ગોવીંદસિંહ શોક સમૂહમાં ડૂબ્યા. આ સમયે એક અજબ બનાવ બન્યો. સભાસ્થાનથી થોડેક દૂર બેઠેલા બે માણસો એકાએક ઉભા થયા અને ગોવીંદસિંહની નજીક આવી બન્નેએ હાથ જોડી નમન કરતાં કહ્યું; "આપની આજ્ઞા હોય તો ગુરૂવર્યના શબને લઈ આવવા અમે તૈયાર છીએ."

ગોવીંદસિંહની નિરાશામાં આશાનો સંચાર થયો. અનેક સશસ્ત્ર શીખવીરો જે કાર્ય કરતાં ભયભીત થાય છે; તે કાર્ય કરવા દુબળા જણાતા એ બે માણુસો તૈયાર થયા જાણી ગોવીંદસિંહે સઆશ્ચર્ય વદને બન્નેની તરફ જોઇ પૂછ્યું; “ શું તમે ગુરૂના મૃત દેહને લાવી શકશો ?”

“ આપની આજ્ઞા અને કૃપાના પરીણામે અમે જરૂર એ કાર્ય કરી કૃતાર્થ થઇશું.” બન્નેએ જવાબ વાળ્યો.

“ કામ ભયંકર છે; કદાચ મરણને શરણ પણ થવું પડશે.” પુનઃ ગોવીંદસિંહે કહ્યું.

“ ગુરૂશ્રીની આશિષથી અમે કોઈ પણ કાર્ય ભયંકર માનતા નથી. મરણનો અમને ભય નથી. દરેકને એકજવાર મરવાનું છે. આ શુભ કાર્યમાં મરીશું તો સ્વર્ગ જઇશું અને કાર્યમાં ફત્તેહ મેળવશું તો અમારા જન્મને કૃતાર્થ થએલો સમજીશું.”

ગોવીંદસિંહે મનમાં ધન્યવાદના ઉદ્ગાર કાઢતાં પૂછ્યું; “ તમો કોણ છો ?”

“ અમે રંગરીઠ જાતી [ શુદ્રજાતી ]ના નીચ ગણાતા આપના સેવકો છીએ અને ગામડામાં રહી ગુરૂભક્તિમાં દિવસો નિર્ગમન કરીએ છીએ. મહારાજ ! અમે અંત્યજ હોવાથી આ મહાન સેવા કાર્ય કરવાને જો કે તદ્દન નાલાયક છીએ પણ જો આપશ્રીની આજ્ઞા થાય તો આપની આશિષના બળે મહાન પૂજ્ય ગુરૂશ્રીનું શબ અહિં લઈ આવવા અમો જરૂર ભાગ્યશાળી થઈશું. મહારાજ ! દેશ અને ધર્મને માટે આવાં કાર્ય કરવાનો સમય ફરી ફરીને આવતો નથી. પૂરા ભાગ્યવાનોનેજ આવો સમય પ્રાપ્ત થાય છે. તેમાં વળી અમારા જેવા ક્ષુદ્ર જન સમાજથી ત્યજાએલાઓ માટે તો આ અમૂલ્ય અવ-

સર છે. અમારા ભાગ્યની આ ધન્ય પળો છે. પ્રભુ આજ્ઞા આપો.” બન્ને શુદ્રોએ શીર ઝુકાવી પ્રણામ કર્યા.

તેમની ભક્તિ જોઈ ગોવીંદસિંહનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે એ બન્નેને આશિષ આપતાં કહ્યું; “ મારી નિરાશામાં આશાનું કિરણ પ્રકટાવનાર બહાદુરો તમને ધન્ય છે. જે કાર્ય કરતાં અનેક બળવાનો ડરે છે; તે કાર્ય કરવા તમે તૈયાર થયા જાણી મારા અનંદનો પાર નથી. બહાદુરો ! તમે પોતાને શા માટે હલકા માનો છો ? શીખ સંપ્રદાયમાં ઉંચ–નીચનો ભેદ નથી. એવો ભેદ નહિ રાખવાનું બાબા-નાનકનું ફર્માન છે. આવા ભેદના પરીણામે જ હિંદુપ્રજા આજે છિન્ન–ભિન્ન થઈ પરતંત્ર બની છે. જો હજી પણ આવી ઉંચ–નીચની ભાવના કાયમ રહેશે તો હિંદની હિંદુપ્રજાનું ભવિષ્ય ઘણું ભયંકર બનશે. દેશ અને ધર્મના રક્ષણ માટે દરેકે ઉંચ–નીચના ભેદ ભૂલી જઈ સંગઠીત બનવું જોઈએ.

બહાદુરો ! તમે હલકી જાતના છો એ આજથી ભૂલી જાવ. તમે આજથી પવિત્ર શીખ છો એમજ સમજજો. મારી આશિષ છે કે કાર્ય સફળ કરી તમે જગતમાં યશસ્વી થાવ.” આટલું બોલી ગોવીં-દસિંહે બન્નેના માથે હાથ મૂકી આશિષ સમર્પી. બન્ને વીરોની આંખોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં; અને પોતાને મહા ભાગ્યશાળી માની ગુરૂના ચરણમાં નમ્યા.

આ મહાન–વિકટ કાર્ય કરવાને તત્પર થનાર બન્ને વીરો પિતા–પુત્ર હતા. તેમણે જે કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હતો: તે કાર્ય કેટલું કઠણ અને ભયંકર છે તેનો તેમને ખ્યાલ જ નહોતો. અને એ ખ્યાલ હોવાની પણ તેમને શું જરૂર ? કારણકે જે મનુષ્ય સદાચરણી

છે; જે ઇશ્વરપર દૃઢ શ્રદ્ધા ધરાવે છે અને ઇશ્વર જ સૌ કાંઈ કરે છે-કરાવે છે એવી જે દૃઢ માન્યતા ધરાવે છે; તેને આ જગતમાં કોઇ પણ કાર્ય અસાધ્ય નથી. આ બન્ને વીરાત્માઓ પ્રભુ પ્રત્યે અચળ શ્રદ્ધા ધરાવનારા અને ગુરૂને ઇશ્વર રૂપ માનનારા હતા. બન્નેએ ગુરૂની અશિષ શીરે ચઢાવી તેજ સમયે દિલ્હી તરફ ગમન કર્યું. અનેક શીખવીરોની આંખ્યો તે પિતા-પુત્રને જતાં જોઈ રહી. જોત જોતામાં બન્ને જણા દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થઇ ગયા.

૨

રાત્રિ-દિવસ માર્ગ કાપતા પિતા-પુત્ર છેવટે દિલ્હી નજીક આવી પહોંચ્યા. સવારનો સમય હતો. પિતા-પુત્રે વેશ બદલેલો હતો. ઘણું ચાલવાથી તેઓ થાકી ગયા હતા. દિલ્હી હવે દૂર નથી જાણી એક સ્થળે વિશ્રાન્તિ અર્થે બેઠા. જે મનુષ્ય પૂર્ણ નિશ્ચયથી અને ઇશ્વર પ્રત્યે અડગ શ્રદ્ધા ધરાવી કાર્યનો આરંભ કરે છે; તેને ઇશ્વર અનુકુળ સંયોગો મેળવી આપે છે. પિતા-પુત્ર જે સ્થળે બેઠા હતા ત્યાંથી થોડેક દૂર એક માણસ ફરતો હતો. તેની નજર દૂર બેઠેલા પિતા-પુત્ર તરફ વળી. આ માણસ અન્ય કોઇ નહિ પણ ગુરૂ તેગબહાદુરનો એક શિષ્ય કે જે દિલ્હીના એક પૈસાપાત્ર માણસને ત્યાં નામ-વેશ બદલી નોકર રહ્યો હતો અને હાલ તે રથ હાંકવાનું કામ કરતો હતો. પિતા-પુત્રે જો કે વેશ પલટો કર્યો હતો; પણ તે શીખે તરત જાણી લીધું કે એ લોકો આ તરફના નથી પણ પંજાબ તરફના છે. શીખવીર તરતજ એ બન્નેની પાસે ગયો. વાતચીતને અંતે પરસ્પર પરિચય થયો. દૂર રહેલા માણસને પોતાના દેશના માણસને જોઇ જરૂર આનંદ થાય. તે મુજબ હલકા કુળના પણ પોતાના દેશના અને પોતાના

ગુરૂના કાર્યાર્થે આવેલા આ બન્ને જણાને જોતાંજ એ શીખવીરને અત્યાનંદ થયો અને તત્કાળ એ બન્નેને ભેટી પડયો. આ પછી તે ત્રણે જણા ત્યાં બેસી વિચાર કરવા લાગ્યા. રથવાનનું કામ કરનાર શીખ દિલ્હીના તમામ માર્ગથી માહિતગાર હતો. ગુરૂના શબને જે સ્થળે રાખવામાં આવ્યું હતું તે સ્થળથી પણ પૂર્ણ જાણીતો હતો. છેવટે એવો નિશ્ચય થયો કે પિતા–પુત્રે આજ મધ્યરાત્રે ગુરૂના શબને લેવા જવું અને રથહાંકનાર શીખે ગુરૂના શબને જે સ્થાને રાખવામાં આવ્યું છે તે સ્થાનથી થોડેક દૂર રથ તૈયાર રાખી રહેવું; અને પછી ગુરૂના મૃતદેહને રથમાં મૂકી ત્રણે જણાએ રાતોરાત આનંદપુર તરફ પસાર થવું. આ પછી તેઓ ત્યાંથી ઉઠયા અને દિલ્હીમાં પ્રવેશ્યા. શીખે પિતા–પુત્રને ગુરૂના મૃતદેહને જ્યાં રાખવામાં આવ્યો હતો; તે સ્થાન બતાવ્યું. આ સાથે બીજી કેટલીક માહિતી આપી મધ્યરાત્રે મળીશું કહી તે શીખ ચાલતો થયો. બન્નેની હિંમત અને સાહસમાં વધારો થયો. સ્નાન–ભોજનાદિથી પરવારી પિતા–પુત્ર દિલ્હીમાં ફરવા નીકળ્યા. મોગલ સમયના દિલ્હીની જાહોજલાલી અપૂર્વ હતી. રાત્રિ પડતાં તેની શોભા રમણીય બનતી. સ્થળે–સ્થળે અપૂર્વ દેખાવ થઇ રહ્યા હતા, પણ પિતા–પુત્રનું ધ્યાન એકે દેખાવ કે તમાસા તરફ જતું નહિ. તેમને તો ફક્ત ગુરૂના શબને જલ્દીથી હાથ કરવાની એક જ ધુન લાગેલી હતી. ફરતા–ફરતા તેઓ રથવાન શીખના નિવાસ સ્થાને આવ્યા. તે શીખે સઘળી તૈયારી કરી રાખી હતી. પરસ્પર થોડીક મસલત ચલાવી પિતા–પુત્રે પોતાના કાર્યાર્થે પ્રયાણ કર્યું. થોડીવાર પછી રથવાન શીખ પણ બીજા માર્ગે રથ હાંકી રવાના થયો.

મધ્ય નિશાનો સમય થવા આવ્યો હતો. કૃષ્ણપક્ષની કાળી રાત્રિનું સામ્રાજ્ય સઘળે સ્થપાયું હતું. શાન્તિ વ્યાપેલી હતી; પરંતુ કોઇ કોઈ

સ્થળે વિલાસ ભુવનોમાંથી સીતાર–સારંગીના સુર–મૃદંગના અવાજ અને ગણીકાનાં ગાન–આલાપ સંભળાતા હતા. ગુરૂનું શબ જે સ્થળે રાખવામાં આવ્યું હતું; તે સ્થળ કંઇક દૂર હતું. આ સમયે ત્યાં ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. પિતા–પુત્રે તે સ્થાને આવી આસપાસ નજર કરી. રથવાન શીખ પણ રથ લઈ આવી પહોંચ્યો અને રંગરીઠ યુવાનને મકાનમાં પ્રવેશવાનો માર્ગ બતાવ્યો. યુવાન પિતાને પ્રણામ કરી નજીકમાં આવેલા કોટ પર ચઢયો; અને પુનઃ પિતાને નમન કરી અંદરના ભાગમાં ઉતર્યો. મધ્યરાત્રિ હોવાથી પહેરેગીરો નિદ્રામાં પડેલા હતા. યુવાન ધીમેથી મકાનના મુખ્યદ્વાર આગળ આવ્યો. આ વખતે તેનો દેખાવ અપૂર્વ હતો. તેનું સાહસ–હિંમત અજબ હતાં. અંધકારમાં કોઈ પિશાચ ફરતું હોય એમ લાગતું હતું. યુવાન કોઈની રાહ જોતો થોડીવાર ઉભો રહ્યો. એટલામાં તેનો પિતા પણ આવી પહોંચ્યો. દીપકનું નામ નિશાન નહિ હોવાથી ચારે તરફ ઘોર અંધકાર વ્યાપેલો હતો. પિતા–પુત્રે મકાનમાં પ્રવેશ કર્યો. યુવાનના પિતાએ એક ફાનસ સાથે રાખ્યું હતું. મકાનની અંદર ગયા બાદ દીપક પ્રકટાવવામાં આવ્યો. આસપાસ અજવાળુ પથરાયું. પિતા–પુત્રે ચારે તરફ નજર કરી ગુરૂના શબને શોધવા માંડયું. છેવટે એક ખુલ્લી ઓરડીમાં રક્તથી રંગાએલું ગુરૂ તેગબહાદુરનું શબ તેમની નજરે પડયું. તત્કાળ પિતા–પુત્રે અશ્રુથી છલકાતાં નયને પૂર્ણ ભક્તિ ભાવે ગુરૂના ચરણમાં મસ્તક નમાવ્યાં. આ પછી તેમણે ગુરૂના શબને એક ચાદરમાં બાંધી જવાની તૈયારી કરી, પણ એવામાં યુવાનને કંઇક વિચાર થતાં તેણે તેના પિતા પ્રત્યે કહ્યું, "બાપુજી ! આપણે ગુરૂજીના શબને લઇ આનંદપુર સુખેથી પહોંચી શકીશું નહિ; કારણકે મધ્યરાત્રિ વીતી ગઇ છે. આપણો માર્ગ લાંબો છે. ગુરૂજીના શબને જો કે આપણે બહાર તો લઇ જઇશું; પણ સવાર

થતાં જ પહેરેગીરો જાગશે અને શબ નહિ જોતાં કોલાહલ મચાવી મૂકશે. ગુરૂના શબની શોધને માટે ઘોડેસ્વારો છૂટશે અને ન કરેને નારાયણ આપણે કદાચ માર્ગમાં જ પકડાઈ જઈએ તો? જો આમ બને તો ગુરૂના શબની સાથે આપણે પણ મરણને શરણ થઈએ, માટે મારો વિચાર એવો છે કે આપ ગુરૂજીના શબને બહાર લઇ જાઓ અને રથમાં મૂકી આનંદપુર પહોંચી જાઓ.

"અને તું ?" પિતાએ વચમાંજ પુત્રને પ્રશ્ન કર્યો.

પુત્રે એક ક્ષણમાં કંઇક નિશ્ચયપર આવી કહ્યું, "આ કિરપાણથી આપ મારૂં માથું ઉડાવી દયો અને ગુરૂના શબને સ્થાને મારૂં શબ મૂકી દયો કે જેથી સવારમાં સિપાહીઓ જાગૃત થતાં કંઈપણ સંશય પડશે નહિ; અને આપ સુખેથી ગુરૂના શબને લઇ ગુરૂની પાસે પહોંચી જશો."

પુત્રનો આવો નિશ્ચય જાણી વૃદ્ધ પિતા કંપી ઉઠયો. તેણે કહ્યું, "બેટા ! તારો વિચાર સત્ય છે. એમ કર્યા વિના ગુરૂના શબને લઈ જઈ શકાશે નહિ. ગુરૂના શબની જગાએ બીજા શબની જરૂર છે, પણ તેને માટે તારે મરવાની હું જરૂર જોતો નથી, કારણ કે ગુરૂજી વૃદ્ધ હતા; તેમની જગાએ વૃદ્ધના શબની જરૂર હોય. હું વૃદ્ધ છું. મારા શરીરનો દેખાવ પણ ગુરૂજીના શરીરના સરખો જ છે. વળી તું યુવાન છે બળવાન છે, શબને ઉંચકી જવા શકિતવાન છે. બેટા! તું મારા કુળનો દીપક—મારી આંખ્યોનું નુર—મારી આશાઓના અંકુરરૂપ છે. તારી માતા અને તારી નવ વધુનો તું જીવનપ્રાણ છે. માટે તું જીવતો રહે અને મને મરવા દે. મારૂં શરીર હવે વૃદ્ધ થયું છે. મૃત્યુના કુંડાળામાં મારા પગ આવી ચૂકયા છે. તેમજ મારે હવે દુનિયામાં કંઇ

પણ કાર્ય કરવાનું બાકી નથી; માટે તારી કીરપાણથી મારૂંજ શીર ઉડાવી દે અને ગુરૂજીના શબને સ્થાને મારૂં શરીર ગોઠવી દે. ”

પિતૃ ભક્ત પુત્ર પિતાના કથનથી ધ્રુજી ઉઠયો. તેની આંખ્યો અશ્રુથી ભરાઇ આવી. તેણે ગળગળે અવાજે કહ્યું, “ પિતાજી ! આવું શા માટે બોલો છો ? આપ વૃદ્ધ છો; પણ અનુભવી છો. આ વિકટ પ્રસંગમાં આપના અનુભવની યુવાન ગુરૂજીને ઘણી જ જરૂર પડશે. માટે બહેતર છે કે મારૂં બળીદાન આપી દયો. ”

પિતાએ મૃદુ–મૃદુ હસતાં કહ્યું, “બેટા ! અત્યારે તારા જેવા યુવાનની જ દેશને જરૂર છે. દેશ અને ધર્મનો ઉદ્ધાર કરવાની ફરજ અત્યારે તારા જેવા યુવાનોને માથે છે. માટે તું જીવતો રહે અને મારૂં શીર ઉડાવી દઇ ગુરૂજીના શબને સ્થાને મારૂં શબ ગોઠવી ગુરૂના શબને લઇ જલ્દીથી પસાર થા. વાદવિવાદ કરવાનો અત્યારે સમય નથી. આપણે કેવું મહત્વનું કાર્ય કરવા આવ્યા છીએ તેનો ખ્યાલ કર. ઇતીહાસમાં આપણાં નામ અમર થશે. આપણે માટે આ અમૂલ્ય પળો વહી જાય છે. માટે લગીર પણ વિચાર સંકોચ આણ્યા વિના તત્કાળ મારૂં શીર છેદી નાખ અને મારી આજ્ઞા અંગીકાર કરી પિતા અને ગુરૂના ઋણથી મૂક્ત થા. ”

આજ્ઞા ભયાનક હતી. પુત્ર કંપ્યો. શું કરવું અને શું ન કરવું તેના તર્ક વિતર્કમાં પડયો. સમય વિતતો હતો. પહેરેગીરો જાગશે તો ગુરૂજીના શબને લઇ જવાશે નહિ. છેવટે કંઇક નિશ્ચય ઉપર આવી વૃદ્ધે પુત્ર પ્રતિ કહ્યું, “બેટા ! તારૂં મન અત્યારે તને સાચી ફરજ બજાવતાં અટકાવે છે. તું મારા પ્રત્યેના મોહથી–પ્રેમથી મારી આજ્ઞાનો અમલ કરતાં કંપે છે. દીકરા ! દેશને અને ધર્મને

માટે મરવાનું મહાભાગ્ય તો પુણ્યશાળીઓને જ પ્રાપ્ત થાય છે. તું ડરીશ નહિ. તારૂં હૃદય હું બરાબર સમજી શકું છું. આપણને અત્યારે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે. તે અવસરનો ઉપયોગ આપણે કરી લઈ કૃતાર્થ થવું જોઈએ. બેટા! આવ મારા હૃદય સાથે દબાઈ જા." આમ બોલતા તે વૃદ્ધે પુત્રને આલીંગન આપી તેના માથે હાથ મૂકતાં કહ્યું, "બેટા દીર્ઘાયુ થજે. ધર્મ અને દેશ પ્રત્યેના કર્તવ્યથી વિચલીત થઈશ નહિ. આપણી જાતને–આપણા કુળને તારાં સુકૃત્યોથી ઉજવળ કરજે. તારૂં કલ્યાણ થાવ." આટલું બોલતાં–કહેતાં તે વૃદ્ધ પુરૂષે પોતાની કીરપાણથી સ્વહસ્તે પોતાનું શીર ધડથી જુદું કર્યું. અલ્પ સમયમાં જ આ બનાવ બન્યો. યુવાન તો હજી વિચારમાં જ હતો. લોહીનો ધોધ વહ્યો. શીર જુદું થતાં ધડ જમીન પર પડયું. વૃદ્ધના શરીરમાંના પ્રાણ પંખીએ પોતાનું કર્તવ્ય બજાવી સ્વર્ગે પ્રયાણ કર્યું.

યુવાન સાવધ થયો. તેણે હૃદય દૃઢ કર્યું. પિતાએ પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યું; હવે મારૂં કાર્ય બાકી રહ્યું સમજી કર્તવ્ય પ્રેમી યુવાને પિતાના મૃત્યુથી આંખ્યોમાં અશ્રુ નહિ આણતાં ગુરૂના શબ અને શીરની જગાએ પોતાના પિતાનું શબ અને શીર ગોઠવી દીધું. અને પછી ચાદરમાં બાંધી રાખેલા ગુરૂના શબ અને શીરને ઉપાડી તેણે ધીમેથી પણ વીજળીવેગે ત્યાંથી ગમન કર્યું. શીખયોદ્ધો રથ સાથે ઉભો હતો. બન્ને જણા ગુરૂના શબને રથમાં મૂકી પંજાબ તરફ પૂરવેગે પ્રયાણ કરી ગયા.

૩

સૂરા સો પહચાનિએ લડે દીન કે હેત,
પુર્જા પુર્જા કર મરે કબહુન છાંડયો ખેત.

સાચો સુરવીર તો એજ કહેવાય કે જે દેશ અને ધર્મને માટે

લડતાં મરણને શરણ થાય, તેનાં શરીરના ટુકડે ટુકડા થઈ જાય છતાં મયદાનમાંથી પાછો હઠે નહિ.

જ્યારે કોઇ જાતીની અથવા દેશની ઉન્નતિ થવાની હોય છે, ત્યારે તે જાતીમાં અથવા દેશમાં સ્વાર્થત્યાગી—આત્મ ત્યાગી મહાપુરૂષોનો જન્મ થાય છે અને એવા મહાત્માઓથી જ જાતી અને દેશનો ઉદ્ધાર થાય છે. આપણે અન્ય દેશોના ઇતિહાસ તપાસીશું તો જણાઇ આવશે કે અનેક મહાત્માઓએ દેશ—જાતી અને ધર્મના નામપર કુરબાન થઈ દેશ—જાતી અને ધર્મનું ગૌરવ વધાર્યું છે. ભારત વર્ષનો ઇતીહાસ એવા અનેક આત્મત્યાગી મહાપુરૂષોની કથાઓથી ભરપૂર છે અને તેના લીધેજ ભારતવર્ષનાં યશોગાન અદ્યાપિ પર્યંત સમસ્ત જગતમાં ગવાઈ રહ્યાં છે.

દિલ્હીથી નીકળેલા એ બહાદુરો ગુરૂના મૃતદેહને લઈ ગોવીંદ સિંહજી પાસે આવી પહોંચ્યા, ગુરૂના મૃતદેહનાં દર્શનાર્થે હજારો શીખો એકત્ર થયા. બાદશાહના આવા અમાનુષી કાર્યથી ગોવીંદસિંહ અને અન્ય શીખો ના શોક-ક્રોધનો પાર રહ્યો નહિ. પવિત્ર સરીતા સતલજના કિનારે ચંદન કાષ્ટની ચિતામાં ગુરૂતેગબહાદુરના શબને પૂર્ણ માનથી ભસ્મીભૂત કરવામાં આવ્યું. સ્મશાન યાત્રાર્થે આવેલા અનેકાનેક શીખોના હૃદયમાં વૈરની પ્રચંડ આગ સળગી રહી હતી. સઘળાએ વૈરની વસૂલાત કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી. આ સાથે જ સૌએ અકાલ પુરૂષની જયગર્જના પોકારી ગગન ગજાવી મૂક્યું.

પિતાના મૃત્યુબાદ ગોવીંદસિંહે આનંદ—આરામનો ત્યાગ કરી સખ્ત મહેનત કરવા માંડી. શીખોમાં અનેક મતભેદો હતા. ઇર્ષ્યા—કુસંપે પોતાનું આધિપત્ય જમાવ્યું હતું. ગુરૂ ગોવીંદસિંહના

ધ્યાન બહાર આ બાબત નહોતી. તેમણે શ્રદ્ધા અને ખંતથી સંગઠનનું કાર્ય આરંભ્યું. હિન્દુ જાતીએ તિરસ્કારી કાઢેલી અસ્પૃશ્ય જાતીને પણ દિક્ષા આપી અપનાવવા માંડી. હિન્દુ જાતીમાં કોઈ ઉંચ-નીચ નથી, સઘળાં પ્રભુનાં બાળકો છે. જે કોઇ હિન્દુ પોતાનાં ભાઈ-બ્હેનને હલકાં-નીચ-અસ્પૃશ્ય માને-છે, તે પ્રભુનો અક્ષમ્ય અપરાધી થાય છે. ગુરૂગોવીંદસિંહે આ સૂત્ર શીખજનતામાં સમજાવવા માંડયું. ગુરૂની દઢ શ્રદ્ધા અને સત્યથી અલ્પ સમયમાં જ શીખ જાતીમાં કોઈ ઉંચ-નીચ નથી એવી ભાવના વ્યાપવા લાગી. આના પરીણામે શીખોનું સંગઠન અને બળ વધવા માંડયું. જોત જોતામાં પ્રચંડ સૈન્ય-સામગ્રી એકત્ર થઈ. સઘળી તૈયારી થતાં ગોવીંદસિંહ મુસલમાનો પર આક્રમણ કરી વૈરની વસૂલાત કરવા માંડી. થોડા સમયમાંજ પંજાબમાં યુદ્ધની પ્રચંડ આગ સળગી ઉઠી. ગુરૂતેગબહાદુરના મૃત્યુથી ક્રોધાયમાન થએલા શીખ યોદ્ધાઓએ પોતાના ધર્મશત્રુઓને પોતાના પરાક્રમનો સંપૂર્ણ પરીચય કરાવી તોબાહ પોકરાવવા માંડી. શીખોના પ્રચંડ વેગ અને બળથી મોગલ સલ્તનત ધ્રુજી ઉઠી. બાદશાહે પંજાબના સુબેદારો અને અન્ય મુસ્લીમ રાજ્યોને ગોવીંદસિંહનો હરકોઇ ઉપાયે વિનાશ કરવાની આજ્ઞા કરી. વીર ગુરૂએ પ્રથમતો જીત પર જીત મેળવવા માંડી; પણ શીખ લોકોને હજી ઘણું સહન કરવાનું બાકી હતું. દુઃખ સિવાય સુખની કિંમત શીરીતે થાય ? સુવર્ણ અગ્નિમાં પડયા પછીજ કુન્દન કહેવાય છે. હજી શીખ લોકોની કસોટીની શરૂઆત હતી.

સ્વાર્થ-લોભ અને ઇર્ષ્યાની આગથી સળગતા કેટલાક ધર્મ દ્રોહી શીખો બાદશાહી પક્ષમાં મળેલા હતા. તેઓ પંજાબના મુસ્લીમ

રાજ્ય કર્મચારીઓ સાથે મળી ગોવીંદસિંહના નાશને માટે પ્રબળ પ્રયત્નો કરી રહ્યા હતા. બાદશાહ ઔરંગઝેબે પણ એ લોકોની મદદે મોટું સૈન્ય મોકલ્યું હતું. પંજાબમાં યુદ્ધ રૂપી હત્યાકાંડ આરંભાયો હતો. મુસ્લીમોને મદદો ઉપર મદદો મળતી હતી.

હમેશની લડાઈથી અને મદદના અભાવે શીખ સૈનિકોની સંખ્યા દિન પ્રતિદિન ઘટતી હતી. હિંદુધર્મના અનેક ગુરૂઓ અને તેમના અનુયાયીઓ—અનેક રાજ્ય કર્તા રાજાઓ આવખતે પ્રમાદને વશ થઈ બેસી રહ્યા હતા. જો સૌએ એકત્ર થઈ ગોવીંદસિંહને મદદ આપી હોત તો જરૂર તે તેજસ્વી વીરગુરૂના પ્રતાપે ભારતનો ઇતીહાસ આજે જુદોજ લખાયો હોત.

ગોવીંદસિંહ અને તેમના અનુયાયીઓ સાધન—સામગ્રી ખૂટતાં અસંખ્ય મુસ્લીમ સૈનિકો સમક્ષ ટકી શક્યા નહિ. જીતની બાજી હાર પર જવા માંડી. ગોવીંદસિંહના બે વ્હાલા પુત્રો અજીતસિંહ અને જવાહીરસિંહ શત્રુઓને પોતાની અપૂર્વ રણદક્ષતા દર્શાવી રણમાં સૂતા. ગુરૂપુત્રો સાથે અનેક શીખ યોદ્ધાઓ ધર્મની વેદીપર આહુતી રૂપે હોમાયા. છેવટે રક્ષણને માટે ગોવીંદસિંહે બંધાવેલા કિલ્લા પણ દુષ્મનોને હાથ ગયા. બાજી બગડેલી જાણી ગુરૂએ પોતાના બે નાના બાળકો જેમની ઉમ્મર અનુક્રમે આઠ—નવ વર્ષની હતી, તે બાળકો ફતેહસિંહ અને જોરાવરસિંહને પોતાના એક વિશ્વાસપાત્ર ગંગારામ બ્રાહ્મણને સોંપી કોઈ નિર્ભય સ્થાને જવાની આજ્ઞા કરી.

ગંગારામે ગુરૂ પત્ની તથા ગુરૂનાં બાળકો સાથે પોતાના નિવાસસ્થાન તરફ ગમન કર્યું. એ પછી ગુરૂ ગોવીંદસિંહ પોતાના થોડાક શિષ્યો સાથે પંજાબનો ત્યાગ કરી દક્ષિણ તરફ પ્રયાણ કર્યું. ગોવીંદ-

સિંહ અને તેમનાં આપ્ત જનોને પકડી લાવનારને મોગલ સરકાર તરફથી મોટાં ઈનામો આપવાનાં જાહેર થયાં. સઘળે ગુરૂની શોધ ખોળ ચાલી રહી. ગુરૂની ચારે તરફ ઘોડેસ્વારો–સિપાહીઓ અને અનેક જાસુઓ ફરી રહ્યા હતા; પણ ગોવીંદસિંહ શત્રુઓના સપાટામાં સપડાયા નહિ. દિવસો પર દિવસો જવા લાગ્યા. ગુરૂ હાથ આવ્યા નહિ. બાદશાહની વ્યાકુળતાનો પાર રહ્યો નહિ. પણ દૈવી ઘટનાની કોને ખબર છે ? એક પળવાર પછી શું થનાર છે એ કોણ જાણી શકે છે ? હિંદુ ધર્મની-હિંદુ વીરોની હજી ખરી કસોટી બાકી હતી. રક્ત પીપાસુ દેવીઓ હિંદુઓના પવિત્ર લોહથી હજી જોઈએ તેટલી તૃપ્ત થઈ નહોતી. હિંદુ ધર્મની ગૌરવતા વિશેષ જ્વલંત કરવા હજી અનેક નિર્દોષ જનોનાં બળિદાનના લેખ ભાવીમાં લખાયા હતા. દ્રવ્યલોભ ભલભલાનું ભાન-જ્ઞાન ભૂલાવે છે. મોટા ઈનામની લાલચે ધનવાન થવાના લોભે બ્રહ્મણ નામધારી ગંગારામની આંખ્યો એ લોભનાં પડળ વળ્યાં. તેણે બ્રાહ્મણ પણું ત્યાગી પિશાચરૂપ ધારણ કર્યું. તેની ચારેતરફ ઘોર અંધકાર ફરી વળ્યો. ધન લોભના પરીણામે વિદ્વાન–સ્વામી ભક્ત ગણાતો–મનાતો બ્રાહ્મણ તેના ધર્મ–કર્મથી ભ્રષ્ટ બન્યો. પોતાના ઘરમાં ગુરૂપત્ની અને ગુરૂપુત્રો છે એવું તેણે મુસ્લીમ સુબેદારને જણાવી દીધું. સુબેદારના આનંદનો પાર રહ્યો નહિ. તત્કાળ તેણે માતા અને પુત્રોને પોતાની સમક્ષ પકડી મંગાવી ઈસ્લામ ધર્મ સ્વીકારવાની આજ્ઞા કરી. સિંહનાં સંતાનોએ સ્પષ્ટ ના સુણાવી દીધી. આથી તેમને કેદખાનામાં પૂરી ફારમું કષ્ટ આપવા માંડયું. ત્રાસદુઃખની પરીસીમા આવી રહી. જ્યારે સુબેદારની ખાત્રી થઈ ચૂકી કે આલોકો તેમનો પવિત્ર ધર્મ છોડનાર નથી, ત્યારે તે એક છેલ્લા નિશ્ચય પર આવ્યો, રાક્ષસ રૂપ બનેલા સુબેદારે એક

સવારના સમયે ગુરૂપુત્રોને પોતાની સમક્ષ બોલાવી ઉભા કર્યા. વીર-ફત્તેહસિંહ અને જોરાવરસીંહની આજે છેલ્લી કારમી કસોટી હતી. આજે તેમના પ્રારબ્ધમાં ધર્મના નામ પર કુરબાન થવાના ભયંકર લેખ લખાએલા હતા. આજે તે વીર બાળકોને રક્ત પીપાસીદેવીનું ખપ્પર લોહીથી ભરપૂર ભરી મુસ્લીમ રાજ્યનું ભયંકર ભાવી નિર્માણ કરવાનું હતું પુષ્પ જેવાં સુકોમળ નિર્દોષ બાળકોના બલિદાનથી દુખીત દુઃખીત થએલા સવિતાભગવાને પણ પ્રચંડ રૂપ ધારણ કરવા માંડયું. કાળા કાગ કકળાટ કરી મોગલ સલ્તનતના ભાવી નાશની આગાહી કરવા લાગ્યા. સુબેદારે બાળકો તરફ તિક્ષણ નજરે જોઈ કહ્યું, "નાદાન બચ્ચાઓ ! શા માટે સુખી જીંદગીનો અંત આણો છો ? ઇસ્લામ ધર્મ અંગીકાર કરી સુખી થાઓ." તત્કાળ બાળક ફત્તેહસિંહે જવાબ આપ્યો," અમારો ધર્મ સર્વથી શ્રેષ્ટ છે, તેના પાલનમાં-રક્ષણમાં મ્હોતને મળવું અમે ઉત્તમ સમજીએ છીએ."

"પારકો ધર્મ ગમે એટલો સારો-સુંદર હોય પરંતુ તે અમારા માટે ભયકારક છે-નાશકારક છે. અમારા ધર્મ કરતાં તમારા ઇસ્લામ ધર્મમાં શું વિશેષતા છે ?" જોરાવરસિંહે પણ જણાવી દીધું.

સુબેદારનું મુખ લાલચોળ બની ગયું. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ઉગ્ર અવાજે કહ્યું, "છોકરાઓ ! તમે ઘણા ઉદ્ધત છો. હજુ સમય છે. ઇસ્લામનું અપમાન એ મ્હોતનો પયગામ છે. માટે ખૂબ વિચાર કરી જવાબ આપો."

"ધર્મના નામપર કુરબાન થઇ જવાનું અમારા દાદા તેગબહાદુરે અમને શિક્ષણ આપ્યું છે. મરણના ભયથી તો ફકત નામર્દોજ ડરે છે. અમે સિંહનાં સંતાન છીએ. કાળની સાથે ખેલનાર છીએ.

અમે પ્રાણાંતે પણ અમારો પવિત્ર ધર્મ ત્યાગ કરનાર નથી તે નથીજ." જોરાવરસિંહે નિશ્ચયાત્મક અવાજે જણાવ્યું.

"તમને ઘણાજ ઘાતકી રીતે રીબાવી-રીબાવીને મારી નાખવામાં આવશે." સુબેદારે ભય દર્શાવ્યો.

ફતેહસિંહે હસીને કહ્યું, "અમારી સતી માતાઓ જીવતાંજ ભડભડાટ અગ્નિમાં સળગી મરતી: અમારા પૂર્વજો ધર્મ અને દેશને માટે સ્વહસ્તેજ શીર સમર્પણ કરી દેતા, તે પવિત્ર પુણ્ય પ્રતાપી દેવોનાં અમે સંતાન છીએ. ધર્મ રક્ષાને માટે રીબાઇને મરવું તે અમે અત્યુત્તમ સમજીએ છીએ. તમારાથી બ્હાય તેટલું કષ્ટ આપો. અમારા શરીરના ટૂકડે ટૂકડા કરી નાખો; અમને જીવતાજ અગ્નિમાં શેકો; પણ અમે અમારા નિશ્ચયથી લેશમાત્ર પણ વિચલીત થનાર નથી."

સુબેદાર આશ્ચર્ય પામ્યો. તેણે આજ પર્યંત આવાં નિડર બાળકો જોયાં નહોતાં. તેણે બાળકોને લલચાવવા-સમજાવવા અનેક પ્રયત્નો કરી જોયા; પણ તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. છેવટે તે ક્રોધથી અંધ બન્યો. ઇસ્લામ ધર્મના ઝનુને તેને ભાન-જ્ઞાન વિહિન બનાવ્યો. તેણે તે નિર્દોષ બાળકોને જીવતાંજ દિવાલમાં ચણી લેવાનો રાક્ષસી હુકમ કર્યો. વીર બાળકો ખડખડાટ હસી પડયાં; અને પછી નજીકમાં ઉભેલી પોતાની માતાના ચરણમાં છેલ્લા પ્રણામ કર્યા. વીર જનનીએ હૃદય વજ્રનું બનાવી સજળ નયને બન્ને પુત્રોને છાતી સરસા દાબી આશિષ આપતાં કહ્યું; "બેટા! જાઓ, ધર્મ રક્ષાને માટે કુરબાન થઈ અમર ધામમાં જાઓ. મ્હોતથી ડરશો નહિ. પૂરા ભાગ્યશાળીઓના ભાગ્યમાંજ આવાં અમર મૃત્યુ લખાએલાં હોય છે, તમારૂં કલ્યાણ થાઓ."

આ પછી તરતજ તે વીર બાળકોને ત્યાંથી લઈ જવામાં આવ્યા, અને એક નિર્ણીત સ્થાને ઉભા રાખી દિવાલમાં ચણવા માંડયા. બાળકોએ પ્રભુનું સ્મરણ કરવા માંડયું. ગળા સુધી દિવાલ ચણાતાં પુનઃ સુબેદારે ઇસ્લામ ધર્મ સ્વિકારી જીવ બચાવવાનું સૂચન કર્યું, પણ વીરબાળકો તેમના નિશ્ચયમાં અડગ રહ્યા. દિવાલ સંપૂર્ણ ચણાઇ ગઈ. ફતેહસિંહ અને જોરાવરસિંહનાં શરીર ઈંટ–ચૂનાની મજબૂત દિવાલમાં સદાને માટે અદ્રશ્ય થયાં. એ સુકુમાર બાળકો ધર્મને માટે શહીદ થયા. ભારતના ઇતીહાસમાં તેમનાં પુણ્યનામ સુવર્ણાક્ષરે લખાયાં. આજે શીખ જનો એ અમર શહીદોનાં પુણ્ય–પવિત્ર નામ સ્મરી પોતાને પાવન થએલાં માને છે. પુત્રોના મરણ સમાચાર સાંભળી પુત્ર વત્સલ માતાએ પણ દેહ ત્યાગ્યો.

નિર્દોષ જનોનાં બળિદાનથી–ગરીબજનોના આર્તનાદથી અને અત્યાચારના અધમપણાથી મોગલ સલ્તનત ડગમગવા લાગી. રાજપૂતાના તરફ વળેલા ગુરૂગોવીંદસિંહે અને તેમના શીખ અનુયાયીઓએ પ્રસંગ પ્રાપ્ત થતાં વૈરની વસુલાત કરવા માંડી. રાજપૂતાનામાં રાજપૂતોએ–દક્ષિણમાં મરાઠાઓએ મોગલરાજ્યને ભયભીત કરવા માંડયું. આ અરસામાંજ બાદશાહ ઔરંગઝેબ મરણ પથારીએ પડી કરેલાં પાપ કર્મનું ફળ ભોગવવા લાગ્યો.

૪

પ્રાતઃકાળે ઉદય સમયે સૂર્ય રાતો દીસે છે,
ને અસ્તાદ્રિ ગમન કરતાં રૂપ તેવું ધરે છે;
સંપત્તિને વિપદ્ મહીં છે સૂર્યનું રૂપ રાતું,
સાધુઓનું જીવન દુઃખીથારે, નહિ ફેરવાતું.

સૂર્ય અસ્ત થતાં પહેલાં સંધ્યા ખીલે છે; દીપક હોલવાતા પહેલાં

વધુ પ્રકાશીત બને છે તે અનુસાર મોગલ સલ્તનતના વિનાશ પહેલાં મુસ્લીમોના અત્યાચાર–અધમપણાની અવધી આવી રહી. હિંદુમંદિરોના સ્થાને અનેક મસ્જીદો બની હતી. શીખ અને અન્ય હિંદુધર્મ પ્રેમીઓએ ધર્મની રક્ષાર્થે મૃત્યુના પોશાક પરીધાન કર્યા હતા. હિંદુધર્મ–હિંદુ જનતાની રક્ષા કેવળ પ્રભુપર અવલંબી રહી હતી.

પ્રાતઃકાળ થવાને થોડીકવાર હતી. રાત્રિનો અંધકાર અને આકાશમાં ચળકતા તારાઓ નભ મંડળમાં ધીમે ધીમે વિલુપ્ત થતા હતા. પરદુઃખભંજન મહારાજા શ્રીવિક્રમાદિત્યના સુરમ્ય નગર ઉજ્જયનના દેવમંદિરોમાં ભાવિક ભકતો ઇશ્વિરાધન કરી રહ્યા હતા. આ સમયે પતીત પાવની ક્ષીપ્રા સરીતાના કિનારે પડેલા એક મોટા પત્થર પર કોઇ એક સાધુ જેવો જણાતો માણસ પૂર્ણ શાન્તિથી કુદરતની કળા અવલોકી રહ્યો હતો. પ્રૌઢાવસ્થાના ગાળે પહોંચેલા એ સાધુપુરૂષનું શરીર સુદ્રઢ અને બળવાન જણાતું હતું. તેના લાંબા શીરોકેશ અને દાઢી પવનના પ્રતાપે આમ તેમ ઉડી રહ્યા હતા, ત્યારે શું આ કોઇ સાધુ–સંન્યાશી હશે? દેખાવતો એવોજ જણાય છે; પણ આશ્ચર્ય જેવું તો એ છે કે તે સાધુ જેવો જણાતો માણસ શસ્ત્ર–અસ્ત્રથી સુસજ્જીત છે.

સમય થતાં પૂર્વાકાશમાં લાલરંગ પથરાયો. શીલાસન પર શાન્તિથી બેઠેલા એ સાધુ જેવા જણાતા માણસે આતમગત્ બોલવા માંડ્યું. “પ્રભાત થયું. ભાસ્કર ભગવાનને અભીનંદન આપવા પૂર્વમાં કુમકુમના સાથીઆ પૂરાયા, સૂર્યદેવ! આપને જગતમાંની તમામ વસ્તુઓ વંદન કરવાને તત્પર થઇ હોય એમ આ પ્રભાતના પ્રથમ પ્રહરમાં જણાય છે. આપ થોડીવારમાંજ સૃષ્ટિનાં પાપ–પુણ્યનું અવલોકન કરવા પધારશો, પણ આપને આ ભારતવર્ષમાં પુણ્ય કરતાં પાપનું પલ્લું નમતું

જણાશે, આજે હિંદુસ્થાન હત ભાગ્ય બન્યું છે, ધર્મ ધરામાં પ્રવેશ્યો છે. ધર્માંધોનાં ધાડેધાડાં હિંદુ જનતાને પીડી રહ્યાં છે. બહાદુર હિંદુઓ ધર્મ અને ધ્રજજતની રક્ષાર્થે દેહોત્સર્ગ કરે છે, ત્યારે કેટલાક નિર્માલ્ય-કાયર હિંદુઓ જીવન રક્ષવા બળાત્કારે અન્ય ધર્માવલંબી બને છે. આજે એક પણ હિંદુ નારી-બાળક અને દેવાલય સલામત નથી. અનેક ભારતકુળ ભુષણ ભામિનીઓએ સતીત્વની રક્ષાને અર્થે પ્રાણ ત્યાગ્યા છે. અનેક નિર્ભાગી નારીઓને બળાત્કારે ભ્રષ્ટ કરી પાપાત્મા-ઓ પાપની વૃદ્ધિ કરી રહ્યા છે. સવિતાનારાયણ ! આપ એ સૌ ઉત્પાત-અત્યાચાર-ઉત્પીડનથી અજ્ઞાત તો નથીજ. આ પવિત્ર દેશમાં આપ દેવાધિદેવ મનાઓ છો, આપનાં સંતાનો-આપને પ્રેમથી પૂજ-નારા હિંદુઓ આજે જાલીમોની તલ્વારોથી રેંશાય છે. શું કોઇ પણ સાચા ધર્મમાં આવા કારમા અત્યાચાર ગુજારવાનું ફર્માન કરેલું હશે ?" તે સાધુ પુરૂષે થોડીકવાર મૌનનું અવલંબન કર્યું. દુઃખ શોકથી સંતપ્ત બનેલા તેના મુખપર ગુસ્સાની લાગણી પ્રગટી નીકળી. તેની આંખ્યો શૌર્ય અને ક્રોધથી તેજદાર બની. પુનઃ તેણે બોલવા માંડયું, " જે ધર્મના અનુયાયીઓ ધર્મના નામે અન્ય ધર્મીઓને દુઃખ ત્રાસથી કાયર કરી બળાત્કારે પોતાનો ધર્મ મનાવતા હોય, પોતાના ધર્મી-ઓની વૃદ્ધિને માટે અન્ય ધર્મીઓ પર અમાનુષી જુલ્મ-અત્યાચાર ગુજારતા હોય; અન્યધર્મીઓનાં દેવ-મંદિરોને જમીનદોસ્ત કરી પોતાના ધર્મની ધ્વજા ફરકાવતા હોય, તેઓ ખરેખરા પવિત્ર-સત્યધર્મના અનુ-યાયીઓ નથી, પણ ધર્મના ખોટા સાળામાં છૂપાએલા પાખંડીઓ છે. દરેક ધર્મ દયા-સત્ય-શ્રદ્ધા અને નીતિથી ભરપૂર હોય છે. આવાં અનુપમ સત્ય સિદ્ધાંતોથી અજ્ઞાન અન્યધર્માવલંબીઓ આજે આ પવિત્ર ભારતભૂમિની દુર્દશા કરી રહ્યા છે. આહ ! કેટલો જુલ્મ ?

કેવા-કેટલા અત્યાચાર ? એક વખતની નંદનભૂમિ-સ્વર્ગભૂમિ આજે ખરેખરી દુઃખભૂમિ બની છે. હિંદુધર્મપ્રેમીઓને આજે શાન્તિથી ઉભા રહેવાનું સ્થાન ક્યાં છે ? જાલીમોના જુલ્મથી હૃદયમાં આગ પ્રગટી રહી છે. આહ ! શું કરૂં ? ક્યાં જાઉં ? " આમ બોલતા તે સાધુ પુરૂષનું સમસ્ત શરીર ક્રોધથી કંપવા લાગ્યું. તેની રક્તવર્ણી આંખ્યોમાં ખૂન ઉભરાયું. તલ્વારની મુઠ પર હાથ નાખી પુનઃ તેણે બોલવા માંડ્યું, " કરો, કરો, થાય એટલા અત્યાચાર-જુલ્મ નિર્દોષ જનોની ઉપર કરી લ્યો, પણ યાદ રાખજોકે તમારા જુલ્મ-અત્યાચારથી પવિત્ર-વિશુદ્ધ હિંદુધર્મનો વિનાશ કદી થવાનો નથી. હિંદુધર્મ આદિઅનાદિ કાળનો છે. તે પવિત્ર ધર્મનો વિનાશ ઇચ્છનારા ધર્માંધો ! સમજજો-ચેતજો કે આખરે તમારેજ વિમાસવું પડશે. તમારા મદોન્મત્તપણાથી-તમારા જુલ્મ-અત્યાચારોથી આખરે તમારી સત્તા નષ્ટ થશે, સુખ વૈભવ જમીનદોસ્ત થશે અને કરેલાં પાપ કર્મથી તમારે પરાવલંબી બની ગુલામી જીવન ગુજારવું પડશે. ખીલેલું પુષ્પ આખરે કરમાય છે. મદાંધ થએલા મનુષ્યો આખરે અવશ્ય પછડાય છે-પસ્તાય છે. ઘણું કરે તે થોડાને માટેજ. ખેલી લ્યો, ફાવે એટલા દાવ ખેલી લ્યો, સમય નજદિક આવે છે. ધર્મના શત્રુઓ ! સમજજો કે તમારી સઘળી કાર્યવાહી ચાર દિનની ચાંદની સમાન છે. તમારો ધર્મ ફેલાવવા સુખેથી હિંદુઓની ગરદનો પર તમારી તલ્વારો ચલાવો, પણ ખચીત સમજજોકે દરેક હિંદુના લોહીના પ્રત્યેક કણમાંથી અનેક વીર હિંદુઓ જન્મશે અને પવિત્ર હિંદુધર્મને અવિચળ રાખશે. " આમ બોલતા તે પુરૂષે થોડીકવાર શાન્ત રહી આસપાસ જોવા માંડ્યું. જેમ જેમ તેની વિચારમાળા વધતી ગઈ તેમ તેનું સર્વાંગ વધુ ક્રોધને વશીભૂત થઈ શૌર્યથી કંપવા લાગ્યું. આ સ્થિતિમાં છેવટે ક્રોધનો વેગ નહિ

રોકી શકાવાથી તેણે સમશેર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી વિકટ સ્વરે બોલવા માંડયું,

" હિંદુધર્મની રક્ષાને માટે જીવન પર્યંત આ તલ્વાર તૈયાર રહેશે. બાદશાહ ! સત્તા વૈભવથી ભાન ભૂલેલા શહેનશાહ ! મને પકડવા યા મારવાના તારા સઘળા પ્રયત્નો નિષ્ફળ સમજજે. જ્યાં સૂધી મારા હાથમાં સમશેર પકડવાની શકિત છે, ત્યાં સૂધી તારી તાકાત નથી કે તું મને ઈજા પહોંચાડી શકે. જેણે પોતાના ધર્મને માટે સુખ વૈભવ ત્યાગ્યા, જેણે પોતાના પવિત્ર ધર્મને માટે પોતાના વ્હાલા પુત્રોને રણભૂમિમાં હસ્તામુખે મરણને શરણ થતા જોયા; અરે એથી પણ વિશેષ નાનાં કુમળાં નિર્દોષ બાળકોને ધર્મની રક્ષાને માટે જીવતાં જીવત દિવાલમાં ચણાઇ સ્વર્ગે સિધાવ્યાના સમાચાર જાણી જે લેશમાત્ર પણ ભયથી કંપ્યો નથી–ધ્રુજયો નથી, અરે દુઃખ–શોકનો એક ઝીણો અવાજ પણ બહાર કાઢયો નથી, તેજ આ ગુરૂ ગોવીંદસિંહને પકડવા ફસાવવાના તારા સઘળા પ્રયત્નો નકામા સમજજે. ધર્મના નામ પર દીધેલાં મારાં વિશુદ્ધ બળિદાનો નિષ્ફળ નહિજ જાય. ધર્મની રક્ષાને માટે મારાં વ્હાલાં સંતાનોનું વૈર લેવા માટે હજી હું જીવતો–જાગતો બેઠો છું અને જ્યાં સૂધી મારી રગેરગમાં રૂધીર વહેશે ત્યાં સૂધી ધર્મની રક્ષાને માટે ઘુમીશ. " આમ બોલતો તે વીર પુરૂષ શાન્ત થઇ ખુલ્લી તલ્વારને નિહાળી રહ્યો.

આ ધર્મવીર અન્ય કોઇ નહિ પણ શીખગુરૂ ગોવીંદસિંહ હતા. તેમના વીર પુત્રોએ ધર્મની રક્ષાર્થે રણભૂમિમાં પ્રાણ સમર્પ્યા, ગુરૂનાં નાના બે બાળકો જીવતાજ દિવાલમાં ચણાઇ ધર્મના નામપર કુરબાન થયા. પુત્ર શોકથી સંતપ્ત થએલી ગુરૂ પત્નિ પણ સ્વર્ગે સિધાવી. ગોવીંદસિંહે ધર્મના માટે સર્વસ્વ સમર્પ્યું. આટલો ભોગ–આ

ટલો ત્યાગ કોણ કરી શકે ? ગુરૂ ગોવીંદસિંહ ખરેજ દેવ હતા અને સદાકાળ દેવરૂપેજ પુજાવાના. ધન્ય છે એમના જીવનને.

પોતાના પ્યારા નાના પુત્રોએ ધર્મના નામપર પ્રાણ પાથર્યા જાણી તે હિંદુ શીખ કુળ ભૂષણ વીરનરનું ક્ષાત્ર રૂધીર તેમની રક્તવાહિનીઓમાં વેગથી વહન કરવા લાગ્યું. શીખવીરોમાં પણ ક્રોપાનળ સળગી ઉઠયો. ગોવીંદસિંહે ગર્જના કરી ધર્મના શત્રુઓને સંહારવાની ભીષણ પ્રતિજ્ઞા કરી. શત્રુ સાથે લડવામાં ઘણું ગુમાવ્યું, છતાં હિંમત નહિ હારતાં ધર્મની રક્ષાનું કાર્ય આગળ ચલાવ્યું. ગુરૂની સાથે રહેલા શીખયોદ્ધાઓ વીરતાથી રણરંગ ખેલતા હતા. દાવ મળતાં એ શીખ નરવીરો અપૂર્વ રણકૌશલ્ય દર્શાવી શત્રુઓના રકતથી રણચંડીને તૃપ્ત કરતા. અનેક શીખોએ શત્રુઓ સાથે રણરંગ ખેલી રણભૂમિમાં શયન કર્યું. દુષ્મનો પણ શીખવીરોના બળ–સાહસથી આશ્ચર્યચકિત બન્યા. એકેક શીખ યોદ્ધો ગુરૂની જય પોકારી અનેક શત્રુ સૈનિકોને સંહારી રણમાં પડતો.

શીખોના પ્રબળ ધસારાથી મુસ્લીમો ઘણીવાર સુધી ટકી શકતા નહિ. શીખો પર્વતની માફક અડગ ઉભા રહી લડતા. મુસલમાનો સંખ્યામાં વિશેષ હતા, વળી દિનપ્રતિદિન તેમની સંખ્યામાં વધારો થતો હતો. રણઘેલા શીખો મરણીયા બની સાક્ષાત યમસ્વરૂપ બન્યા હતા. પોતાના ધર્મબંધુઓ–વ્હાલાં આપ્તજનો પર ગુજારેલા જુલ્મનું વેર વસુલ કરવા શીખયોદ્ધાઓ દીવાના બન્યા હતા, પણ ભારતના ભાગ્યાકાશમાં હજી ઘોર અંધકાર વ્યાપેલો રહેવાનું નિર્માણ થએલુ હતું. હિંદુધર્મપ્રેમી વીરનરોને વધુ કસોટીની સરાણે ચડવાનું હજી બાકી હતું. હિંદુવીરોના રકતથી રણચંડી હજી પરીપૂર્ણ તૃપ્ત થઇ ન હોતી. ભારતના ભવ્ય ઇતીહાસનાં કોરાં પાનાં ઉપર હજી કેટલાએ

શહીદોનાં અમર નામ લખાવાનાં બાકી હતાં. અનેક ધર્મદ્રોહિ સ્વાર્થી શીખકુલાંગારો મુસલમાનોને મદદ કરી રહ્યા હતા. એવા જાતી દ્રોહીઓ દેશદ્રોહીઓના કારણે સાધન સંપન્ન મુસલમાનોનો નાશ અસંભવિત જણાયાથી છેવટે ગુરૂગોવીંદસિંહને પંજાબનો ત્યાગ કરી અન્ય સ્થળે જવું પડયું. ગુરૂને અને તેમની સાથેના શીખોને દુઃખ પડવામાં કંઈ-પણ બાકી રહ્યું નહિ. ચારે તરફ દુઃખ–શોકની જવાળાઓ ભભુકતી હતી. છતાં એ ધર્મવીરોએ પ્રભુ પ્રત્યે અડગ શ્રદ્ધા ધરાવી ધર્મની અને દેશની રક્ષાને માટે ભગીરથ પ્રયત્નો આરંભ્યા હતા.

ગોવીંદસિંહ અને તેમના અનુયાયીઓએ સર્વ દુઃખ–શોક શાન્તિ ધીરજથી સહન કરી હૃદય પત્થર સમાં કઠણ બનાવ્યાં હતાં. સાચા સાધુ–સંન્યાસીઓનો ધર્મ તેમણે સ્વીકાર્યો હતો. દુઃખ–શોકના દાવાન-ળથી સળગતાં જે મનુષ્યો હિંમત શ્રદ્ધા દ્રઢતા નહિ તજતાં પોતાનું સત્ય કર્તવ્ય કર્યે જાય છે તેમના જીવનને ધન્ય છે. આવાં દુઃખી જનને માટે એક વિદ્વાન આશ્વાસન આપતાં કહે છે કે,

અન્તઃ શોકે હૃદય કુમળું થાય ને દુઃખ ન્હાસે,
અશ્રુ સ્નાને જીગર સઘળું મેલ છોડી પ્રકાશે;
આપત્તિને જરૂર હણવા આજ મેં જે વિચાર્યું,
વ્હાલા–વ્હાલા ! ધીરજ ધરવી એ જ છે સુત્ર સારૂં.
કીર્તિમાં છે અભીરૂચી અને શાસ્ત્રમાં પૂર્ણ પ્રીતિ,
આપત કાળે ધીરજ ધરવી સાધુની એ સુનીતિ.
જોને વ્હાલા ! અધીક ઘસતાં, ચંદને ગંધ મ્હેકે,
પીડા પામે સલીલ પણ, શું અભ્રનો પંથ ચૂકે.
ઉર્મી દેખી સુખ–દુઃખ તણી, ખલ્કના આ કિનારે,
કંટાળી શું હૃદય તળમાં, શોક સંતાપ ધારે.

શોભે છે જે મણીમય રવી નિત્ય મધ્યાન્હ કાળે,
રે ! તેની એ પડતી પળમાં થાય કેવી અકાળે.
વ્હાલા ! કેવો કનક કકડો અગ્નિમાં શુદ્ધ થાય,
બાળે ઝાઝું ત્યમ કનકનું મૂલ્ય મોંઘુ ગણાય.
ઇક્ષુ દંડો વધુ પીલતાં મિષ્ટતા શું તજે છે ?
મોટા આત્મા દુઃખદ સમયે ઉચ્ચતા મેળવે છે.

ગુરૂ ગોવીંદસિંહ આટ–આટલાં સંકટ પડતાં પણ નિરાશ-હતાશ બન્યા ન્હોતા, તેમની સઘળી આશાઓ–ઇચ્છાઓ નષ્ટ થઇ હતી, પણ ફક્ત એકજ ઇચ્છા તેમના હૃદયમાં દારૂણ વ્યથા ઉત્પન્ન કરી રહી હતી અને તે એજ કે “ હિંદુધર્મની અને દેશની રક્ષા. ” હિંદુધર્મના શત્રુઓનો સંહાર કરવાની શક્તિને તેઓ શોધી રહ્યા હતા, પરધર્મીઓએ કરેલા હૃદયદ્રાવક અત્યાચારોથી તેમના હૃદયમાં વૈરની આગ પ્રજળી રહી હતી. અનેક ગુરૂભક્ત શીખ યોદ્ધાઓ સાથે ગોવીંદસિંહે રાજપૂતાનામાં ભ્રમણ કરી અનેક રાજપૂતવીરો અને નિરાશ હતાશ બનેલા હિન્દુઓના હૃદયમાં નિર્ભયતા સાથે હિંદુ ધર્મની મહત્તા–ગૌરવતાના જળનું સીંચન કરવા માંડયું. ન્યાત–જાત–પંથ–મત–મતાંતરના કારણે પોતાને જુદા માનતા હિંદુઓને હિંદુધર્મનું સાચું રહસ્ય સમજાવી સંગઠન કરવા માંડયું. અનેક હિંદુઓ કે જેઓ અજ્ઞાનતાના કારણે પીર–પ્રેત અને કબરોની પૂજા–માન્યતા કરતા તેઓને સાચા જ્ઞાનના ઉપદેશ વડે જ્ઞાનમય બનાવી સાચા હિંદુ બનાવ્યા, મુસલમાન બનેલા હિંદુઓ અને મુસલમાનો સમક્ષ તેમણે હિંદુધર્મની સચ્ચાઇ સમજાવતાં અનેક મુસ્લીમો અને બળાત્કારે મુસલમાન બનેલા હિંદુઓ ભૂલભરેલો અજ્ઞાન માર્ગ ત્યાગી સાચાશીખ–હિંદુધર્મપ્રેમી બન્યા. ગુરૂગોવીંદસિંહના આવાં વર્તનથી–કાર્યથી મુલ્લાં મોલવી વગેરે સત્તાધિશોના ગુસ્સાનો

પાર રહ્યો નહિ. બાદશાહ ઔરંગઝેબ અને પંજાબના મુસ્લીમ સૂબેદારોએ ગુરૂના વિનાશને અર્થે અનેકાનેક પ્રયત્નો કરી જોયા, પણ પ્રભુ જેનો રખવાળ તેને મનુષ્યપ્રાણી શું કરી શકે ? ગુરૂના પ્રાણ પરહરવા અનેક મુસ્લીમો આતુર બન્યા હતા. ગોવીંદસિંહ તેમના અનેક અનુયાયીઓથી રક્ષાએલા હતા. હિંદુધર્મની ગૌરવતા વધુને વધુ વધારતા ગુરૂવર્યે ફરતા–ફરતા ઉજ્જયન નગરમાં ક્ષીપ્રા સરીતાના કિનારે મુકામ કર્યો. કિનારાથી થોડેક દૂર આવેલા એક એકાન્ત મેદાનમાં શીખ વીરોની અનેક રાવટીઓ ઉભી થઇ. સર્વની વચ્ચમાં ગુરૂજીનો તંબુ શોભી રહ્યો હતો. આ સ્થળે શીખવીરોને આવી રહે કેટલાક દિવસો વિત્યા હતા. એક રાત્રિના પાછલા પ્રહરે ગોવીંદસિંહ મનના વિચારોથી વ્યાકુળ બની તંબુમાંથી બહાર નીકળ્યા અને નદીના કિનારે એક પત્થર પર બેઠેલા આપણે અવલોકયા.

સૂર્યભગવાને પૂર્વાકાશમાં પ્રગટ થઇ જગતને દર્શન દીધાં. સૃષ્ટિ સુવર્ણમયી જણાવા લાગી. ગોવીંદસિંહે સવિતા નારાયણને વંદન કરી ક્ષીપ્રાના પવિત્ર જળમાં સ્નાન કરી પ્રભુનું ધ્યાન ધર્યું. આ અરસ્સામાં એક શિષ્ય ગુરૂને શોધતો–શોધતો ત્યાં આવ્યો. ગુરૂને જોતાંજ તેને આનંદ થયો અને જેમ એક બાળક તેનાં માતા–પિતાની પાસે દોડી આવે તેમ એ ગુરૂભક્ત શીખ ગુરૂની પાસે દોડી આવી તેમના ચરણાં પડયો. તેને સ્વહસ્તે ઉભો કરતાં ગુરૂએ પુછયું. "સરદારસિંહ ! કેમ વ્યાકુળ બન્યો છે ?"

સરદારસિંહે હાથજોડીને કહેવા માંડયું, "આપનાં દર્શન નહિ થવાથી મારી આ સ્થિતિ થઈ છે. પ્રાતઃકાળ થતાં અમે સૌ આપનાં દર્શનાર્થે તંબુમાં પ્રવેશ્યા પણ તંબુ ખાલી જણાયાથી અમારી વ્યાકુળતાનો પાર રહ્યો નહિ, અનેક અમંગળ શંકાઓને હૃદયમાં સ્થાન

આપતો હું આપનાં દર્શને આ સ્થળે આવી પહોંચ્યો. પ્રભુ ! છાવણીમાં પધારો. આપનાં બાળકો આપનાં દર્શનને માટે વ્યાકુળ બની રહ્યાં છે.

શીખ શિષ્યોની મનમાં પ્રશંસા કરતા ગોવીંદસિંહ છાવણીમાં આવ્યા. સૂર્યને જોઇ જેમ કમળ પ્રફુલ્લ બને તેમ ગુરૂને જોતાંજ શિષ્યોના આનંદનો પાર રહ્યો નહિ. સઘળાએ ગુરૂદેવની જયગર્જના પોકારી ગુરૂનાં દર્શન કર્યાં. ગોવીંદસિંહે સઘળાને આશિષ અર્પી સદ્‌બોધ આપ્યો.

આ સમયે કોઈ એક મહંત અને તેના શિષ્યો ક્ષીપ્રાનદી તરફ સ્નાનાર્થે જતા જણાયા. તે કોણ છે એ જાણી લાવવા ગોવીંદસિંહે પોતાના એક અનુચરને ત્યાં મોકલ્યો. થોડીવારમાં તે અનુચર ખબર લાવ્યો કે દાઉદ પંથના મહંત ગુરૂ નારાયણ રામેશ્વરની યાત્રાએથી પાછા ફર્યા છે. તેઓ તેમના શિષ્ય મંડળ સાથે સરિતાએ સ્થાનાર્થે જાય છે.”

ગોવીંદસિંહે દાઉદ પંથનું નામ સાંભળ્યું હતું. તે પંથના મહંતને મળવાની ઇચ્છા ઉદ્‌ભવતાં ગુરૂએ પોતાના એક શિષ્યને તેમની પાસે મોકલ્યો. શીખ શિષ્યે નારાયણ ગુરૂ પાસે જઈ પ્રણામ કર્યાં અને પોતાના ગુરૂવર્યની ઇચ્છા વિદીત કરી. ગુરૂગોવીંદસિંહના નામથી તે સમયે ભાગ્યે જ કોઈ અજ્ઞાત હશે ? ગુરૂ ગોવીંદસિંહે ધર્મને માટે કરેલો સર્વસ્વ ત્યાગ—વેઠેલાં અપાર સંકટો વગેરેથી નારાયણ ગુરૂ અજ્ઞાત નહોતા. પ્રબળ સમ્રાટ ઔરંગજેબની સામે થનાર અને હિંદુ ધર્મની રક્ષાને અર્થે ભગીરથ પ્રયત્ન કરનાર ગુરૂ ગોવીંદસિંહ નજીકમાં છે જાણી નારાયણ ગુરૂને અત્યાનંદ થયો. મહાન-પ્રભાવશાળી વીરપુરૂષને જોવા-મળવાની ઇચ્છા કોને ન થાય ? નારાયણ ગુરૂ સ્નાનાદિ કાર્યથી પરવારી શિષ્યમંડળ સહિત ગુરૂ ગોવીંદ

સિંહની પાસે આવ્યા અને પ્રભાવશાળી તેજસ્વી વીર ગુરૂને જોતાંજ નારાયણગુરૂની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. અતીશય પ્રેમથી નારાયણગુરૂ અને ગોવીંદસિંહ ભેટયા. આ પછી પરસ્પર વાર્તા વિનોદ કરી નારાયણગુરૂએ ગોવીંદસિંહને તેમના શિષ્ય મંડળ સાથે પોતાના આશ્રમે પધારવાનું આગ્રહ પૂર્વક નિમંત્રણ કર્યું. ગોવીંદસિંહ અને તેમના શિષ્યો નારાયણગુરૂના અતિથી બન્યા; અને કેટલાક દિવસ સૂધી મહંતના આશ્રમે રહ્યા. મહંત અને ગરૂની વચ્ચે ઘણી ઘણી વાતો થઈ. ધર્મ અને પંથની વાતોને અંતે ગોવીંદસિંહે જણાવ્યું કે, " હિંદુધર્મ સનાતન ધર્મ છે, પણ આજે તેના અનેક ફાંટા થયા છે. સ્વાર્થી મનુષ્યો જુદા-જુદા પંથના અધિષ્ટાતા બની વૈભવ વિલાશમાં મશગુલ બન્યા છે. પરીણામે દેશમાં ઝેર-વેરની વૃદ્ધિ થઈ રહી છે. દેવમંદિરો દ્રવ્ય પ્રાપ્ત કરવાનાં સ્થળ-સાધન સમજાય છે. ધર્મનું રહસ્ય નહિ સમજનારા સ્વાર્થી સાધુ-મહંતોએ કલ્પી કાઢેલા પંથોને કારણે હિંદુધર્મ આજે હસવા રૂપે મનાય છે. મુસલમાનો આ તકનો લાભ લઈ હિંદુઓ પર અત્યાચાર ગુજારી રહ્યા છે. હિંદુ મંદિરો જમીનદોસ્ત થાય છે. પવિત્ર મનાતી મૂર્તિઓનું ખંડન થાય છે. જુદા-જુદા પંથવાળા હિંદુઓ આ સમયે હિંદુધર્મની રક્ષાને અર્થે એકત્ર નહિ થતાં શાન્તિથી સઘળું જોયા કરે છે. શૈવ ધર્મના અપમાનથી વૈશ્નવોને અને વૈશ્નવ ધર્મના અપમાનથી શૈવ ધર્મીઓને કંઈપણ અસર થતી નથી; પણ તેઓ એક બીજાના ધર્મની ઉપર આવતી આફતોથી અંતરમાં ખુબ ખુશી થાય છે. હિંદુ ધર્મના તમામ પંથોની આજે આવી સ્થિતિ છે. આ સ્થિતિનો લાભ ઈસ્લામીઓ સારી પેઠે ઉઠાવે છે. હિંદુધર્મની આજે જો દુર્દશા થતી હોય, હિંદુધર્મનાં માણસો આજે અન્ય ધર્મીઓથી પીડાતાં હોય, હિંદુ મંદિરોના સ્થાને

મસ્જીદો બનતી હોય, ટુંકાણમાં હિંદુ ધર્મીઓને અત્યારે જે કાંઈ સહન કરવું પડતું હોય તો તેનું કારણ ફક્ત હિંદુ ધર્મના અનેક પંથ અને વૈભવ-વિલાસમાં પ્રમાદી બનેલા મહંતો અને આચાર્યો જ છે. સ્વાર્થ-કુસંપ અને પ્રમાદના પરિણામે હિંદુત્વ હણાતું જાય છે. જો આવું વધુ વખત ચાલશે તો ભવિષ્યમાં હિંદુ જનતાની ઘણી ભયંકર દુર્દશા થશે. જુઓ આજે ચારે તરફ નજર કરો. હિંદુ ધર્મના વિનાશને અર્થે આજે પ્રબળ પ્રયાસો થઈ રહ્યા છે. ભયંકર ઉલ્કાપાતનાં વાદળો આખા ભારતવર્ષપર ઝઝુમી રહ્યાં છે. આજે પ્રત્યેક પંથના ગુરૂ અને હિંદુઓનો ધર્મ પોતાની ધર્મની દેહાન્ત રક્ષા કરવાનો છે. દરેક પંથના મહંતો-ગુરૂઓએ પોતાના અનુયાયીઓને ધર્મની સત્યતા સમજાવી પરસ્પરની નિંદા-દ્વેશ ભૂલાવી ધર્મ રક્ષા દેશ રક્ષા ને અર્થે એકત્ર થવું જોઇએ."

ગોવીંદસિંહનું સઘળું કથન નારાયણગુરૂએ પૂર્ણ શાન્તિથી શ્રવણ કર્યું. દેશની દુર્દશા જાણી તેમનું હૃદય પીગળ્યું. તેમણે તેજ ક્ષણે ગોવીંદસિંહને વચન આપ્યું કે "હવેથી મારા અનુયાયીઓને સાચા હિંદુધર્મનું યથાર્થ જ્ઞાન સમજાવી અન્ય ધર્મ-પંથ પ્રત્યેનાં ઝેર-વેર ત્યજાવીશ અને દેશની રક્ષાને અર્થે બનતા સઘળા પ્રયાસ આદરીશ. મહંતનો નિશ્ચય જાણી ગોવીંદસિંહને અપાર આનંદ થયો. પુનઃ તેમણે પૂછ્યું," આપ રામેશ્વરની યાત્રાએથી પધારો છો. આપ ઘણા સ્થળોએ ફર્યા હશો? દક્ષિણમાં આપે શું શું જોયું? અનુભવ્યું? વગેરે જાણવાની અભિલાષા ધરાવું છું."

નારાયણગુરૂએ ગંભીર અવાજે કહેવા માંડ્યું. "દક્ષિણમાં હું ઘણાં તીર્થસ્થાનોમાં ફર્યો છું; પણ સઘળે અશાન્તિ નિહાળી છે. આપના કથન અનુસાર મેં દરેક સ્થળે હિન્દુધર્મનું પતન થતું જોયું છે, મંદિરો

દ્રવ્ય પ્રાપ્ત કરવાનાં સાધનો, તીર્થસ્થાનો અધમલીલાનાં સ્થાનો, મહંત ગુરૂઓના નારકી વૈભવ-વિલાસો, એક બીજાના ધર્મ-પંથની નિંદાઓ કપોળ કલ્પીત કથાઓ વગેરેથી હિન્દુધર્મની અવનતિનો થોડો ઘણો અનુભવ થયો છે."

"વિશેષ કાંઈ?" ગોવીંદસિંહે પૃછ્યું.

"વિશેષમાં એક માધવદાસ નામક વૈરાગીની શક્તિ-ચમત્કારોની વાતો સાંભળી હું તેમનાં દર્શને ગયો હતો. ગોદાવરીના કિનારે નાંદેર નામના ગામમાં તેમનું ભવ્ય નિવાસ મંદિર આવેલું છે. અનેક સાધુ સંત અને ગરીબજનોને ત્યાં આશ્રય મળે છે. દરેક ધર્મ પંથના માણસો તેમના અનુયાયી બની મહંત માધવદાસની પ્રશંસા કરે છે. અદ્દભૂત શક્તિશાળી માધવદાસ આખા દક્ષિણ પ્રદેશમાં દેવ તરીકે પૂજાય છે. આપ દક્ષિણમાં પધારો ત્યારે જરૂર તેમને મળજો." નારાયણગુરૂએ જણાવ્યું.

આવા ચમત્કારી મહંતની વાત સાંભળી ગોવીંદસિંહ આશ્ચર્ય પામ્યા, તેમના પવિત્ર અંતઃકરણમાં એકાએક વિચાર ઉદ્દભવ્યો કે "શું એવો ચમત્કારી શક્તિ સંપન્ન મહંત દેશ અને ધર્મની રક્ષા ન કરી શકે? હું તેને ધર્મની રક્ષાને માટે વિનવું તો?" ગોવીંદસિંહે મન સાથે આવો વિચાર કરી નારાયણગુરૂ પ્રત્યે કહ્યું, "આ અદ્દભૂત બાબત જણાવવા માટે હું આપનો ઉપકાર માનું છું. હું જરૂર માધવદાસને મળીશ."

નારાયણગુરૂ સાથે બીજી અનેક બાબતોની ચર્ચા થઈ. આ પછી નારાયણગુરૂ પોતાના મંડળ સહિત ત્યાંથી વિદાય થયા. ગુરૂ ગોવીંદસિંહે પણ ઉજ્યનથી મૂકામ ઉપાડી દક્ષિણ તરફ પ્રવાસ શરૂ કર્યો. માર્ગમાં આવતાં મંદિરો તીર્થક્ષેત્રોની અદ્દભુતતા નિહાળતા અને જનસમાજને હિન્દુધર્મના સાચા જ્ઞાનનો ઉપદેશ આપતા ગુરૂ ગોવીંદસિંહ પોતાના શીખ શિષ્યો સાથે આગળ વધી રહ્યા હતા.

આ અરસામાંજ તેમણે ઔરંગઝેબના મૃત્યુ સમાચાર સાંભળ્યા. ગુરૂએ શાન્તિનો એક દીર્ઘશ્વાસ મૂકી પ્રભુની અકળલીલાને પ્રણામ કર્યા. તેમના પવિત્ર વદન પર દિવ્ય તેજની છાયા છવાઇ. એક રમણીય સ્થળે મુકામ કર્યા પછી એક દિવસે ગુરૂ ગોવીંદસિંહ ગહન વિચારમાં ગમગીન બની ભારતનો પૂર્વ ઈતીહાસ વિચારી રહ્યા હતા.

પાઠકો ! ચાલો આપણે પણ આપણા ભારત દેશના પૂર્વ ઇતીહાસથી અને શીખ ગુરૂઓનાં પરાક્રમોથી પરિચીત થઇએ.

૬

અમારી આ ભરતભૂમિ, ખરેખર દેવભૂમિ છે,
અહીંથી ધર્મ સૌ જન્મ્યા, સનાતન આર્યભૂમિ છે.
ધીરજ.

હિંદુસ્થાન ખરેખર સ્વર્ગભૂમિ છે. આ પવિત્ર વસુધામાંજ ધર્મપ્રચારક દેવ—ગુરૂઓ જન્મ્યા છે. આ નંદન ભૂમિમાંથીજ તેમણે જગતને દિવ્ય સંદેશાઓ પાઠવ્યા છે. અમૂલ્ય તત્વજ્ઞાનના અમરઝરાના પવિત્ર જળનું પાન કરી અનેક જનો સાચું જ્ઞાન સંપાદન કરી જીવનને ધન્ય માની રહ્યા છે. આ ભૂમિનો ધર્મ સનાતન છે. ભારતની ભવ્યતાનું વર્ણન કરતાં કવિઓ કહે છે કે,

પુરાતન કાળથી વિશ્વે, મહિમા શ્રેષ્ટ છે એનો,
જગતના સર્વ દેશોમાં, મળે જોટો નહિ જેનો;
અહિં ગિર્વાણના ઘોષે, નિનાદિત સૌ જગત કીધું,
શ્રુતી સ્મૃતિએ પ્રકટ થઇને, સનાતન જ્ઞાન ધન દીધું;
અલૌકિક આજની પ્રગતિ, થઈ સહુ રાષ્ટ્રનીજ અહિંથી,
પ્રભુની લાડલી ભૂમિ, પ્રસવ ઇતિહાસનો અહિંથી.
વિમર્શન ક્લેશનું કરીને, અનેરી શાન્તિ દેનારી,
અમારી આર્યની વિદ્યા, અચળ સર્વત્ર રહેનારી,

ઋષીવર્ય વ્યાસ—વાલ્મીકે, કવન કથી આર્યપૂર્વજનાં,
વધાર્યાં માન આ વિશ્વે, ભરત જનની તનુજોમાં.
કવિવર કૈં થયા આંહિ, દિપાવી આર્ય માતાને,
અહિંના દિવ્ય આદર્શે, અપાવ્યો યશ વિધાતાને,
ગિરિવર અહિં હિમાલયમાં, વનસ્પતિઓ અઢારે છે,
પુનિત ગંગા સમી નદિઓ, મનુજનાં પાપ બાળે છે,
સુભટ વીરો ઝઝુમ્યા છે, ભૂમિના શ્રેયને કાજે,
યુગેયુગથી ભરતમાતા, અલૌકિક કાંતિથી રાજે.
સીતા સમ નારીઓ આંહિ, અડગ ધર્મે સદા રહી છે,
વિહિત વ્રતમાં નિડર થઇને, વિપદ્ જેણે ઘણી સહી છે.
થયા છે રામ કૃષ્ણાદિ, પ્રભુ—અવતાર આ ભૂમાં,
પ્રભુની પ્યારી ભૂમિ છે, સનાતન સત્ય છે એમાં.
દશા દીન થઇ ભલે આજે, છતાં જનની અમારી છે,
ચિરાયુ કીર્તી હો તેની સદા આશિષ દેશું એ.

ઇતીહાસ જણાવે છે કે, આપણા પૂર્વજો કોકેસસ પર્વતમાં રહેતા હતા. તે પર્વત ઓળંગી અનેક સંકટો સહન કરી તેઓ આ દેશમાં આવ્યા, અને પ્રથમ સીંધુ સરિતાના કિનારે નિવાસ કર્યો. એ સમયે આ દેશમાં અનાર્યો રહેતા હતા. એ લોકોની સાથે આપણા પૂર્વજોને યુદ્ધ કરવું પડયું. અધમ ભયાનક કાર્યોથી તે અનાર્યો રાક્ષસ—દૈત્ય—દશ્યુ વગેરે નામોથી ઓળખાતા. આપણા પૂર્વજોએ અપૂર્વ રણકૌશલ્યથી તે લોકોને હરાવી નશાડી મૂકયા. તેઓ દક્ષિણ તરફ નાઠા. તે પછી આપણા પૂર્વજો " આર્ય " નામથી ઓળખાવા લાગ્યા. આર્ય એ સંસ્કૃત શબ્દ છે. તેનો અર્થ શ્રેષ્ઠ અથવા ઉત્તમ થાય છે. આર્યકુળમાં પ્રતાપી પુરૂષો ઉત્પન્ન થયા. પુણ્ય પ્રતાપી મહાભાગ્ય ભરતરાજાના નામ

પરથી આ દેશનું નામ ભરતખંડ પડયું હોય એમ ઇતીહાસ અવલોકતાં જણાય છે. કાળના વહેવા સાથે જયારથી મુસલમાનો આ દેશમાં આવ્યા ત્યારથી આ દેશનું નામ હિંદુસ્તાન પડયું હોય એમ સમજાય છે. વેદના સમયે આ દેશમાં રહેતા મનુષ્યો પૃથ્વીના અન્ય દેશોના મનુષ્યો કરતાં ઉંચ્ચ સ્થિતિમાં હતા. કળાકૌશલ્ય–વિદ્યા–શારિરીક શક્તિ વગેરેમાં ઘણા આગળ વધેલા હતા. ધર્મ–નીતિ અને સત્યના પાલનમાં તેઓ પોતાનું જીવન સફળ કરતા. ભાષા સંસ્કૃત હતી. હિન્દુઓનાં તમામ પુસ્તકો એ સંસ્કારી–સંસ્કૃત ભાષામાંજ લખાએલાં છે. એ પવિત્ર ભાષાને આજના સુધારકો પણ પવિત્ર અને માનની નજરે જુએ છે. હિન્દુશાસ્ત્રનું અનુપમ જ્ઞાન તે આત્મજ્ઞાન છે. આ દૈવી જ્ઞાનના પ્રભાવે નર ધારે તો નારાયણ બની શકે છે અને અખંડ મૂકિત–શાન્તિ પ્રાપ્ત કરી શકે છે. આ પવિત્ર અલૌકિક આત્મજ્ઞાનને માટે આજે અન્ય દેશ નિવાસીઓ આતુર થઇ રહ્યા છે. તત્વજ્ઞાન શીખવાને માટે આજે આગળ વધેલા અને પોતાને સુધારાના શિખરે પહોંચેલા સમજતા વિદેશીજનો હિન્દુસ્થાનના શિષ્યો બન્યા છે.

આર્યો અથવા હિન્દુઓના ધર્મનો મૂખ્ય પાયો વેદ છે. પવિત્ર વેદ ચાર છે. એ ચારનાં નામ ઋગવેદ, યજુર્વેદ, શામવેદ અને અથર્વવેદ છે. આ ચાર વેદોમાં ધર્મનું સઘળુ રહસ્ય સમાએલું છે. એ સમયે હિન્દુઓની દિનપ્રતિદિન ઉન્નતિ થઈ હતી. સુખ–સ્મૃદ્ધિની છોળો ઉછળતી હતી. ભારતનાં ભાગ્યવંતાં સંતાનો તે સમયે સુવર્ણના હિંચોળે હિંચી સ્વર્ગીય સુખ ભોગવતાં હતાં. તેમના આ સુખ વૈભવની વિદેશીઓને ઇર્ષ્યા આવતી, પણ તે સમયે એ લોકો જંગલી દશામાં હોવાથી શું કરી શકે ? ભરતખંડના ગૌરવનો કીર્તિધ્વજ આખી અવનીમાં ફરકતો. આજની માફક તે સમયે ભારતવાશીઓ અનેક પંથ

જ્ઞાતિ-જાતીઓમાં વિભક્ત થઇ બળહિન બન્યા નહોતા. તે સમયે તેમની ચાર જાતી હતી. જે વેદશાસ્ત્ર ભણાવે, ન્યાય નીતિ અને સત્યનું પાલન કરે કરાવે તે બ્રાહ્મણ કહેવાતા. જે રણકૌશલ્ય દર્શાવે, નિર્બળનું રક્ષણ-સમાજની સારી વ્યવસ્થા અને શત્રુઓથી સૌનું રક્ષણ કરી શકે તે ક્ષત્રિય કહેવાતા. વેપાર સાહસ અને વ્યવહારની કળા જે જાણે તે વૈશ્ય અને જે સેવા-ચાકરીનું કામ કરે તે શુદ્ર તરીકે ઓળખાતા. આ ચારે વર્ણ સંપ સંપીને રહેતી. એ સુસંપના પરીણામે કોઇપણ બહારનો શત્રુ આ દેશ તરફ નજર પણ કરી શકવાને હિંમતવાન થતો નહિ. હિન્દુઓએ આખા દેશમાં સુવ્યવસ્થા કરી રાજ્ય સ્થાપ્યાં. ન્યાય નીતિ અને સત્યના પાલનથી ભારત ભૂમિનાં સંતાનો બળવાન તેજવાન અને ઐશ્વર્યવાન બની દેવલોકો તરીકે ઓળખાવા લાગ્યાં. ભારતભૂમિ સાક્ષાત સ્વર્ગભૂમિ બની. સ્વર્ગમાં વસતા દેવતાઓ પણ મનુષ્યરૂપ ધારણ કરી આ નંદનવન ભૂમિમાં વિહાર કરવા આવતા પણ કાળની ગતીને રોકવાને કોણ સમર્થ છે? ચડતી પડતી થયા જ કરે છે, તડકાની પાછળ છાંય અને દિવસની પાછળ રાત્રિ આવે જાય છે. ભારતની ભાગ્યદેવીને ભારતના સુખ-આનંદની ઇર્ષ્યા આવી. રામ રાજ્યનાં વ્હાણાં વહી ગયાં. સત્યવાદી હરીશ્ચંદ્રનાં નામ સ્મરણ રહી ગયાં. ભારતના ભયાનક યોગે દેશમાં કુસંપ નામક કળીયુગ દૈત્યે પ્રવેશ કર્યો. લોભ એ પાપનું મૂળ, એ ન્યાયે લોભના પરીણામે કુસંપનું સામ્રાજ્ય વધવા માંડયું. પાંડવ-કૌરવનું મહાન યુદ્ધ ભારત વર્ષના પવિત્ર કુરૂક્ષેત્રમાં ઉપસ્થિત થયું. આ યુદ્ધ અરાઢ દિવસ ચાલ્યું. કુરૂક્ષેત્રની ભૂમિપર રક્તનો મહાસાગર રેલાયો. એ યુદ્ધમાં ભાઇએ ભાઇનાં-પિતાએ પુત્રનાં-પુત્રે પિતાનાં; ગુરૂએ શિષ્યનાં અને શિષ્યે ગુરૂનાં માથાં કાપ્યાં. અનેક સુરવીરો-ભડવીરો કે જેના પદ પ્રહારથી

ધરણી ધમધમે–જેની વીર ગર્જનાઓથી સમસ્ત દિશાઓ કંપી ઉઠે તેવા નરશાર્દુલો કાળના ગ્રાસ થયા. બસ એ વિપ્લવકારી યુદ્ધથીજ ભારતની પડતીની શરૂઆત થઇ. કુસંપ દૈત્ય વિકટ હાસ્ય કરતો ચારે તરફ દોડવા લાગ્યો. મદિરાથી મદોન્મત્ત બનેલા યાદવોનો એ કુસંપે સંહાર વાળ્યો. પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ હવે આ ભૂમિમાં વધારે રહેવું ઉચિત નહિ માની સ્વર્ગે પ્રયાણ કર્યું. બળવાન અને વિદ્વાનોના વિનાશથી નિર્બળોની વૃદ્ધિ થઈ. કહેવાતા વિદ્વાનોમાં પાખંડ વધ્યાં. વેદનાં પવિત્ર વચનો–વાકયોનો પોતાની બુદ્ધિનુસાર ઉપયોગ થયો. બુદ્ધ ધર્મની ઉત્પત્તિ થઈ અને તેમાંથી જૈન ધર્મ ઉત્પન્ન થયો. કુસંપે હવે ધર્મના ઝઘડાની શરૂઆત કરી. ધર્મનો ખરો અર્થ લોકો ભૂલ્યા. ધર્મના આવા ઝઘડાના સમયે ભગવાન શ્રી શંકરાચાર્યે પૃથ્વી પર્યટન કરી વેદ ધર્મનું સાચું જ્ઞાન જન સમાજને સમજાવી સર્વત્ર દીગ્વિજય કર્યો. શ્રી શંકરાચાર્યે દયા ધર્મથી પ્રેરાઇ શ્રી જૈન ધર્મની પવિત્ર સૂચના કે, "પશુઓની હીંસા બંધ કરવી" એ સ્વીકારી અને ધર્મનું યથાર્થ જ્ઞાન ભૂલેલા, દેવ દેવીઓના નામે હીંસક બનેલા મનુષ્યોને દયા ધર્મના અનુપમ જ્ઞાનનું ભાન કરાવ્યું. બૌધ ધર્મ આ સમયે આખા દેશમાં ફેલાયો હતો, પણ સમય વિતતાં તેને આ દેશમાંથી વિદાય થઇ વિદેશ જવું પડયું. બૌધો ઇશ્વરને જગતનો કર્તા માનતા નથી, પણ જગતનો કર્તા કર્મને માને છે. હીંસા ન કરવી એ જો કે બૌધો માને છે, પણ જેવો જૈન ધર્મમાં અહીંસાનો સર્વ શ્રેષ્ટ અને આગૃહવાળો મત છે તેવો બૌધ ધર્મમાં નથી.

ધર્મના ઝઘડાઓએ દેશની શાન્તિ વિખેરી નાખી. ચારે તરફ અશાન્તિ વ્યાપી રહી. એ સમયનો લાભ લઇ કેટલાક પાખંડી કહેવાતા વિદ્વાનો કે જેઓ ધર્મના અર્થને પણ સમજી શકતા નહોતા, તેઓએ

કેવળ પોતાના સ્વાર્થને ખાતર પોતાને અનુકુળ આવે તેવા ધર્મ-ગ્રંથનાં પુસ્તકો લખી લોકોને ઉપદેશ આપવા માંડયો. પરીણામે અજ્ઞાન લોકો એવા ફરેબી ધર્મમાં ભળ્યા. જતે દિવસે નવનવા ધર્મ પંથની ઉત્પત્તિ થવા માંડી. જુદા જુદા પંથ-મત થવાથી આર્યો-હિંદુઓનું સંગઠન ટૂટયું. હિંદુઓ અનેક પંથ-ન્યાત-જાતમાં વ્હેંચાઈ ગયા. આ સાથે કેટલીક અનિષ્ટ રૂઢીઓ પણ દાખલ થઇ. બાળલગ્નના કારણે વીરત્વ નષ્ટ થયું. લોકો અંદર અંદર ઝઘડવા લાગ્યા. કુસંપનું સામ્રાજ્ય સ્થપાયું. એક સમયની બળવાન પ્રજા જુદા જુદા ધર્મ-માન્યતા-પંથ-રીતરીવાજ-રૂઢી વગેરેના કારણે નિર્બળ અને નિસ્તેજ બની. આવા સમયનો લાભ કોણ ન લે ? પરદેશી મુસલમાનોનાં ધાડાં દેશમાં પ્રવેશી સુવર્ણ ભંડારો લુંટવા લાગ્યાં. દેશના રક્ષક કહેવાતા-મનાતા ક્ષત્રિઓ-રાજપૂતો માંહોમાંહ્યના કુસંપથી નબળા પડયા હતા. બળવાન મુસલમાનોએ સાગરની ભરતી સમાન આ દેશમાં ફરી વળી ભારતના ભંડાર કબજે કરવા માંડયા. સર્વત્ર હાહાકાર વર્તાયો. સાચા દેશ ભકતો-ધર્મના સેવકો સમર ભૂમિમાં સદાને માટે શયન કરી પોતાની ફરજથી મૂકત થયા. હિંદમાં મુસ્લીમ રાજ્ય અમલ શરૂ થયો. હિંદુ રાજાઓ હિંદુગુરૂઓ-આગેવાનો આ સમયે પોતપોતાના સ્વાર્થમાં મશગુલ હતા. વધતા જતા મુસ્લીમ બળને રોકવા બેદરકાર બન્યા. કેટલાક તો સ્વાર્થ વશ થઈ મુસ્લીમોના મદદગાર થયા. વળી કેટલાકોએ તો પોતાનું વૈર વાળવા મુસ્લીમોને સઘળા પ્રકારની મદદ આપી પોતાના જાત ભાઇઓનું નિકંદન કઢાવ્યું. જોત જોતામાં મુસ્લીમ સત્તા ભારત વર્ષમાં પ્રબળ બની. હિન્દુઓનું પતન શરૂ થયું. અનેક નામર્દ હિન્દુઓ સ્વાર્થ યાતો મરણના ભયથી મુસ્લીમ બન્યા. બહાદુર હિન્દુઓ ધર્મભ્રષ્ટ થવા કરતાં મરણને પસંદ કરી રણરંગ ખેલી સ્વર્ગે સંચર્યા.

મુસ્લીમોના અત્યાચારથી બચવા અનેક હિન્દુકુળભુષણ મહિલાઓએ ધર્મની રક્ષાર્થે સળગતી ચીતાઓમાં ભસ્મીભૂત થઇ હિન્દુધર્મનું ગૌરવ વધાર્યું. ભય–ત્રાસ–અત્યાચારનો સમય હતો. હિન્દુઓ દુઃખમાંથી મૂક્ત થવાને તેમના અનેક દેવ દેવીઓને મદદે આવવા કરૂણસ્વરે પોકારી રહ્યા હતા, પણ સત્યધર્મને ભૂલેલા–કલેશ કુસંપના પાપથી પતીત થએલા એ હિન્દુઓના અનેક દેવ–દેવીઓમાંથી એક પણ દેવ–દેવી મદદ કરવાને દોડી ન આવ્યાં. ઇસ્લામ ધર્મમાં એક અલ્લાહ–ભગવાન સિવાય અનેક ભગવાનો નહોતા. વળી તેઓનું સંગઠન મજબૂત–વિશાળ હતું. દેશ જીતવાને માટે–ઇસ્લામ ધર્મ ફેલાવવાને માટે તેમના વિદ્વાનો મુલ્લાં–મોલવીઓએ ઇસ્લામીઓમાં જોઇએ તેટલું પૂરતું ધર્મ ઝનુન રેડયું હતું. ઇસ્લામ ધર્મ પવિત્ર છે, સત્ય નીતિથી ભરપૂર ભરેલો છે; અલ્લાહ એકજ છે, અનેક દેવ દેવીઓ ખોટાં છે. પત્થરોનાં પૂતળાંને પૂજનાર કાફરો છે, તેવાઓને ઈસ્લામમાં લાવવાથી મહાપુણ્ય થાય છે, વગેરે ઉપદેશ ઈસ્લામીઓને મળતો. વિશેષ જ્ઞાનના અભાવે વિચાર મનન શક્તિ કયાંથી હોય? ઈસ્લામ ધર્મીઓએ સાચા અર્થના અનર્થ કરી સર્વત્ર ત્રાસ–જુલ્મ વર્તાવા માંડયો. ભારતનું ભાગ્યાકાશ દિન પ્રતિદિન વધુ ભયંકર બનવા લાગ્યું.

૭

દેશની દુર્દશા નિહાળી પંજાબના એક પવિત્ર પુણ્યશાળી સાધુ પુરૂષનું હૃદય કકળી ઉઠયું. આ મહાન પુરૂષનું નામ બાબા નાનક હતું. આ સમયે દિલ્હીની ગાદી પર બીરાજી બાદશાહ બાબર રાજ્ય અમલ ચલાવતો હતો.

હિન્દુ–મુસલમાનના ઝઘડા દૂર કરી શાન્તિ અને ઐકય સ્થાપવા બાબા નાનકે પ્રયત્ન કરવા માંડયા. બન્નેમાં બંધુત્વ સ્થપાય એ હેતુથી

તેમણે કુરાન અને હિંદુ શાસ્ત્રોમાંથી સત્ય તત્વ શોધી કાઢી જગત સમક્ષ મૂકયું, અને પછી એક નવા ધર્મની સ્થાપના કરી. આ ધર્મને શીખ ધર્મનું નામ અપાયું. ગુરૂ નાનકજીનો દરેક મનુષ્ય પ્રત્યે સમભાવ હતો. મનુષ્ય માત્ર પ્રભુનાં બાળકો છે એવી તેમની દઢ માન્યતા હતી. દિનપ્રતિદિન શીખ ધર્મની વૃદ્ધિ થતી ગઇ. ગુરૂ નાનકે પોતાની ગાદી પોતાના કોઇ પુત્રને નહિ સોંપતાં પોતાના એક આજ્ઞાકારી શિષ્યને સોંપી. આ શિષ્યનું નામ " લહણા " હતું. ગુરૂ નાનકજીના પુણ્યધામ ગમન પછી લહણાએ અંગદ નામ ધારણ કરી ગુરૂજીનું કાર્ય કરવા માંડયું. ગુરૂઅંગદે પ્રથમ કાર્ય એ કર્યું કે સાધારણ મનુષ્ય સમજી વાંચી શકે તેને માટે ગુરૂમુખી અક્ષરની શરૂઆત કરી. બીજું કાર્ય લંગરની પ્રથા શરૂ કરી. આ પ્રથાથી દરેક માણસો ગુરૂદ્વારામાંથી દાળ–રોટી મેળવી શકતાં. આના પરિણામે પરસ્પરમાં બંધુત્વ વ્યાપતું. આપછી ગુરૂ અંગદે ગુરૂ નાનકના સદ્‌બોધની અમૃતવાણીનો ગ્રંથ લખવાનું કાર્ય આરંભ્યું. ગુરૂ અંગદના એક શિષ્યનું નામ અમરદાસ હતું. આ શિષ્ય ગુરૂનો અનન્ય ભક્ત હતો. ગુરૂની સેવા–ચાકરીનું પુણ્ય કાર્ય અમર-દાસ કરતા. ગુરૂના સ્નાન માટે અમરદાસ દૂરના એક કુવામાંથી હમેશાં જળ ભરી લાવતા. અમરદાસની અપૂર્વ ભકિત નિહાળી ગુરૂ અંગદે પોતાની ગાદી તેમને સોંપી. ગુરૂ અંગદની પછી ગુરૂ અમરદાસ ગાદી પર આવ્યા. તેમણે વ્યાસ નદિને કિનારે ગોંદવાલીમાં પોતાનું નિવાસ સ્થાન રાખ્યું. આ સમયે લાહોર શહેરમાં રામદાસ કરીને એક છોકરો ચણા વેચતો હતો. આ છોકરો વાર્ષીક મેળાના પ્રસંગે ગોંદવાલી આવ્યો. આ સમયે એક અજબ ઘટના બની. ગુરૂ અમરદાસની પુત્રી પરણાવવા યોગ્ય થઇ હતી, ગુરૂ પત્નિ કન્યાનાં લગ્ન કરવા માટે વારંવાર પતિને વિનવતાં. ભાગ્યની લીલા અજબ છે. ગુરૂની કૃપા રામ-

દાસ પર ઉતરતાં તેની સાથે કન્યાનાં લગ્ન થયાં. આ લગ્નથી ગુરૂ નાનકની ગાદી લાહોરના સોઢી ક્ષત્રિઓના વંશમાં ગઇ. ગુરૂ અમરદાસ પછી રામદાસે ગુરૂપદ ધારણ કર્યું. આ સમયે દિલ્હીની ગાદીપર શહેનશાહ અકબર બિરાજ્યો હતો. અકબરશાહની કુનેહ અને કાર્યદક્ષતાથી શાન્તિ વ્યાપી હતી. ગુરૂ રામદાસ પ્રભાવશાળી હોવાથી બાદશાહના દરબારમાં તેમનું સારૂં સન્માન હતું. એકવાર બાદશાહ પોતે ગુરૂનાં દર્શનને માટે અમૃતસર આવ્યા; અને તેથી ગુરૂ રામદાસની કીર્તિ ઘણી વધી. ગુરૂ રામદાસના પુત્રનું નામ અર્જુન હતું. રામદાસની પછી અર્જુને ગુરૂપદ ધારણ કરી પિતાનું કાર્ય કરવા માંડયું. આ સમયે બાદશાહ જહાંગીરનો પુત્ર ખુશરો પોતાના પિતા સાથે વિરોધ કરી પંજાબમાં નાશી આવી ગુરૂ અર્જુનના આશ્રયે રહ્યો, આ વાત જાણી જહાંગીર ગુરૂપર અપ્રસન્ન થયો. ગુરૂ અર્જુને અમૃતસરમાં એક ભવ્ય મંદિર બંધાવ્યું, અને ગ્રંથ સાહેબને પુસ્તકનું રૂપ આપ્યું, પૈસાની જરૂર પડતાં અમુક કર નકકી કર્યા. ગુરૂના કાર્યની સર્વત્ર પ્રશંસા થવા લાગી. ગુરૂના દ્વેશીઓ ગુરૂની પ્રશંસા સહન કરી શકયા નહિ. ગુરૂપર અપ્રસન્ન થએલા બાદશાહના તેમણે કાન ભંભેરવા માંડયા. એક દ્વેશીએ બાદશાહને કહ્યું કે ગુરૂ અર્જુને કુરાન શરીફના જેવું એક પુસ્તક બનાવ્યું છે અને તેમાં લખ્યા પ્રમાણે ચાલવાનું સર્વને ફર્માન કર્યું છે. વળી તેમાં ઇસ્લામ ધર્મની વિરૂદ્ધ પણ ઘણું લખ્યું છે. આવી વાત સાંભળતાંજ બાદશાહે ગુરૂ અર્જુનના નિવાસ સ્થાન તરફ પ્રયાણ કર્યું. ગુરૂએ બાદશાહનો સારો સત્કાર કર્યો. બાદશાહે પુસ્તક વિશે પૂછયું. ગુરૂ અર્જુને હશીને જણાવ્યું કે, આપને જણાવેલી વાત અતિશયોકિતથી ભરેલી છે. પુસ્તકમાં કોઇ પણ ધર્મની નિંદા નથી. તેમાં તો અમારા પૂજય ગુરૂઓનાં સત્યથી પરિપૂર્ણ અમૃત વચનો અને ભજનો છે; છતાં ખાત્રી કરવી હોય તો પુસ્તક વાંચી જુઓ.

બાદશાહે પુસ્તક તપાસ્યુંતો આખું પુસ્તક ગુરૂના કથન અનુ-સાર જણાયું. એવામાંજ બાદશાહના મગજમાં કંઈક તરંગ આવતાં ગુરૂ પ્રત્યે કહ્યું, " આપની દૃષ્ટિમાં સઘળા ધર્મ સમાન છે એવું જાણી હું ખુશી થયો છું. હું ઇચ્છું છું કે આ પુસ્તકમાં અમારા પયગંબર સાહેબની સ્તુતિ-પ્રશંસાનાં થોડાંક ભજનો દાખલ કરો, કે જેથી મને ઘણો આનંદ થશે "

દિલ્હીશ્વરની ઇચ્છા જાણી ગુરૂ અર્જુન વિચારમાં પડયા. તેમને માટે આ વિકટ પ્રસંગ હતો, એક તરફ સર્વ ધર્મની સમાનતાનો સિદ્ધાંત અને બીજી તરફ શાહી ફર્માન. આ જગાએ જો કોઇ સાધા-રણ બુદ્ધિવાળો હોત તો તરત શાહી આજ્ઞાનું પાલન અને તેમ કરવામાં કંઇપણ હાની સમજત નહિ. વળી બાદશાહના કહેવા પ્રમાણે કરવાથી બાદશાહ ખુશી થાત અને ધન જાગીરની પણ પ્રાપ્તિ થાત. ગુરૂ અર્જુન બુદ્ધિમાન-વિદ્વાન-સાચા ગુરૂ હતા. આત્મદેવના અવા-જને અનુસરનારા હતા. તેમણે ઉત્તર આપ્યો કે "બાદશાહ ! દિલગીર છું કે આપની ઇચ્છાને હું સંતોષી શકતો નથી. આ ગ્રંથ સાહેબમાં જે કાંઈ લખાયું છે તેમાં મારૂં કંઈ નથી, પણ ગુરૂદેવોની કૃપા પ્રેરણાથી સઘળું લખાએલું છે. આ કારણથી પુસ્તકમાં કંઈ પણ સુધારો-વધારો મારાથી કરી શકાય એમ નથી."

ગુરૂના જવાબથી બાદશાહના હૃદયમાં ગુસ્સો ઉત્પન્ન થયો; પણ ગુસ્સાના ભાવને પ્રત્યક્ષ થવા દિધો નહિ. આ શીખ સત્તા જતે દિવસે બળવાન થઇ શાહિ સત્તાની સામે થશે, માટે આ વધતા ધર્મ-બળનો તત્કાળ નાશ કરી નાખવો જોઈએ. બાદશાહે આવો વિચાર પોતના મન સાથે કર્યો. આ પછી બાદશાહ દિલ્હી ગયો. અને શીખ ધર્મના નાશ માટેના ઉપાયો વિચારવા લાગ્યો. આ વખતે બાદશાહની પાસે ચન્દુ નામક એક કારભારી હતો. આ ચન્દુને પોતાની

પુત્રી ગુરૂપુત્ર સાથે પરણાવવાની ઇચ્છા હતી અને ગુરૂને વિંનતિ પણ કરી હતી; પરંતુ ગુરૂએ તેને સ્પષ્ટ ના પાડી હતી. આ કારણથી ચન્દુ ગુરૂ પ્રત્યે દ્વેશ ધરાવતો હતો. તેણે બાદશાહને આડુ અવળું સમજાવી ગુરૂનો બે લાખ રૂપીઆ દંડ કરાવ્યો; અને તે તત્કાળ વસુલ કરવાનું શાહી ફર્માન નીકળ્યું. બે લાખ રૂપીઆ લાવવા ક્યાંથી ? ગુરૂદેવના આંતરીક સંતાપનો પાર રહ્યો નહિ. લાહોર શહેરમાં ગુરૂને એટલાંતો દુઃખ–વેદનાઓ સહન કરવી પડી કે જેનું વર્ણન કરતાં પાનાંઓ ભરાય. દંડ વસુલ નહિ થવાથી છેવટે શાહી હુકમ થયો કે ગુરૂને ગાયની ચામડી પહેરાવવી. આ આજ્ઞા ભયંકર હતી. ગુરૂનો આત્મા કમકમી ઉઠ્યો, ધર્મનું ઘોર અપમાન સમજાયું. શીખ વીરો મારવા–મરવાના નિશ્ચય પર આવ્યા; પણ ગુરૂએ તેમને શાંત કર્યા. ગુરૂની ખાત્રી હતી કે લડાઇ કરવાથી શાહી સત્તાનો નાશ નહિ થતાં શીખ જાતીનો નાશ થઇ જશે. જો શીખો જીવતા હશે તો આ અપમાનનું વર સમય આવતાં લઇ શકશે. છેવટે ગુરૂ એક નિશ્ચય પર આવી રાત્રિના સમયે સરિતાના જળમાં પ્રવેશ્યા. અલ્પ સમયમાંજ સરિતાના ઉંડા જળમાં ગુરૂનું શરીર અદૃશ્ય થયું. કેટલાક વિદ્યાનોનું કહેવું છે કે ગુરૂને બાદશાહે નદીમાં ડૂબાવી મરાવી નખાવ્યા. ગમે તેમ હો; પણ ગુરૂએ પ્રાણાર્પણ કરી સ્વમાન અને ધર્મની રક્ષા કરી. આ ખબર પડતાં શીખોના દુઃખ–શોકનો પાર રહ્યો નહિ.

આ પછી ગુરૂ હરગોવિંદ પિતાની ગાદીએ આવ્યા. ગુરૂ હરગોવિંદ બળવાન–વિદ્વાન અને તેજસ્વિ હતા. ગાદીએ આવતાંજ તેમણે બે તલ્વારો કમ્મરે બાંધવા માંડી. એક તલ્વાર પિતાનું વૈર લેવા અને બીજી તલ્વાર ઇસ્લામ ધર્મમાંથી અસત્યનું ખંડન કરવા. શીખ સિદ્ધાંતોનો તેમણે પૂરવેગથી પ્રચાર કરવા માંડયો. બાદશાહની બરા-

બરીમાં પોતાને " સાચા બાદશાહ " જાહેર કર્યા. પોતાના આસનને "તખ્ત અકાલ દુઙગાં' નામ આપ્યું, તેમણે પૂર્ણ ઠાઠથી દરબાર ભરવા માંડયો. પરસ્પરના ઝઘડાનો નિકાલ આણવા કોઇએ શાહી કચેરીમાં નહિ જતાં પોતાના દરબારનો આશ્રય લેવો; એવું ગુરૂ ફર્માન જાહેર થયું. ગુરૂ હરગોવિંદ જેવા વિદ્વાન–બળવાન હતા; તેવાજ આત્મજ્ઞાની અને પ્રભાવશાળી હતા. તેમની વાણીમાં મીઠાશ અને અદ્‌ભૂત આકર્ષણ હતું. તેમના ઉપદેશથી અનેક ચોર–ડાકુઓ પોતાનો ભયંકર–પાપી ધંધો ત્યાગી ગુરૂના શિષ્યો બન્યા હતા. ગુરૂની આંતરીક ઇચ્છા શત્રુઓનો નાશ કરી દેશને સ્વતંત્ર કરવાની હતી. તેમણે દરેક શીખોને શસ્ત્ર બાંધવાની આજ્ઞા કરી હતી. ટુંક સમયમાં તેમની પાસે સારૂં સૈન્ય બળ એકત્ર થયું. આ બળ અજમાવવાને તેમણે નાલાગઢ પર ચડાઇ કરી ત્યાંના રાજા તારાચંદને હરાવી તાબે કર્યો. ગુરૂ એક કુશળ ઘોડેસ્વાર અને તીરંદાજ હતા. તેમનો ઘણો સમય કુસ્તી–તીરન્દાજી અને શીકારમાં વ્યતિત થતો. શીકારના પુશ્કળ શોખના પરીણામે કેટલીક વખત તો તેઓ વગર હથીઆરે વાઘ–ચિત્તા સાથે હાથોહાથની લડાઇ કરતા અને છેવટે તે હીંસક પ્રાણીઓને પ્રાણ વિહીન કરતા. ગુરૂનું બળ વધતું જાણી બાદશાહના હૃદયમાં ભય ઉત્પન્ન થયો. ગુરૂના બળનો વિનાશ કરવા લાહોરના નવાબને બાદશાહની આજ્ઞા મળી. હજારોના સૈન્ય સાથે નવાબ અમૃતસર તરફ ચાલ્યો. આ નગર ગુરૂ રામદાસે વસાવ્યું હતું. ગુરૂને નવાબની સાથે આ પહેલાં પણ કેટલીક વખત યુદ્ધ કરવું પડયું હતું. અમૃતસર આગળ ખૂનખાર લડાઇઓ થઈ, પરીણામે અમૃતસર ઉજ્જડ થયું. ગુરૂને ત્યાંથી નીકળી કરતારપુર જવું પડયું, ગુરૂનો ઉપદેશ બ્રહ્મજ્ઞાનથી ભરપૂર હતો. તેઓ અવાર–નવાર લાહોર જઇ દરબાર ભરતા

અને ઉપદેશ કરતા. તેમના આત્મીક બળની સર્વત્ર પ્રશંસા થતી. ગુરૂના જ્ઞાનથી-ઉપદેશથી લાહોરના કાજીની પુત્રી ઘરમાં બેઠી-બેઠી ગુરૂનું સ્મરણ કરતી, આથી તેનો પિતા તેને ખૂબ ત્રાસ આપતો, પિતાના ત્રાસથી કંટાળી તે છોકરી ઘરમાંથી ગૂપચુપ નીકળી મીયાં-મીર નામના ફકીર પાસે ગઈ. ફકીરે તેને ગુરૂપાસે મોકલી દીધી. ગુરૂએ તેને સદ્દ્જ્ઞાન સમર્પ્યું અને એ છોકરીનું નામ કાયમ રાખવા ગુરૂએ "કંવલસર" નામક એક તલાવ બનાવરાવ્યું. ગુરુ હરગોવિંદના પ્રેરણાત્મક ઉપદેશથી જન સમાજમાં સારી જાગૃતી આવી. બાદશા-હની બેગમોને પણ આવા પવિત્ર સાધુપુરૂષનાં દર્શન કરવાની પ્રબળ ઈચ્છા ઉત્પન્ન થઈ. આ ઈચ્છા બાદશાહ સમક્ષ નિવેદન થતાં બાદશાહે ગુરૂને આમંત્રણ મોકલ્યું. ગુરૂ શાહિ મહેલમાં ગયા અને બે-ગમોને સદ્ ઉપદેશ સંભળાવી આશિષ સમર્પી. એક વખત બાદશાહ ગુરૂને પોતાની સાથે કાશ્મીર લઇ ગયો. સર્વત્ર ગુરુનો સત્કાર થતાં બાદશાહને ઘણું લાગી આવ્યું. વળી શીખ બળને દાબવા-નાશ કરવા બાદશાહ દરેક પ્રયત્ન છૂપી રીતે કરી રહ્યો હતો. એક દાવ અજમા-વવાનો તેણે નિશ્ચય કર્યો. બાદશાહે ગુરૂને અને તેમના શિષ્યોને ગ્વા-લીયરના કિલ્લામાં પૂરી દીધા. કહે છે કે બાર વર્ષ સૂધી ગુરૂ અને તેમના શિષ્યો આ કિલ્લામાં કેદ રહ્યા. ગુરૂપર ઘેલી બનેલી શીખ જનતા હજારોની સંખ્યામાં ગ્વાલીયરના કિલ્લા તરફ જતી અને જે કિલ્લામાં ગુરુ પૂરાયા હતા તે કિલ્લાની દિવાલો સાથે પોતાનાં માથાંનો સ્પર્શ કરી પોતાને કૃતાર્થ પાવન થએલા માનતા. જ્યાં સુધી ગુરૂ કિલ્લામાં રહ્યા ત્યાં સૂધી દરરોજ આમ થવા લાગ્યું. કિલ્લો યાત્રાનું ધામ બની રહ્યો. એવામાં એકાએક બાદશાહ માંદા પડયા. વાત ઉડી કે સાધુ પુરૂષને કેદ કર-

વાથી જ બાદશાહ માંદા પડયા છે અને હવે જીવતા ઉઠવાના નથી. બાદશાહના વ્હેમમાં વૃદ્ધિ થઇ કે કદાચ આ વાત સત્ય પણ હોય. બાદશાહે તરતજ ગુરૂ અને શિષ્યોને છૂટા કરવાનો હુકમ કર્યો. ગુરૂ અને શિષ્યો પંજાબ આવ્યા, લોકોનાં ટોળે ટોળાં ગુરૂનાં દર્શન માટે ઉલટયાં. છેવટે ગુરૂએ પોતાના અનુયાયીઓને દેશપ્રેમ સ્વતંત્રતા, આત્મજ્ઞાન અને સંગઠન બળનો અમૂલ્ય વારસો સમર્પી સ્વર્ગ નિવાસ કર્યો. ગુરૂપત્નિઓએ સહગમન કર્યું. ગુરૂના શિષ્યોનો ગુરૂ પ્રત્યે એટલોતો પ્રેમ હતો કે ગુરૂના મૃત્યુ સમાચારે તેમને સખ્ત આઘાત થયો અને ગુરૂ વિનાનું જીવન નિરસ શુષ્ક અને ઝેર જેવું જણાતાં અનેક શિષ્યોએ ગુરૂની સળગતી ચીતામાં પડવા માંડયું. ચીતામાં કુદી પડતા શિષ્યોને લોકોએ બળાત્કારે બહાર ખેંચી કાઢયા, પણ બે રજપૂત શિષ્યોતો બળીને ખાખ થઈ ગયા. ગુરૂ હરગોવિંદના મૃત્યુબાદ તેમના પુત્ર ગુરૂદિત્તાનો પુત્ર હરરાય ગુરુના આસન પર બિરાજમાન થયા, ગુરુ હરરાય સ્વભાવે શાન્ત હોવાથી હમેશાં નિર્જન એકાન્ત સ્થાનમાં બેસી પ્રભુ સ્મરણ–યોગાભ્યાસમાં સમય વ્યતિત કરતા.

આ સમયે દિલ્હીમાં ઔરંગજેબે બાદશાહ પદ ધારણ કર્યું હતું. ઔરંગજેબનો ભાઇ દારા શિકોહનો ગુરૂ પ્રત્યે સારો પ્રેમ હતો. એકવાર ભયંકર બીમારીમાં આવી પડતાં દારાને ગુરૂ હરરાયના ઔષધથી આરામ થયો હતો. ઔરંગજેબ સાથેના યુદ્ધમાં ગુરૂએ દારાની મદદમાં શીખ સેના મોકલી હતી. વ્યાસ નદીના તીર પ્રાંતમાં યુદ્ધ શરૂ થયું. દારા જ્યાં સૂધી કોઇ નિર્ભય સ્થાને પહોંચ્યો નહિ ત્યાં સૂધી શીખ સેનાએ ઔરંગજેબની બળવાન ફોજને આગળ વધતી અટકાવી રાખી હતી.

ઔરંગજેબ આ વાત ભૂલ્યો નહોતો. તેણે ગુરુને દિલ્હી આવ-

વાનું ફર્માન મોકલ્યું. ગુરૂએ પોતે દિલ્હી નહિ જતાં પોતાના પુત્ર રામરાયને મોકલ્યો. રામરાય દિલ્હીમાં આવી બાદશાહને મળ્યો. રામરાય બાદશાહની પાસે જવા નીકળ્યો તે વખતે ગુરૂ હરરાયે કેટલીક સૂચનાને અંતે જણાવ્યું હતું કે બાદશાહ સાથે એવી કોઇ વાત ન કરવી કે જેથી શીખ ગુરૂઓની અપ્રતિષ્ઠા થાય."

ઔરંગજેબે રામરાયનો સારો સત્કાર કર્યો. એક દિવસે બાદશાહે રામરાયને પૂછયું કે, "ગુરૂ નાનક સાહેબે એક સ્થળે એમ લખેલું છે કે,

મિટ્ટી મુસલ્માનકી પેડે પઇ કુમ્હાર,
ઘટ ભાંડે ઇટ્ટાં કિયા, જલતી કરે પુકાર.

આનો અર્થ એવો થાય છે કે, "એક કુંભારે મુસલ્માનના શરીરની માટી બનાવી તેનાં વાસણ ઘડી નિભાડામાં મૂકી અગ્નિ સળગાવ્યો, એટલે તેમાંથી હાહાકાર અવાજ સંભળાવા લાગ્યો, એટલેકે તે માટી પોકારવા લાગી" આથી એમ નથી સમજાતું કે ગુરૂનાનક મુસલ્માનોનો તિરસ્કારની નજરે જોતા હતા અને મુસલ્માનોને હિન્દુઓથી નીચા-હલકા માનતા હતા ?" બાદશાહના આવા પ્રશ્નના પ્રત્યુત્તરમાં રામરાયે કહ્યું કે, 'એમાં ગુરૂ નાનકની નહિ, પણ કોઈ લખનારની ભૂલ થએલી હોવી જોઇએ, કારણકે એ સ્થળે મૂળ 'બેઈમાન' શબ્દ હોવા છતાં લખનારની ભૂલથીજ મુસલ્માન શબ્દ લખાઇગયો છે."

આ જવાબ સાંભળી બાદશાહને ઘણો આનંદ થયો; પરંતુ જ્યારે આ સમાચાર હરરાયના સાંભળવામાં આવ્યા ત્યારે તેમના દુઃખ ક્રોધનો પાર રહ્યો નહિ. તેમના હૃદયમાં પુત્ર પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થયો અને પુત્રનું મુખ નહિ જોવાનો તેમણે મનમાંજ નિશ્ચય કર્યો. તત્કાળ સખ્ત ભાષામાં એક પત્ર લખી રામરાયને પોતાની પાસે પંજાબ નહિ આવવાનું

ફર્માન કર્યું. આ પછી તેમણે દરબાર ભરી સઘળા શીખોને રામરાયનો બહિષ્કાર કરવાની આજ્ઞા કરી. ઔરંગઝેબ આ બનાવથી મનમાં ઘણો ખુશી થયો. તેણે દહેરાદુન પાસે કેટલીક જાગીર આપી રામરાયને સંતોષ પમાડયો. ગુરૂહરરાયની સંસાર યાત્રાનો સમય પૂર્ણ થવા આવતાં ગુરૂએ પોતાના દ્વિતીય પુત્ર હરકિશનને ગુરૂપદ પર સ્થાપિત કરી દીધો. આ સમયે હરકિશનની બાલ્યાવસ્થા હતી. રામરાય આ વખતે દિલ્હીમાં હતો. બાદશાહની તેનીપર સંપૂર્ણ કૃપા હતી. રામરાયે ગુરૂપદ પોતાને અપાવવાની બાદશાહને વિનંતિ કરી. ઔરંગઝેબે બાળગુરૂ હરકિશનને દિલ્હી આવવાની આજ્ઞા મોકલી. થોડા દિવસે બાળગુરૂ દિલ્હી આવી પહોંચ્યા. ગુરૂની ઉમ્મર નાની હતી છતાં તેમનામાં બુદ્ધિ અને તેજસ્વિતા અદ્દભૂત હતી. બાદશાહની બેગમોની ઇચ્છા એ બાળગુરૂને જોવાની થતાં તેમને શાહી મહેલમાં બોલાવવામાં આવ્યા. સઘળી બેગમો એકજ પ્રકારનાં વસ્ત્રાભુષણ પરિધાન કરી ગુરૂની સમક્ષ આવી અને તેમાંની એક બેગમે બાદશાહની મુખ્ય બેગમ–મહારાણીને ઓળખી કાઢવાનું ગુરૂને જણાવ્યું. તત્કાળ બાળ-ગુરૂ મુખ્ય મહારાણીને ઓળખી તેની ગોદમાં બેસી ગયા. બાદશાહ આ વખતે ત્યાં હાજર હતો. સઘળાંની ખુશાલીનો પાર રહ્યો નહિ. બાદશાહે ગુરૂની વધુ પરિક્ષાના હેતુથી ગુરૂને પોતાની પાસે બોલાવી તેમના બન્ને હાથને પોતાના એક હાથમાં પકડી કહ્યું, "તમારા ગાલપર અત્યારે એક તમાચો લગાવું તો તમે શું કરી શકો?"

બાળગુરૂએ સહાસ્ય વદને જવાબ આપ્યો કે, "મહાન શહેન-શાહ જેનો એક હાથ ઝાલે છે તે નિર્ભય બની જાય છે; તો આપે મારા બન્ને હાથ ઝાલેલા હોવાથી મારા ગાલપર તમાચો લગાવશો અથવા મારા બીજા ગાલપર અન્ય કોઇને તમાચો મારવા દેશો એવો ભય મારા હૃદયમાં બિલકુલ છેજ નહિ."

બાળગુરૂની વાક્ય ચાતુર્યતાથી બાદશાહ પ્રસન્ન થયો; અને ગુરૂ હરકિશનનેજ શીખોના ગુરૂ તરીકે કાયમ રાખ્યા. બાળગુરૂ પોતાના નિવાસ સ્થાને ગયા. દૈવ ઘટના અજબ છે. ગુરૂ હરકિશનના લલાટે લાંબા સમયને માટે ગુરૂપદવી નિર્માણ નહિ થએલી હોવાથી શીતળાના રોગથી તેમનો દેહાંત થયો. પોતાના અંતકાળ પહેલાં ગુરૂ હરકિશને ગુરૂત્વનાં ચિન્હનોને પોતાના પિતા મહના નાનાભાઈ અથવા પોતાના કાકા તેગબહાદુર પાસે મોકલી દીધાં હતાં. તેગબહાદુર એક નાના ગામમાં શાન્તિથી ઇશ્વર સ્મરણ કરી દિવસો નિર્ગમન કરી રહ્યા હતા. ગુરૂ હરકિશનના મૃત્યુ બાદ તેગબહાદુરે ગુરૂપદ ધારણ કર્યું; અને છેવટે ધર્મ અને દેશની રક્ષાર્થે પોતાના પવિત્ર દેહનું વિશુદ્ધ બળિદાન આપ્યું.

## ૮

ગુરૂગોવીંદસિંહ કારમી કસોટીએ ચઢયા હતા. ભારતના ભયંકર થતા ભાવીને સુધારવા તેઓ અનેક પ્રયત્નો કરી રહ્યા હતા. ગુરૂ નારાયણદાસના મુખે મહંત માધવદાસની પ્રશંસા સાંભળી ગોવીંદસિંહે નાંદેર નામક સ્થળે જવા શિષ્યો સહિત પ્રયાણ કર્યું. ઔરંગઝેબના મૃત્યુબાદ બાદશાહ બહાદુરશાહનો રાજ્ય અમલ શરૂ થયો હતો.

દક્ષિણ પ્રાંતના અનેક સ્થળોમાં પ્રવાસ કરતા ગુરૂ ગોવીંદસિંહ પોતાના શિષ્યો સાથે છેવટે નાંદેરમાં આવી પહોંચ્યા.

મહંત માધવદાસ ગોવીંદસિંહનાં પરાક્રમ અને દુઃખોથી અજ્ઞાત નહોતા. એવા પરાક્રમશાળી-ત્યાગમૂર્તિ ગોવીંદસિંહનું આગમન સાંભળી તેમને અત્યાનંદ થયો. ગુરૂ ગોવીંદસિંહ મહંતના નિવાસ સ્થાને આવ્યા. પૂર્ણ પ્રેમ અને આનંદથી માધવદાસે ગુરૂનું સ્વાગત-સન્માન કર્યું. મહંત માધવદાસનું પૂર્ણ પ્રભાવશાળી વદન જોતાંજ

ગુરૂજી સહસા આત્મગત્ બોલી ઉઠ્યા કે, " ખરેખર આ કોઈ દૈવી અંશ છે. આ પુરૂષ મારા વૈરનો બદલો લઈ દેશ અને ધર્મની રક્ષા કરશે "

ગોવીંદસિંહના પૂછવાથી મહંત માધવદાસે પોતાના પૂર્વ ઇતીહાસ સાથે સઘળી બાબતો જણાવી. આપછી ગુરૂજીએ પોતાની ઉપર પડેલાં સંકટો અને મુસ્લીમોના અત્યાચાર વગેરેની કરૂણ કથા મહંતને કહી સંભળાવી; કે જે સાંભળતાંજ મહંતનું હૃદય વ્યાકુળ બન્યું. ગોવીંદસિંહના નાના પુત્રોના બળિદાનની રોમાંચક કરૂણ વાત સાંભળતાં તો તેની આંખ્યોમાં જળ ભરાયું. અત્યાચારીઓ પ્રત્યેનો ક્રોધ ભભુકી ઉઠ્યો. મહંતની આંખ્યો શૌર્ય–કોપથી ચમકવા લાગી. ગોવીંદસિંહ મહંતના મુખને અવલોકી રહ્યા. એટલામાંજ મહંતે પુછ્યું; ' જુલ્મીઓના જુલ્મની સીમા આવી રહી છે. ગુરૂદેવ ! કહો હવે શું કરવું ?"

" આપ મોટા મહંત છો. આપ મારી આજ્ઞાનું પ્રતિ પાલન કરી શકશો " ગોવીંદસિંહે પૂછ્યું.

મહંત માધવદાસે ગંભીર અવાજે કહ્યું; " ગુરુવર્ય ! આપ ભલે મને મોટો મહંત માનતા હો; પરંતુ હું તો આપનો તાબેદાર બંદો સેવક છું આપની જે આજ્ઞા હોય તે ફરમાવો; આપની આજ્ઞાનું હું બરાબર પાલન કરીશ. "

" આપના આ શબ્દો હૃદયના છે ? " પુનઃ ગોવીંદસિંહે પૂછ્યું.

" હા, હૃદયમાં રહેલા આત્મદેવનો એ અવાજ છે. ગુરૂવર્ય ! આપ પૂર્ણ વિશ્વાસ રાખો. મહંત માધવદાસ પ્રાણાંતે પણ આપની આજ્ઞાનું પાલન કરશે. " ગોવીંદસિંહના મુખપર આનંદ સંતોષનાં ચિહ્ન જણાયાં. થોડીકવાર શાન્ત રહી તેમણે મહંત સામે જોઇ કહ્યું " માધવદાસ ! મારી આજ્ઞા છે કે તમે સઘળા વૈભવ વિલાસનો

ત્યાગ કરી ધર્મરક્ષા–દેશની રક્ષાર્થે તૈયાર થાવ. દેશ અને ધર્મની અત્યારે દુર્દશા થઈ રહી છે. જુલ્મીઓના જુલ્મથી પીડાતા મનુષ્યોના આર્તનાદ ચારે તરફથી સંભળાય છે. દીન દુઃખી જનો પોતાની રક્ષાને માટે પ્રભુને કરૂણુ કંઠે પોકારી રહ્યા છે. આ આફતકાળે દરેકની ફરજ છે કે પોતાના ધર્મ અને દેશને માટે પ્રાણાર્પણ કરવા તત્પર થવું. ધર્મ રક્ષા–દેશની રક્ષાનો આ અમૂલો સમય છે. નાશવંત માનવ જન્મને અમર કરવાનો અવસર છે. આવા અમૂલા અવસરે જે નામર્દ હશે તેજ ઘરમાં ભરાઇ બેસશે. માધવદાસ ! ઉઠો, હાથમાં તલ્વાર પકડી પંજાબ જાઓ, જનની જન્મભૂમિ તમને બોલાવી રહી છે. પંજાબના દુઃખી બંધુઓ પોતાની રક્ષા કરનારને કરૂણુ કંઠે પોકારી રહ્યાં છે. મહંતરાજ ! મારી આજ્ઞા છે કે તમે પંજાબ જાઓ અને મારા અધુરા રહેલા કાર્યને પૂર્ણ કરો. મારા બાળ પુત્રોની હત્યા મારા હૃદયને દારૂણ દુઃખ દઇ રહી છે. તમે મારા એ વૈરનો બદલો બરાબર લેજો. પ્રભુ સત્ શ્રીઅકાલ તમને વિજય અપાવશે."

ગોવીંદસિંહે માધવદાસને શીરે હાથ મૂકી આશિષ સમર્પી. મહંતે બેહાથ જોડી શીર ઝુકાવી કહેવા માંડયું, "ગુરૂદેવ ! હું આપની સમક્ષ આ સમસ્ત બ્રહ્માંડમાં રહેલા દેવો અને મનુષ્યોની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી આ સર્વ વૈભવોનો ત્યાગ કરી મારી માતૃભૂમિ અને ધર્મની સેવામાં મારૂં બાકીનું જીવન પૂર્ણ કરીશ. અત્યાચારીઓના વિનાશને અર્થે અને આપના વૈરની વસૂલાત માટે હું હાથમાં સમશેર પકડી પંજાબ તરફ પ્રયાણ કરીશ. મને હવે કોઇ પણ વસ્તુ મારા નિશ્ચયથી ડગાવનાર નથી. કાર્ય સીદ્ધ કરીશ યાતો શરીરનું બળિદાન આપીશ એજ મારો છેલ્લો નિશ્ચય છે."

મહંતના તેજ પૂર્ણ વાકયોથી ગોવીંદસિંહને અપાર આનંદ થયો. ગુરૂની સાથેના શીખ શિષ્યો અને મહંતના અનુયાયીઓને માધવદાસનું

એકાએક પરિવર્તન થએલું જોઈ આશ્ચર્ય થયું. સઘળાએ સત્ શ્રી અકાલની જય ગર્જના પોકારી.

આ પછી ગોવીંદસિંહે મહંત માધવદાસને એક ખડગ તથા પોતાના ભાથામાંથી પાંચ બાણુ કાઢીને આપ્યાં.

આ સઘળી ક્રિયા થયા બાદ ગોવીંદસિંહે માધવદાસને ઉદ્દેશીને કહેવા માંડયું, "ક્ષાત્રવીર લક્ષ્મણસિંહને એક હરણી અને તેના બચ્ચાંઓના મૃત્યુની કરૂણ ઘટનાએ વૈરાગી માધવદાસ બનાવ્યા અને હવે એજ પૂર્વના લક્ષ્મણસિંહ અને અત્યારના મહંત માધવદાસ તેમની જન્મભૂમિ અને ધર્મની દુર્દશાના કારણે સઘળો વૈભવ-વિલાસ ત્યાગી દેશ અને ધર્મની રક્ષાર્થે તત્પર બન્યા છે. એકજ મનુષ્યનું આ પરીવર્તન ખરેખર અદ્ભુત છે. ધર્મવીર ! આજથી તમે ધર્મ અને દેશના સેવક બન્યા છો. પંજાબના દુઃખી શીખ્ખ ભાઇઓના નેતા થયા છો. દેશ અને ધર્મની રક્ષાનો ભાર તમારા શીરે આવી પડયો છે. તમે પોતાને ગુરૂના બંદા-સેવક તરીકે ઓળખાવ્યા છે; તો આજથી સકળ જગત તમને બન્દાના નામથી ઓળખશે. શ્રી અકાલ પુરૂષ તમને બહાદુર બન્દાના નામથી અમર કરશે. બહાદુર બંદા ! આ સાથે યાદ રાખવાનું છે કે તમે તમારા શીરે મોટી જોખમદારી ઉઠાવી છે. સમય કસોટીનો છે; દરેક કાર્ય કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરવાની જરૂર છે. પળે-પળે પ્રાણહાનીનો ભય છે; પણ બહાદુરો-નીતિવાનો-સત્યના સેવકો મ્હોતથી તો કદી ડરતાજ નથી. શ્રી અકાલ પુરૂષ બહાદુરોનું પ્રતિપળે રક્ષણ કરે છે. વીર બંદા ! આ વિકટ કાર્યમાં પૂર્ણ સાવચેત રહેજો. જ્યાં સૂધી સત્ય-નીતિના કિલ્લાનો આશ્રય હશે ત્યાં સૂધી કોઇનાથી કોઇનો પણ વાંકો વાળ થનાર નથી. વીરપુરૂષ ! તમે મારી આ છેવટની આજ્ઞાઓ સાંભળી

લ્યો. તમારે સર્વદા બ્રહ્મચર્ય પાળવું. કોઇ પણ સ્ત્રીનો સમાગમ કરવો નહિ. સદા-સર્વદા સત્યને અનુસરવું. સત્ય બોલજો. બોલ્યા પ્રમાણે વર્તજો. તમને પોતાને ખાલસાના સેવક તરીકે માની ખાલસાની ઇચ્છાનુસાર કાર્ય કરશો. નવો પંથ કાઢશો નહિ. વિજયથી અભિમાની બનશો નહિ. જો આ પ્રમાણે વર્તશો તો સર્વદા વિજય મેળવશો. અકાલ પુરૂષ સર્વદા તમારો સ્હાયક રહેશે અને ભારતના ભવિષ્યના ઇતીહાસમાં શીખ્ખોનાં નામ સુવર્ણાક્ષરે લખાશે." આટલું કહી ગોવીંદસિંહે પુનઃ પોતાના પવિત્ર હાથ બંદાના શીરે સ્થાપિત કર્યા.

બહાદુર બંદાએ ગુરૂનું કથન પૂર્ણ ધ્યાનથી શ્રવણ કરી એ કથનનું સર્વદા પાલન કરવાની સંમતિ દર્શાવી.

ગોવીંદસિંહે પંજાબના સમસ્ત શીખ્ખોને સંબોધી એક આજ્ઞાપત્ર બંદાને લખી આપ્યો. બંદાએ પોતાના નિવાસસ્થાનમાંનો એક ભાગ ગોવીંદસિંહને રહેવાને માટે કાઢી આપ્યો.

છેવટે બહાદુર બંદાએ પંજાબ જવાની તૈયારી કરી. ગોવીંદસિંહે એક ઢોલ તથા એક ઝંડો તેને આપ્યો. ગુરૂની સાથેના શિષ્યોમાંના પચીશ બહાદુર શીખો બંદાની સાથે જવા તૈયાર થયા. સત્ શ્રી અકાલના જયનાદો વચ્ચે બહાદુર બંદા અને તેની સાથેના વીરપુરૂષો ગુરૂ ગોવીંદસિંહને પ્રણામ કરી દેશ-ધર્મની રક્ષાર્થે પંજાબ તરફ જવા રવાના થયા.

× × × ×

ગુરૂ ગોવીંદસિંહ હવે નાંદેરમાં નિવાસ કરવા લાગ્યા. ધર્મવીર બંદાએ પોતાનું કાર્ય પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા લઇ પંજાબ તરફ પ્રયાણ કરવાથી પોતાના માથેનો એક મહાન બોજો હલકો થયો માની ગુરૂએ સંતોષ માન્યો. ગુરૂજી અને તેમની સાથેના શિષ્યો આનંદથી

દિવસો નિર્ગમન કરવા લાગ્યા. બંદાના પરાક્રમોની વાતો સાંભળી ગુરૂજીને અપાર આનંદ થતો. ગોવીંદસિંહ અત્યાચારી મુસ્લીમોના કટ્ટા શત્રુ મનાતા; પણ તેમનું હૃદય એવું નહોતું. તેમના હૃદયમાં દરેક પ્રત્યે પ્રેમ અને કરૂણા ભરેલાં હતાં. અનેક મુસ્લીમો તેમના મિત્ર હતા. કેટલાક મુસ્લીમોતો ગુરૂજીના નિવૃત્તિકાળમાં પણ ગુરૂના ભક્ત થઇને તેમની પાસે રહ્યા હતા. બે પઠાણ યુવકો પ્રત્યે તો ગુરૂનો અનન્ય પ્રેમ હતો. એ બન્ને યુવકો ગુરૂની પાસેને પાસે રહેતા. આ યુવકોનો પિતા ઘોડાનો સોદાગર હતો. કેટલાંક વર્ષો ઉપર ગોવીંદસિંહે તેને નોકરીમાં રાખી લીધો હતો. અશ્વોની પરિક્ષામાં તે કુશળ હોવાથી ગુરૂએ તેની માર્ફતે ઘણા અશ્વો ખરીદયા હતા. સોદાગરને આમાં સારો લાભ મળ્યો હતો; પણ થોઠીક બાકી નીકળતી રકમને માટે તે પઠાણે એક દિવસ ઉઘરાણી કરી અને અસભ્ય ભાષામાં ફાવે એમ બોલવા માંડયું. ગુરૂએ તેને ઘણો સમજાવ્યો; પણ તેણે તેની અસભ્ય ભાષા બંધ કરી નહિ. આથી ગોવીંદસિંહે તેજ ક્ષણે તેનો શિરચ્છેદ કરી નાખ્યો. અન્ય શીખોએ ઉશ્કેરાઇ તેના નાનાં બે બાળકો અને પત્નિને ત્યાંથી જતા રહેવા—ચાલ્યા જવાનું કહેવા માંડયું. પતિના મરણથી નિરાધાર થએલી બાઇ અને તેનાં બાળકો ગુરૂજીની સામે જોઇ રહ્યાં. ગુરૂનું હૃદય દયાથી ભરપૂર હતું. તેમણે એ બાઇને અને તેનાં બાળકોને પોતાની પાસે રાખ્યાં. ગુરૂના અન્ન જળથી પોષાતાં એ બાઇ અને તેનાં બાળકો સુખેથી જીવન નિર્ગમન કરવા લાગ્યાં. સમય વિતતાં બન્ને બાળકો યુવાન થયા. ગુરૂજી તેમને પોતાના પુત્ર સમાન સ્નેહથી ચ્હાતા અને તેઓ પણ ગુરૂજીને પોતાનું સ્વંસ્વ માનતા.

પઠાણ સોદાગરને મરીગએ જો કે ઘણાં વર્ષો વહી ગયાં હતાં;

પણ તેની પત્નિના હૃદયમાં પતિના મૃત્યુનું વૈર હજી કાયમ હતું. પોતાના પતિના ઘાતકનું તે ખૂન કરવા ઇચ્છાતી હતી. ગોવીંદસિંહના આશ્રયમાં તેમને સર્વ પ્રકારનું સુખ હતું. ગુરૂજીના અનેક ઉપકારો તેમની ઉપર થયા હતા. પણ તે સઘળું ભુલી જઇ તે ભયંકર અબળા પોતાના પતિના વૈરની વસુલાત કરવાને દિન પ્રતિદિન આતુર બની. અબળા મટી પ્રબળા બનેલી બાઇ ગુરૂજીનું ખૂન કરવા પોતાના પુત્રોને હમેશાં ઉશ્કેરવા લાગી. પુત્રો ગુરૂ ભક્ત હતા. પોતાના પાલકનું ખૂન કરવા જેવું મહા ભયાનક કાર્ય કરવાને તેમનું દિલ ના પડતું. કેટલાક દિવસો વિત્યા. પોતાના કહેવાની કંઈ પણ અસર થતી નથી જાણી એ ભયંકર ભામિનીએ ભયંકર સ્વરૂપ ધારણ કરી પોતાના પુત્રોને ન સંભળાવાય એવાં વચનો સંભળાવી ગુરૂના ખૂનને માટે ઉશ્કેર્યા. નિરંતરના કલેશથી કંટાળેલા અને આજે ન સાંભળેલાં વચનો સાંભળવાથી છેવટે યુવાનોનું લોહી ગરમ થયું. માતાનાં મ્હેણાંથી બન્ને જણા ગુરૂજીના લોહીના તરસ્યા બન્યા. બનવાનું બને જાય છે. નિમિત્ત મિથ્યા થતું નથી. ગુરૂજીને શું ખબર કે પાળેલા સાપ પોતાનેજ કરડશે ? એક મધ્ય રાત્રિના સમયે બન્ને નર પિશાચો ગુરૂજીના શયન મંદિરમાં પ્રવેશ્યા. ગુરૂજી ઘસઘસાટ ઉંઘતા હતા. આ તકનો લાભ લેઇ તે બન્ને જણાએ પોતાના છૂરા ભોંકી દીધા. આ સાથેજ ગોવીંદસિંહ જાગી ઉઠ્યા. કારમી બૂમનો અવાજ સાંભળી શીખો દોડી આવ્યા અને બદમાસો બીજો ઘા કરે એ પહેલાંજ બન્નેને જકડી લીધા, બન્ને જણાની આવી નિમકહરામી નિહાળી શીખોના ક્રોધનો આગ ભભુકી ઉઠી. કોપાયમાન થએલા શીખોએ તેમનો વધ કરવા તલ્વારો ઉંચકી; પણ દયાના અવતાર સમા ગોવીંદસિંહે તેમને અટકાવી કહ્યું કે "સબુર કરો અને મારૂં ખૂન કરવાનું કારણતો પૂછો ?"

બન્ને યુવકો કરેલા કાર્યથી મનમાં દુઃખી થતા હતા. પોતાની માતાના ઉશ્કેરવાથી—નાલાયક નામર્દ વગેરે શબ્દો સહન નહિ થઇ શકવાથી આ કાર્ય કરવા પ્રેરાયા વગેરે સાચી બીના એક યુવકે સર્વની સમક્ષ જણાવી.

ગુરૂજીએ સઘળા શીખ્ખોને શાન્ત પાડી જણાવ્યું કે; "બનનાર હતું તે બન્યું છે, આ લોકોને ક્ષમા આપો અને આ પળેજ તેમને થોડુંક નાણું આપી નાંદેરમાંથી વિદાય કરો.

ગુરૂની આજ્ઞા સાંભળી સઘળા આશ્ચર્ય પામ્યા. આ કેવી ઉદારતા ? ઘાતકોને નિર્વિઘ્ને જવા દેવા એ કયાંનો ન્યાય ? આમ તર્ક વિતર્ક કરતા શીખ્ખોએ તે બન્ને જુવાનો તથા તેમની માતાને થોડાક રૂપીઆ આપી પ્રભાત થતાં પૂર્વે નાંદેરમાંથી વિદાય કર્યાં.

ગુરૂજીનું શરીર રકતથી રંગાઈ ગયું હતું. કુશળ વૈદ્યને બોલાવી સારવાર કરવા માંડી. વૈદ્યે જખમોને શીવી લઈ મલમ લગાવી પાટા બાંધી દીધા. આ પછી કંઇક વિચાર ઉદ્‌ભવતાં ગુરૂજીએ પોતાની નોકરીમાં રહેતા તમામ મુસ્લીમોને પોતાની સમક્ષ બોલાવી દરેકનો પગાર ચૂકતે હિસાબે આપી દીધો અને તેજ ક્ષણે પોતાની સેવા–નોકરીમાંથી તે સર્વને મૂકત કર્યા. સઘળા શીખ્ખો પણ તે વખતે હાજર હતા. તેમને સંબોધી ગુરૂજીએ કહ્યું; " મારા શીખ્ખોને મારો સદાને માટે ઉપદેશ છે કે કોઇ પણ શીખ્ખે અથવા કોઈ પણ હિંદુએ કોઇ પણ કારણે કોઇ મુસ્લીમને પોતાના ઘરમાં નોકર તરીકે રાખવો નહિ, કારણ કે તે કઈ વેળાએ ધર્માંધતાના કારણે અનુચર યા મિત્ર બની તમારો શત્રુ થઈ પડશે એની તમારાથી કે કોઇથી પણ કલ્પના કરી શકાય એમ નથી. જે કોઇ મારી આ આજ્ઞા પરત્વે દુર્લક્ષ્ય કરશે તેને અવશ્ય વિપરીત પરીણામને આધિન થવું પડશે."

ગોવીંદસિંહજીના હૃદયના ઉંડાણુમાંથી નીકળતા આ શબ્દોને–આજ્ઞાને દરેક શીખ્ખે પોતાના હૃદયપટમાં સ્થાન આપ્યું. દિવસો વિતવા લાગ્યા. સારી સારવાર અને વૈદ્યની કાળજીથી જખમો રૂઝાવા આવ્યા વૈદ્ય અને શીખ્ખોના મનમાં ગુરૂજીના જીવનના માટે શંકા ભય જેવું હતું તે દૂર થયું પણ દૈવગતીને જાણવા મનુષ્ય પ્રાણીનું શું ગજું ? કાળની કોને ખબર છે ? ગુરૂજીની જીવન લીલા સમાપ્ત થવા આવી હતી. મનુષ્ય ગમે એટલા પ્રયત્ન કરે પણ તે કાળના સપાટામાથી છટકી શકતો નથી. ગુરૂજી દૈવી હતા. ખૂની હુમલા વખતે જ ચેત્યા હતા. શીખ શિષ્યો કંઇ ભય નથી માની નિશ્ચિંત મને ગુરૂજીની સેવા કરતા હતા; પણ ભાવીની ભૂલવણી જુદાજ પ્રકારની હોય છે. એક દિવસના સમાયોગે ગોવીંદસિંહની ઇચ્છા પોતાના પ્રચંડ ધનુષ્યને ચડાવવાની થઇ. તરતજ ધનુષ્ય ઉપાડી તેની પ્રત્યંચા જોરથી ખેંચી. એ સાથેજ શીવેલા કાચા જખ્મો ખુલ્લા થઈ ગયા. રક્તનો પ્રવાહ નીકળ્યો. કારમી વેદના ઉત્પન્ન થઇ. ગુરૂજી ઢળી પડયા. સર્વત્ર ગભરાટ વ્યાપી રહ્યો. વૈદ્યને તત્કાળ બોલાવવામાં આવ્યો. તે અરસ્સામાં તો પુશ્કળ લોહી વહી ગયું હતું. વૈદ્યે ચિકિત્સા કરી જણાવી દીધું કે ગુરૂજીના જીવનની આશા હવે વ્યર્થ છે. શીખ્ખોમાં શોક વ્યાપી રહ્યો. ગુરૂજીએ કાળને પોતાની સમક્ષ ઉભેલો જોયો. જીવનલીલા હવે ટુંકમાંજ પૂર્ણ થશે માની ગુરૂએ સ્નાનાદિ કરી નવિન વસ્ત્રો પરીધાન કર્યાં અને સર્વ શીખ્ખોને પોતાની સમક્ષ ઉભા રાખી છેવટનો ઉપદેશ કર્યો. સઘળા અકાલ પુરુષનું પવિત્ર સ્મરણ કરતા હતા. પ્રથાને અનુસરી શ્રી ગ્રંથ સાહેબ આગળ પાંચ પૈસા અને એક નાળીએર ધરાવી ગુરૂજીએ અકાલ પુરુષનું સ્મરણ કરવા માંડયું. જીવન દીપક તેજમાં મળી જતાં પહેલાં ગુરૂએ પોતાની સમક્ષ ઉભેલા શીખ્ખોને સંબોધી ક્ષીણ

સ્વરે કહેવા મંડયું. "મારો આશિર્વાદ છે કે તમે સૌ સુખી થાઓ. મારી આ છેવટની આજ્ઞા માનશો અને તે પ્રમાણે ચાલશો તો જગતમાં તમે યશસ્વિ થશો. આજથી આ ગ્રંથ સાહેબ વિના અન્ય કોઈ પણ મનુષ્યને ગુરૂ માનશો નહિ. શ્રી ગ્રંથ સાહેબના ઉપદેશ પ્રમાણે ચાલશો–વર્તશો તો સર્વદા સુખી થશો. તમે સૌ સંપ સંપીને રહેશો. કુસંપથી હિંદુસ્થાન દુ:ખી થયું છે. સઘળાં કાર્યો એકમત થઇને કરજો. બ્રહ્મચર્યનું પાલન કરજો. દેશ અને ધર્મની રક્ષાને માટે તત્પર બનજો નિર્બળ–અસહાયના મદદગાર થજો, હું જાઉં છું–મારો આ નશ્વર દેહ નાશ પામશે પણ ખાલસામાં મારો દિવ્ય આત્મા નિવાસ કરશે. જયાં ખરેખરા પાંચ શ્રદ્ધાળુ શીખ્ખો એકત્ર થશે ત્યાં હું હાજર છું એમ જરૂર સમજજો. મારા મૃત દેહને અગ્નિ સંસ્કાર કર્યા પછી સમાધિ આદિ કંઈ પણ સ્મરણ ચિન્હો ચણાવશો નહિ. કારણ કે તે અમર રહેવાનાં નથી. અમરતો સત્કર્મો રહી જશે. અકાલ પુરુષ સૌનું કલ્યાણ કરો." ગુરૂદેવે અકાલ પુરૂષનું સ્મરણ કરતાં–કરતાં આંખ્યો બંધ કરી. પવિત્ર આત્મા નશ્વર શરીરને ત્યાગી દિવ્ય ધામ પ્રતિ પ્રયાણ કરી ગયો. શીખ્ખ સમુદાય અને નાંદેરનાં તમામ મનુષ્યો શોકના મહાસાગરમાં ડુબી ગયાં. સર્વની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેતી હતી.

ગુરૂજીના મૃતદેહને પૂર્ણ માનથી સ્મશાન ભૂમિમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં ચંદન કાષ્ટની ચિતામાં પધરાવી શીખ્ખોએ અગ્નિ સંસ્કાર કર્યો. જોત જોતામાં ગુરૂજીના દેહને અગ્નિદેવે ભસ્મ કર્યો. ધર્મધુરંધર સમ્રાટ ગુરૂ ગોવીંદસિંહજીના દિવ્યાત્માને અમારા પ્રણામ હો.

# ધર્મવીર બંદા.

## ૧

પંજાબ પ્રાંતના પાર્વતિય પ્રદેશમાં રાજોર નામક એક રીઆસત આવેલી હતી. ત્યાં એક રાજપૂત રહેતો હતો. તેનું નામ રામદેવ હતું. સંવત ૧૭૨૭ ના કાર્તિક માસના શુકલ પક્ષના એક શુભ દિવસે રામદેવના ગૃહે એક દૈવી–તેજસ્વી બાળકનો જન્મ થયો. પુત્ર જન્મથી માત–પીતાના આનંદનો પાર રહ્યો નહિ. રામદેવે પોતાની શકિત અનુસાર ગરીબોને દાન દીધાં. પુત્રનું નામ લક્ષ્મણદેવ પાડવામાં આવ્યું. દિનપ્રતિદિન લક્ષ્મણદેવ ઉમ્મરે વધવા લાગ્યો. તેનામાં અદ્દભૂત ગુણ જણાવા લાગ્યા. તેના બાલ્યકાળના અનેક વીધ ગુણ અને ચપળતાથી તેનાં માત–પિતા અને અન્ય જનો આશ્ચર્ય પામી કહેવા લાગ્યાં કે, “ આ બાળક મોટો થએ મોટું નામ કાઢશે. ” લક્ષ્મણદેવના જન્મ સ્થાનની ચારે તરફ મોટા પર્વતો આવેલા હતા. નદી–નાળાં અને ગાઢી ઝાડીનો પાર નહોતો. એ વન પ્રદેશમાં અનેક જાતનાં હિંસક પ્રાણીઓ નિવાસ કરતાં, વાઘ વરૂ વગેરે પ્રાણીઓથી પોતાનું અને પોતાના જાનવરોનું રક્ષણ કરવાને ત્યાંના લોકોને હંમેશાં તત્પર રહેવું પડતું. આ પ્રદેશમાં એવો કોઈ નહોતો કે જેને શસ્ત્ર વિદ્યા

આવડતી નહિ હોય ? શીકાર એ તો એમનો નિત્યનો વ્યવસાય હતો. આ કારણે તેમનાં શરીર મજબુત બનતાં અને સમય આવે સમરાંગણમાં શત્રુઓને પોતાના રણ કૌશલ્યથી ચકીત કરતા.

લક્ષ્મણદેવનું શરીર મજબુત હતું. ઉમ્મરે વધતાં શીકારનો શોખ વધતો ગયો. હંમેશાં ઘોડાપર બેસી પર્વત પ્રદેશમાં દૂર સૂધી શીકારની શોધમાં રખડવું એ તેનો નિત્યનો નિયમ હતો. બંદૂક અને તીર મારવામાં તેના સમાન કુશળતા અન્ય ધરાવનાર કોઈ નહોતું. તેનું નીશાન ભાગ્યે જ ખાલી જતું. યુવાનીમાં પગ મૂકતા પુત્રનાં પરાક્રમો નિહાળી લક્ષ્મણદેવનાં માત પિતાને અપાર આનંદ થતો.

તે સમયનાં મનુષ્યો પોતાનાં બાળકોને સુદ્રઢ બળવાન અને જગતમાં યશસ્વી બનાવવાની અભિલાષા ધરાવતાં, ત્યારે અત્યારના આપણા ગુજરાતમાં માતા–પિતાની ઇચ્છા બહુધા પોતાનાં બાળકો કયારે ભણી–ગણી રળતાં–કમાતાં અને લગ્નથી જોડાઇ બાળકોનાં માતા–પિતા થાય. આવા વિચાર ઇચ્છાના પરીણામે શ્રી કૃષ્ણચંદ્રની લીલા ભૂમિ, સિદ્ધરાજ સમા રાજવીની વીર ભૂમિ ગુજરાતમાં શારીરીક કેળવણી પ્રત્યે પૂરતું ધ્યાન અપાયું નહિ. બાળલગ્નો–જાતી બંધનો અને અનિષ્ટ રૂઢીઓ વગેરેના કારણે ગુજરાતનાં બાળકો માઇ કાંગલાં–નિર્બળ બન્યાં. ગુજરાતીઓ આજે નિર્બળ મનાય છે. નિર્બળ હંમેશાં ભયગ્રસ્ત રહે છે. નિર્બળને બળવાનના ગુલામ બનવું પડે છે. અત્યારે યુગ બદલાયો છે. બળવાન બળવાનનો મુકાબલો કરી શકે છે. બળવાનને જ લોકો માન આપે છે. જમાનો અત્યારે શકિત પૂજાનો છે. શારીરીક વિકાશની પ્રથમ જ આવશ્યકતા છે. શરીર નિરોગી–બળવાન હશે તો વિદ્યા ધન યશ વગેરે સૌ કાંઈ આવી મળશે.

ગીરી ગુફા અને પહાડોમાં ફરવા-રખડવાથી લક્ષ્મણદેવનું શરીર સુદઢ બળવાન બન્યું હતું. શીકારનું નીશાન નિષ્ફળ જતાં તેને કેટલીક વાર તો વાઘ-ચીત્તા સાથે હાથો હાથનું યુદ્ધ ખેલવું પડતું. શીકારના શોખથી લક્ષ્મણદેવે અનેક હિંસક પ્રાણીઓનો સંહાર કરી અરણ્યના રસ્તા નિર્ભય બનાવ્યા. એક દિવસના મધ્યાન્હ સમયે શીકારી પોશાકમાં અદ્‌ભુત ભાસતો યુવાન લક્ષ્મણદેવ શીકારની શોધમાં અશ્વને આમ તેમ દોડાવી રહ્યો હતો. પ્રાણીયો તેને ઓળખતાં હોવાથી તેને જોતાં જ છુપાઈ જતાં. લક્ષ્મણદેવ જંગલમાં ઘણે દૂર ફર્યો, અનેક ગુફાઓ તપાસી વળ્યો પણ એકે શીકાર હાથ લાગ્યો નહિ. તેના મુખ પર દિલગીરીની છાયા છવાઈ. છેવટે સાંજ પડતાં થાકી નિરાશ બની એક મોટા વૃક્ષ નીચે આવી ઘોડાને ઉભો રાખ્યો. વિચારવશ યુવાનની ચપળ આંખ્યો શાકારને જોવા ચારે તરફ ફરતી હતી. એવામાં એક હરણી દૂરથી દોડી જતી નજરે પડી. તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે ધનુષ્ય પર તીરનું સંધાન કરી ઘોડાને હરણીની પાછળ દોડાવી મૂક્યો.

તીર ધનુષ્યમાંથી છુટયું. પ્રાણ બચાવવા દોડતી હરણી તીરથી વીંધાઈ જમીન પર પડી, પણ આ સાથે જ એક અદ્‌ભુત ઘટના બની. હરણી સગર્ભા હતી. તેના પેટમાંથી બે બચ્ચાં નીકળી માતાના લોહીમાં તરફડવા લાગ્યાં. ઘવાએલ હરણીએ બચ્ચાં તરફ કોમળ નજર ફેંકી પ્રાણ ત્યાગ્યા. લક્ષ્મણદેવના જીવનમાં આ દેખાવ નવો જ હતો. તેણે આવું દશ્ય કદાપિ જોયું નહોતું. તત્કાળ તે ઘોડાપરથી નીચે ઉતરી હરણીની પાસે આવી તરતનાં જન્મેલાં બચ્ચાંઓને અવલોકી રહ્યો. મોટા સિંહ-વાઘ વરનો નાશ કરનાર શીકારીનું હૃદય આજે કંઈક જુદું જ બન્યું. માણસના જીવનમાં એક એવી અમૂલ્ય

પળ આવે છે કે જેથી મનુષ્યના આખા જીવનનું પરીવર્તન થઈ જાય છે. એ પરીવર્તનથી મનુષ્ય મનુષ્ય મટી દેવ બને છે. શ્રી રામાયણના કર્તા વાલ્મીક ઋષિ પ્રથમ કોણ હતા? વાલ્મીકી એક ભયંકર લુંટારો હતો. તેના ત્રાસથી રસ્તાઓ જન શૂન્ય બન્યા હતા. મનુષ્ય જીવન કેવળ લુંટફાટ-ખૂન-ધનહરણ વગેરે માટે છે એવી તેની માન્યતા હતી. નિરંતરના વ્યવસાય મુજબ વાલ્મીક એક દિવસે જંગલમાં રખડતો હતો. કેટલાક દિવસથી તેને કંઈ પ્રાપ્ત થયું નહોતું. કોઈ ધનવાન શીકારની શોધમાં વાલ્મીક જંગલમાં ભ્રમણ કરી રહ્યો હતો. રાત્રિ પડવાથી તેની આશા શોધ નિષ્ફળ નીવડી. નિરાશ-હતાશ બની ઘેર જવાનો વિચાર કર્યો, એટલામાં એક સાધુ તેની નજરે પડયો. જ્ઞાન શૂન્ય લુંટારો આની પાસેથી કંઈ મળશે ધારી સાધુ તરફ દોડયો. સાધુ તેને જોતાં જ ઉભો રહ્યો. લુંટારાએ જે કંઈ હોય તે આપી દેવાની સાધુ પાસે માગણી કરી, પણ સાધુ પાસે શું હોય? સાધુ દયાળુ હતો, જગતનાં મનુષ્યોનું કલ્યાણ ઈચ્છવું એ તેનો ધર્મ હતો. તેણે ગંભીર વદને લુંટારા સામે જોયું. વાલ્મીકની આંખ્યો ખૂની બની હતી. આશા-ઇચ્છા નિષ્ફળ નીવડતાં ક્રોધ ઉદ્ભવે છે. વાલ્મીકે સાધુને સંહારવા શસ્ત્ર ઉંચકયું. સાધુએ તેને તેમ કરતો અટકાવી પૂછયું. "મારી પાસે કંઇ પણ નથી એ જાણે છે છતાં તું મારો વધ કરી શા માટે પાપમાં પડવા ઇચ્છે છે?"

"સાધુઓ પોતાની પાસે ધન રાખતા નથી પણ ક્યાંક છૂપાવે છે. જો તું મને ધન બતાવીશ તો જીવતો જઇશ. તારાં પાપ-પૂણ્યને હું જાણતો નથી." વાલ્મીકે કહ્યું.

સાધુએ મોટેથી હસી તેના માથે હાથ મૂકી કહ્યું: "જો તું મારા પ્રશ્નોના સંતોષકારક જવાબ આપવાનું કબુલે તો હું તને એવી

એક વસ્તુ બતાવીશ કે જેથી તારે આવું કાર્ય કદી કરવું જ નહિ પડે."

પવિત્ર સાધુપુરૂષના હસ્ત સ્પર્શથી જ જ્ઞાન શૂન્ય લુંટારાના હૃદયમાં કંઇક વિચાર શક્તિ જાગૃત થઇ. તેણે કહ્યું, "શું પૂછવું છે?"

"તું આવો પાપી ધંધો શા માટે કરે છે?"

"પૂણ્ય પાપ શું વસ્તુ છે તે હું સમજતો નથી."

"ખોટાં કર્મ કરે; મનુષ્ય પ્રાણીઓને પીડે એ પાપ અને જે સારાં કામ કરે, જગતના લોકોને સુખી કરવાના પ્રયત્નો કરે તે પુણ્ય કાર્ય." સાધુએ સમજાવ્યું.

વાલ્મીક થોડીકક્ષણ વિચારમાં રહી બોલ્યો: "ત્યારે હું શું કરૂં? શું મારે ધંધો ન કરવો! જો આ ધંધો હું નથી કરતો તો મને જોઇએ તેટલું ધન મળતું નથી; અને ધન નહિ મળવાથી મારી માતા–સ્ત્રી બચ્ચાંનું પોષણ કેવી રીતે કરી શકું?"

"ભાઈ! ધન મેળવવાના અનેક રસ્તા છે. જો મનુષ્ય પ્રભુ પર શ્રદ્ધા ધરાવે છે તો જગતનો તાત તેનું પોષણ કર્યા વિના રહેતો નથી. તારાં સ્ત્રી માતા વગેરેને માટે તું આવું નીચ કર્મ કરે છે, પણ તું તારા તે સગાં પાસેજા અને તેમને પૂછ કે તું જે પાપ કર્મ કરે છે તેનાં તેઓ ભાગીદાર છે કે નહિ."

વાલ્મીકના હૃદયમાં ઉંડો વિચાર થયો. સાધુનું કથન તેને સત્ય ભાસ્યું. તેણે કહ્યું; "હું હમણાં જ પૂછીને પાછો આવું છું." કહી તે લુંટારો પોતાના નિવાસ સ્થાને આવ્યો. તે કંઇ લઈને આવ્યો હશે ધારી તેનાં આપ્તજનો તેની નજીક દોડી આવ્યાં. તેણે પ્રથમ પોતાની માતાને પૂછ્યું; "માતા! હું જે કંઇ પાપ કરૂં તેનાં ભાગીદાર તમે ખરાં કે નહિ?"

માતાએ હસીને કહ્યું; "બેટા ! આ તારૂં પૂછવું બાળકના જેવું છે. કોઈનાં પાપ કોઇ લઇ શકતું નથી યા તો કોઈ ભાગ પડાવી શકતું નથી."

"ત્યારે ?" વાલ્મીકે ઉંચ અવાજે પૂછ્યું.

"જે પાપ કરે છે તે જ પાપનો ભોકતા બને છે." માતાએ કહ્યું.

વાલ્મીકે કારમી ચીસ નાખી પત્નિને પૂછ્યું; "હું તારા માટે અને આ સર્વને માટે ભયંકર અત્યાચાર કરી રહ્યો છું. કેવળ ધનને માટે હું દયાહીન બની ક્રૂર કર્મ કરૂં છું. તું મારી પત્નિ છે, બોલ તું મારા કર્મની જવાબદાર ખરી કે નહિ ?"

પત્નિએ સહાસ્ય વદને કહેવા માંડયું; "માણસ જેવાં કર્મ કરે છે તેવાં ફળ તે ભોગવે છે. તમારાં કર્મ તમારે જ ભોગવવાનાં અને અમારાં કર્મ અમારે જ ભોગવવાનાં."

થઇ ચૂકયું. વાલ્મીકની આંખ્યો આગળના અંધકારનો પડદો અલગ થઇ ગયો. પૂર્વ જન્મના કંઇક શુભ યોગે તેને જ્ઞાન પ્રાપ્ત થયું. તરત જ હથીઆર ફેંકી દઈ સાધુની પાસે આવ્યો. સાધુના સદ્બોધથી ભયંકર લૂંટારો વાલ્મીક પ્રભુ દર્શન કરી મહારામાયણકાર ઋષીવર્ય મનાયો.

શ્રીમાન પુત્ર બીલ્વમંગળ વિષયવાસનાથી ઘેરાઇ શબથી નદી તર્યો અને સર્પને દોરડું માની ચીંતામણીને મળ્યો. વિષયના નર્કમાં ડૂબતા એ કીડાની ધન્ય પળ નજીક હોવાથી ચીંતામણીના થોડાક જ શબ્દપ્રહારથી તેની આંખે વળેલી અંધારી દૂર થઇ અને છેવટે પ્રભુના અનન્ય ભક્ત તરીકે સુરદાસના નામથી જગતમાં ઓળખાયો.

આવી જ અમૂલ્ય પળ લક્ષ્મણદેવની સમક્ષ આવીને ઉભી રહી. તેના કઠોર હૃદયમાં દયાનો સંચાર થયો. તેનું મન બોલી ઉઠયું: "અરેરે! આ શું? થોડીકક્ષણ પહેલાં આ બચ્ચાં તેની માતાના પેટમાં જીવતાં હતાં. મારા તીરથી તેમની માતાનું પેટ ચીરાયું અને તેની સાથે આ ગરીબ નિર્દોષ પશુઓનું મરણ થયું.

અહા! કેવી ભયાનક વેદનાથી આ હરણી અને તેનાં બચ્ચાંઓએ પ્રાણ ત્યાગ્યા હશે? મારા શરીરમાં એક કાંટો ભોકાતાં કારમી વેદના ઉત્પન્ન થાય છે, તો મારા તીક્ષણ શરથી વિંધાએલા આ અવાચક પશુ-ઓને કેટલું કષ્ટ ઉત્પન્ન થયું હશે?" લક્ષ્મણદેવ મૃત હરણીનાં બચ્ચાં તરફ એકાગ્ર નજરે જોઈ રહ્યો. તેની આંખ્યોમાં જળ ભરાયું. તેણે મૃત બચ્ચાંને ઉપાડી છાતી સરસાં ચાંપી આત્મગત્ બોલવા માંડયું: "નિર્દોષ પશુઓ! આજે મારા હૃદયમાં કંઈક જુદૂ જ થઈ રહ્યું છે. એક સમયનો ક્રૂર શીકારી તમારાં મરણ જોઇ દયાથી કંપે છે. જાનવરોનો શો અપરાધ કે જેનો મેં અત્યાર સૂધી આનંદથી શીકાર ખેલ્યો! જાનવરોને ઉત્પન્ન કરવાની મારી શકિત નથી તો તેમને મારવાનો મને શું અધીકાર છે! આ ભયાનક પાપ કર્મથી હું શી રીતે મૂકત થઈશ? પ્રભુ ક્ષમા કરો, ક્ષમા કરો." લક્ષ્મણદેવે હરણીનાં બચ્ચાંને જમીન પર મૂકી આકાશ પ્રતિ બે હાથ જોડી પ્રભુની ક્ષમા યાચવા માંડી.

લક્ષ્મણદેવના પૂર્વના સંસ્કારથી તેના સમસ્ત શરીરમાં દયાનો સંચાર થયો. તેના હૃદયનું અજબ પરિવર્તન થયું. આકાશમાંથી તેને કોઈ ગયબી વાણીથી બોલતું સંભળાયું; "લક્ષ્મણદેવ! આજથી તારૂં પરિવર્તન થાય છે. આજથી તું ખરેખરો મનુષ્ય બન્યો છે; પણ કરેલાં કર્મ તારે ભોગવવાં પડશે."

લક્ષ્મણદેવની આ કલ્પના-આભાસ હતો. વિચાર માળા ચાલવા લાગી. તેણે તે જ ક્ષણે શીકારની પ્રતિજ્ઞા લઇ જાનવરોને અભય કર્યાં. રાત્રિ પડવા આવી હતી. કર્મથી શી રીતે અસીમ બનવું ? શી રીતે મનુષ્ય જન્મની સફળતા થાય ? મોક્ષનો માર્ગ ક્યાં ? વગેરે વિચાર તરંગોમા ધસડાતા લક્ષ્મણદેવે અશ્વારૂઢ થઇ ઘર તરફ જવા માંડ્યું.

૨

દેખું છું હું જગત સઘળું પાપ માંહિ રમંતું,
ન્હાના કલેશે દુઃખીત થઇને આધી વ્યાધી સ્હેતું;
વીતાડે છે પશુ સમ સહુ જીંદગી માનવીઓ,
ને અજ્ઞાને અધમ થઇ સૌ આદરે દુષ્કૃતિઓ.

લક્ષ્મણદેવના હૃદયમાં હરણીના પ્રસંગે દયા કરૂણાનું સામ્રાજ્ય સ્થાપ્યું. આનંદમય જીવન વ્યતિત કરનાર શીકારી યુવાન વિચાર સમુદ્રમાં ડુબી એકાન્ત સેવન કરવા લાગ્યો. તેના સંબંધીઓ તેની મનોવૃત્તિથી આશ્ચર્ય પામ્યાં. લક્ષ્મણના હૃદયના વિચારો જાણવા અને તેને પ્રથમના જેવો આનંદી બનાવવા તેના સગાં, મિત્રોએ ઘણા પ્રયત્નો કર્યા; પણ પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત થઇ નહિ. દિવસો વિત્યા: લક્ષ્મણ વિશેષ વિચારવશ ઉદાસ બન્યો. તે જેમ જેમ ઉંડો ઉતરતો ગયો તેમ તેને સંસાર જીવનની અસારતા સમજાવા લાગી. તેના હૃદયમાંથી સંસારનો મોહ નષ્ટ થયો. તેના હૃદય સમુદ્રમાં ફકત એક જ વિચાર થઇ રહ્યો હતો કે; "આ સંસાર શા માટે ? "

સંસારમાં માયા—લોભ—ઇર્ષા—કલેશ સુખ—દુઃખ સિવાય શું છે ? આ અશાન્તિને બદલે શાન્તિ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? લક્ષ્મણદેવ ઉદાસ વદને શાન્તિને શોધવા પ્રયત્ન કરવા લાગ્યો. તેના હૃદયમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. મનુષ્યોમાં જેમ કોઇના મરણ—દુઃખ—રોગ સમયે જેવો વૈરાગ્ય ઉત્પન્ન થાય અને પછી એ પ્રસંગ દૂર થતાં જેમ વૈરાગ્યના વિચાર જતા રહે એવા ક્ષણીક સ્મશાન વૈરાગ્યને આધીન લક્ષ્મણ થયો ન્હોતો, પણ તેના હૃદયમાં સાચા વૈરાગ્યની તીવ્ર ભાવના પ્રગટી નીકળી હતી.

કેટલાક લોકો સંસારના ઝઘડાથી યાતો કોઇ બીજા કારણથી સંસાર ઉપર વૈરાગ્ય આણી સાધુ બની જાય છે; પણ ખરી રીતે તેઓ સાચા વૈરાગી બની શકતા નથી. તેઓ ઉપરથી માને છે કે અમે પૂર્ણ વૈરાગી સાધુ બન્યા છીએ; પણ તેમના હૃદયમાં તો વૈરાગ્યને બદલે સંસારની સંપૂર્ણ માયા વ્યાપેલી હોય છે. જ્યાંસૂધી મન ઉપર કાબુ મેળવી મનને વશ કર્યું નથી ત્યાં સૂધી સાચી શાન્તિ સાચા વૈરાગ્યની પ્રાપ્તી થવી અશકય છે. **मन एव मनुष्याणां कारण बंधमोक्षयोः** મન એ જ મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ છે. જે મનમાં હોય તે બહાર આવ્યા વિના રહેતું નથી. જ્યાં સૂધી મનની ઇચ્છાઓ—વાસનાઓ દૂર કરી શકાઇ નથી ત્યાંસૂધી મોક્ષની પ્રાપ્તી થતી નથી.

લક્ષ્મણદેવે સાચી શાન્તિ શોધવા—પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો. મનની દરેક ઇચ્છાઓ—વાસનાઓનો તેણે યુકિત પૂર્વક વિરોધ કરવા માંડયો. તેનું હૃદય દયામય બન્યું હતું. તેનું મન વારંવાર પ્રભુને સાચા સુખની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરતું હતું. લક્ષ્મણદેવ તેનો ઘણો સમય

નિર્જન સ્થાનમાં પ્રભુની કળા અવલોકવામાં વ્યતિત કરવા લાગ્યો. ઘણા સાધુઓ અને વિદ્વાનોના સમાગમમાં આવ્યો પણ પોતપોતાની માન્યતાઓમાં મસ્ત બનેલા કોઇ પણ સાધુ યા વિદ્વાને તેના હૃદયનું ખરૂં સમાધાન કર્યું નહિ. સંસારથી વિરકત થયેલા સાધુઓ જો કે ઉપરથી પૂર્ણ વૈરાગી સાધુઓ જણાતા હતા પણ અંદરથી તેમની વાસનાઓએ તેમને છોડયા નહોતા. એ ઇચ્છાઓ–વાસનાઓની પરિતૃપ્તિને અર્થે એવા સાધુઓ ધર્મના જુદા જુદા પંથ બનાવી અજ્ઞાન લોકોને પોતાનાં શિષ્યો બનાવી પોતાની વાસનાઓ તૃપ્ત કરતા. આના પરીણામે આ ભાગ્યવંત ભારત દેશની કેટલી અવદશા થઇ છે તે હવે કોઇનાથી અજાણ્યું નથી. આવા પંથધારીઓને દેશની કંઇ પણ પરવાહ હોતી નથી. જો એમ ન હોત અને તેમને જો સાચે જ સંસારનું કલ્યાણ કરવાની ઇચ્છા હોત; તો અન્ય ધર્માવલંબીઓ હિંદુઓનાં પવિત્ર દેવળો તોડી મસ્જીદો બનાવત નહિ, અનેક હિંદુઓ બળાત્કારે પણ ઇસ્લામી થાત નહિ.

લક્ષ્મણદેવને સાધુઓ–વિદ્વાનોની આવી સ્વાર્થી પોતપોતાને અનૂકુળ આવતી માન્યતાઓથી ઘણું લાગી આવ્યું, એક દિવસના યોગે વિચાર વમળમાં ઘસડાતો લક્ષ્મણદેવ પાર્વતિય પ્રદેશમાં ફરતાં ફરતાં ઘણે દૂર નીકળી આવ્યો. વિચારમાં તે એટલો તો તદ્રુપ બનેલો હતો કે તેને સમય કે સ્થાનનું પણ સ્મરણ રહ્યું નહિ. છેવટે રાત્રિ પડી. ઘોર અંધકારે જગતને તેના કાળા સાલ્લા તળે છૂપાવી દીધું. પ્હાડના પત્થરો–વૃક્ષો કાળાં ભૂત જેવાં ભાસવા લાગ્યાં. હિંસક પ્રાણીઓની બૂમો–દોડાદોડીથી રાત્રિનો સમય વિશેષ ભયંકર જણાવા લાગ્યો. લક્ષ્મણદેવની વિચારમાળા અટકી. તેણે ચારે તરફ નજર કરી. ઘોર અંધકાર અને ઉંચે આકાશમાં ઝગમગતા તારાઓ સિવાય અન્ય કંઇ

પણ નજરે પડયું નહિ. નિરવ શાન્તિ વ્યાપી રહી હતી. લક્ષ્મણે થોડીક ક્ષણ પર્યંત આ અદ્‌ભૂત દશ્ય અવલોકી આત્મગત્ બોલવા માંડયું "કેવો અદ્‌ભૂત દેખાવ? કેવી અજબ શાન્તિ? પ્રભુ! તમારી કળાનું મને હવે બરાબર ભાન થાય છે. ખરેખર મનુષ્ય જીવન શાન્તિને માટે છે; પણ સંસારમાં શાન્તિ કયાં છે? સંસારમાં આજે માયા–મોહ–લોભ સ્વાર્થના રાક્ષસો ઘુમી રહ્યા છે. શાન્તિના રક્ષકો–સંસારનું કલ્યાણ કરનાર તારનારનો ઇજારો લઇ બેઠેલા સાધુઓ–બ્રાહ્મણો આજે પોતપોતાની મલીન વાસનાઓને આધિન થઇ સાચા ધર્મનું જ્ઞાન ભૂલ્યા છે. આના પરીણામે જગતમાં ઝેર–વેરની વૃદ્ધિ થઈ રહી છે. પરદેશીઓ આ તકનો લાભ લઇ અનેક અત્યાચારો ગુજારી હિંદુ ધર્મ–જાતીનો વિનાશ આદરી રહ્યા છે. અવનીમાં હિંસાનું રાજ્ય સ્થપાયું છે. કોઈનામાં દયા–શાન્તિ જણાતી નથી. પ્રભુ–દયાસાગર! આ શો ઉલ્કાપાત?" લક્ષ્મણે પુનઃ થોડીવાર વિચાર-વશ રહી બોલવા માંડયું; "ગમે એમ થાવ. મારે જગતની સાથે શું લેવા–દેવા છે? જયાં દુઃખ–શોક–બંધ અને મોહ વગેરેની જાળો પથરા-એલી છે ત્યાં મારે એક ઘડીભર પણ શા માટે રહેવું? પણ મારે જવું કયાં? મારા હૃદયમાં અશાન્તિ ઉત્પન્ન થઇ છે, હું શાન્તિને શોધું છું; શાન્તિ કયાંથી શી રીતે મળે?" લક્ષ્મણના વિચાર અટકયા. અંધકારમાં દૂર કોઇક ચાલી આવતું જણાયું. લક્ષ્મણે ચમકીને એ તરફ જોયું. કોઇ એક કાળો આકાર તેની તરફ આવતો જણાયો. લક્ષ્મણ સઆશ્ચર્ય વદને એ તરફ જોઇ રહ્યો. અલ્પ સમયમાંજ કોઇ એક માણસ તેની નજીક આવી ઉભો. લક્ષ્મણ પ્રથમ તો તેને ભૂત–પ્રેત સમજી સ્તબ્ધ બન્યો, પણ તરતજ એ આવનારે કોમળ અવાજે પૂછયું, "ભાઈ! તું કોણ છે અને રાત્રિના સમયે આ વિકટ સ્થાનમાં

આવવાનું શું પ્રયોજન છે? તું માર્ગ ભૂલી આ સ્થળે તો આવી ચઢયો નથી ને?"

તેને બોલતો સાંભળી લક્ષ્મણદેવના મનમાંથી ભૂતની ભ્રાન્તિ દૂર થઇ અને આ કોઇ મનુષ્ય છે એમ ખાત્રી થતાં તેણે કહ્યું; "આપની માન્યતા સાચી છે. હું માર્ગ ભૂલ્યો છું."

"તારે ક્યાં જવું છે?" પ્રશ્ન થયો.

"મારે જે સ્થળે જવું છે તેનો સાચો રસ્તો કોઈ બતાવતું નથી. કેટલાક બતાવે છે; તો તે મારૂં મન કબુલ કરી શકતું નથી. હું એવો રસ્તો ખોળું છું કે જેથી હું નિર્ભય થાઉં." લક્ષ્મણે કહ્યું. તેનું આવું બોલવું સાંભળી આવનાર આશ્ચર્ય પામ્યો. તે તરત સમજી ગયો કે આ કોઇ સાચા જ્ઞાનની શોધમાં નીકળ્યો છે.

તે આવનારે કહ્યું; "તું જે માર્ગ શોધે છે તે ઘણો દુર્ગમ્ય છે. તે રસ્તે જતાં તારે ઘણું દુઃખ સહન કરવું પડશે."

"જગતનાં તમામ સંકટો સહન કરવાને હું તૈયાર છું. મને સાચો રસ્તો બતાવો કે જેથી મને પરમ શાન્તિ પ્રાપ્ત થાય?" લક્ષ્મણે કહ્યું.

"તે પહેલાં તું કોણ છે અને તારી આવી દશા થવાનું શું કારણ છે તે મને જણાવ?"

લક્ષ્મણે પોતાની તમામ વાત તે આવનારને વિદીત કરી.

આવનારે થોડીવાર શાન્ત રહી કહેવા માંડયું; "ખરેખર તું કોઇ સંસ્કારી જણાય છે. તારા જેટલી યુવાન વયમાં તારા જેવા વિચાર દૃઢનિશ્ચય ભાગ્યેજ કોઇક યુવાનમાં સંભવી શકે. મનુષ્યનું જ્યારે પરિવર્તન થવાનું હોય છે ત્યારેજ આવા વિચાર ઉદ્ભવી શકે છે."

"આપ કોણ છો ?" લક્ષ્મણે વચ્ચેજ પ્રશ્ન કર્યો.

સંસારને નશ્વર જાણનાર અને આત્મદર્શનમાં આનંદ માનનાર હું એક શરીરધારી આત્મા છું અને અહીં પાસેની ખીણમાં નિવાસ કરી આત્મ આનંદ અનુભવું છું."

"પ્રભુ ! મને એવા આનંદનો રસ્તો કયારે પ્રાપ્ત થશે ?"

"તું સંસ્કારી છે. અનુભવે સઘળું જાણી શકીશ. તારે નિરંતર ભગવદ્ ગીતાનાં અમર વાકયો વાંચી મનન કરવાં. લક્ષ્મણ ! બહાર જેટલી દુનિયાં દેખાય છે તે સઘળી આપણી અંદર પણ છે. એ બહારની અને અંદરની દુનિયાંનાં આવરણોથી અલીપ્ત રહેનારનેજ સાચો આત્મ આનંદ-શાંતિ પ્રાપ્ત થાય છે."

"ત્યારે શું આ જગત ખોટું છે ?" લક્ષ્મણે પૂછયું.

"સાચુંએ નહિ અને ખોટુંએ નહિ. એ જ્ઞાન તને અનુભવે પ્રાપ્ત થશે."

"ત્યારે એ ખરૂંજને કે માણસ હંમેશાં કાળથી ઘેરાએલો હોય છે ?"

"તારો આ પ્રશ્ન એક બાળકના જેવો છે. જન્મે છે એ મરે છે અને મરે છે એ જન્મે છે.

રાજા રાણા છત્રપતી હથીયન કે અસ્વાર,
મરના સબકો એક દિન અપની અપની વાર;
ધન બળ દેવી દેવતા માત પિતા પરીવાર,
મરતી વેળા જીવકો કોઇ ન રાખન હાર.
આપ અકેલા અવતરે મરે અકેલા હોય,
કંબહુ અપને જીવકો, સાથી સગે ન કોય;

શરીર વિષ્ટા કોથળી, તેમાં શું મોહાય,
મમતા તજી સમતા વરે તે જીવ મુકતી પાય.

આ મહા વાકયનું મનન કરવાથી તારી ઘણી અશાન્તિ ટળી જશે.

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्ण सुख दुःखदाः॥**
**आगमापायिनो ऽनित्यांस्तास्तितिक्षस्व भारत॥**

ભગવાન શ્રી કૃષ્ણ અશાન્ત બનેલા અર્જુનને ઉપદેશે છે કે, શીત ઉષ્ણ સુખ દુઃખ વગેરેને આપવા વાળા ઇંદ્રિયોના સ્પર્શો, આવવા અને જવા વાળા હોઇ અનિત્ય છે. માટે તેને તું સહન કર. જગતના બાહ્ય પદાર્થો જેમાં સંસારી જનો સુખ દુઃખ માને છે પણ તે સુખ દુઃખ સ્થાયી નથી; પણ ક્ષણે ક્ષણે બદલાય છે. લક્ષ્મી-દ્રવ્ય વિજળીના ચમકારા જેવું ચપળ છે. સત્તા પતંગ જેવી અસ્થિર છે. આયુષ્ય પાણીના પરપોટા જેવું છે. ઇચ્છાઓ વાસનાઓ મેઘ ધનુષ્ય સમાન છે. આ બધું ક્ષણીક છે. આમ સમજી જે મનુષ્ય મનોબળ મેળવી સમાન સ્થિતિમાં રહે છે તેજ મુકત છે. લક્ષ્મણ! તારે સમજવું જોઇએ અને પછી તારે તારા જીવનમાં ઉતારવું જોઇએ કે તું શરીરધારી મનુષ્ય નથી; પણ એક મહાન આત્મા છે. તારા શરીરનો નાશ છે; પણ તારા આત્માનો નાશ નથી. આત્મા અજર અમર છે. તેને ઓળખવાથીજ અને તેના આનંદમાં મસ્ત રહેવાથીજ તું ચીરકાળની શાન્તિ પ્રાપ્ત કરી શકીશ. તારૂં કલ્યાણ થાવ." આટલું કહી આવનાર સાધુ પુરૂષે અતી ઉતાવળથી ગમન કર્યું. લક્ષ્મણ આંખ ઉંચી કરી એ તરફ જુએ એ પહેલાં તો તે મહાત્મા રાત્રિના ઘોર અંધકારમાં કયાંક અદ્રસ્ય થઇ ગયા. આ શો ચમત્કાર? મહાત્મા કયાં ગયા? શું તે કોઈ દેવ હશે? ખરેખર એમજ. મારૂં અજ્ઞાન આજે દૂર થયું છે. પ્રભુ કૃપાએ મને આજે સાચું જ્ઞાન પ્રાપ્ત થયું

છે. જગતમાં ગમે એમ થાઓ સંસારની મને હવે પરવાહ નથી. સાચુ સુખ આત્માના આનંદમાંજ છે. હવે તો.

સૌ પ્રાણી આ સંસારના સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું મિત્ર કે વૈરી હજો.
દુઃખીયાં પ્રતિ કરૂણા, ઔર દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા.

આમ બોલતા લક્ષ્મણદેવે સંસારની મોહ માયા વગેરેને રાત્રિના ઘોર અંધકારમાં દફનાવી પ્રાતઃકાળે ત્યાંથી પ્રયાણ કર્યું. માર્ગમાં એક સાધુ મંડળીનો સંગાથ થયો. સાધુમંડળ તીર્થયાત્રા કરવા નીકળ્યું હતું, લક્ષ્મણદેવે પોતાના નામનો પણ ત્યાગ કરી વૈરાગી માધવદાસ નામ ધારણ કર્યું. તીર્થયાત્રાઓમાં ફરતાં વૈરાગી માધવદાસને તમામ તીર્થક્ષેત્રો–મંદિરો વગેરે ધર્મના નામ પર નભતા–ચાલતા વ્યાપારો જણાયા. સાધુઓ મહંતોની ત્યાગ વૃત્તિમાં કેવળ દ્રવ્યોપાર્જન અને વિલાસ પ્રિયતા જણાયાં. સમાજની અંધશ્રદ્ધા–અજ્ઞાન રૂઢીઓ વગેરે જાણી જોઇ વૈરાગીના હૃદયમાં સખ્ત આઘાત થયો. આ બધું અધોગતીએ લઇ જનારૂં છે જાણી તે શોકાતુર બન્યો, પણ તત્કાળ તેનો શોક સમી ગયો; કારણ કે તે વૈરાગી હતો. સંસારની માયા વિચારનો તેણે ત્યાગ કર્યો હતો. આવા વૈરાગીને દેશની–ધર્મની કે સમાજની પરવાહ ક્યાંથી હોય ? આત્માનો સાક્ષાત્કાર અને આનંદ એ જ વૈરાગીનું હવે જીવન સૂત્ર હતું. માધવદાસ વૈરાગી ફરતાં–ફરતાં દક્ષિણમાં આવ્યો; અને જે પવિત્ર પુણ્યક્ષેત્રમાં શ્રી રામ લક્ષ્મણ અને સીતાજીએ વનવાસ સમયે નિવાસ કર્યો હતો; તે પંચવટીમાં વૈરાગી માધવદાસે ઘોર તપશ્ચર્યા આદરી ઇંદ્રિય દમન કરવા માંડ્યું.

મનુષ્ય ધારે તો મહાન બની શકે છે, પૂર્ણ યુવાન વયે પૂર્વનો લક્ષ્મણદેવ વૈરાગી માધવદાસ બન્યો. તપશ્ચર્યાની પૂર્ણાહુતિ બાદ પુનઃ તેણે પર્યટન કરવા માંડયું. અનેક સાધુ મહાત્માઓના મેળાપની સાથે તેને જ્ઞાન ચર્ચા થતી. છેવટે એક પવિત્ર મહાત્માના મિલનથી માધવદાસના બાકી રહેલા કેટલાક સંશયો નાશ પામ્યા: વૈરાગીએ જાણવાનું સઘળું જાણી લઇ પવિત્ર ક્ષેત્ર શ્રી ગોદાવરીસરીતાના કિનારે આવેલા નાદેર નામક ગ્રામની સમિપમાં એક નાની સરખી પર્ણકુટી બાંધી આસન જમાવ્યું, આ સમયે તેના હૃદયમાં મોહ માયા લોભ વગેરે કાંઇ જ હતું નહિ. વૈરાગી સાચો વૈરાગી બન્યો હતો. યુવાન શરીર પૂર્ણ તેજોમય બન્યું હતું. તેના આગમનની ખબર પડતાં ધીમે ધીમે અનેક લોકો તેના દર્શને આવવા જવા લાગ્યા. વૈરાગી સર્વને કલ્યાણકારી આશિષ આપતો. માયા મમતા રહીત વૈરાગીની આશિષથી અનેક રોગીયોના રોગ ટળતા, અનેક જનોની ઇચ્છાઓ પૂર્ણ થતી. સાચા વૈરાગ્ય-મનોબળ અને બ્રહ્મચર્યના પ્રતિપાલનથી વૈરાગીની વાણી દેવવાણી બની. અનેક માણસો તેનાં શિષ્ય બની તેની સેવાથી જીવનના સફળતા સમજવા લાગ્યાં. વૈરાગી સર્વને સમાન દ્રષ્ટિએ જોતો. નાણાંનો વરસાદ વરસતો, પણ વૈરાગી સઘળું ધન ગરીબ ગરબાંમાં વ્હેંચી દેતો. જતે દિવસે તેની નાની પૂર્ણ-કૂટીના સ્થાને મોટું મંદિર બન્યું. હિંદુ મુસલમાનો તેની દેવ પ્રકારે સેવાપૂજા કરવા લાગ્યા.

પ્રભુની ગહન ઘટનાને જાણવા કોણ સમર્થ છે? શીકારમાં આનંદ માનનાર ક્ષત્રીય યુવાન એક હરણી અને તેનાં બચ્ચાંના મૃત્યુથી સાચો વૈરાગી બનશે એ કોણ જાણતું હતું? એજ રાજપૂત યુવક અત્યારે પૂર્ણ વૈરાગી બની પૂર્ણ ઐશ્વર્યવાન બન્યો છે. તેના

મંદિરમાં અનેકાનેક ગરીબ અનાથોને આશ્રય મળે છે. વૈરાગી માધવદાસ અત્યારે જનસમાજમાં સાચો દેવ મનાયો છે. ભાવીના ગર્ભમાં શું છૂપાયું છે એતો હવે શ્રી પ્રભુ જાણે.

વૈરાગી માધવદાસ ગોદાવરી સરીતાના કિનારે આજે મસ્ત મહન્ત થઇ આનંદમાં દિવસો નિર્ગમન કરતા હતા. તેમના વૈભવનો પાર ન્હોતો. રમણીય મહાલય તેમનું નિવાસ સ્થાન હતું. જનતા તેમને દેવ પ્રકારે પૂજતી–માનતી. વૈરાગીને દુનિયાંની પરવાહ નહોતી. આત્મ કલ્યાણ–આનંદ એજ તેમનું ધ્યેય હતું. કોઇ કોઇ વાર સમાચાર આવતા કે મુસલમાનોના અત્યાચાર સામે પંજાબમાં શીખવીરોએ તલ્વારો ખેંચી રણરંગ ખેલવા માંડયા છે. એ યુદ્ધમાં શીખ ગુરૂઓએ અદ્‌ભૂત બળીદાનો આપ્યાં છે. ગુરૂ ગોવીંદસિંહના નાના કુમારો જીવતાં જીવત દિવાલોમાં ચણાયા છે. હિન્દુ જનતા ત્રાહિ–ત્રાહિ પોકારી રહી છે; વગેરે અનેક સમાચારો આવતા, પણ વૈરાગીને શું ? તેને સંસારની સાથે શું લાગે વળગે ? એમણે તો સંસાર ત્યાગ્યો હતો. તેમના મને એ બધું સંસારી ઝઘડો મનાતું. જગતમાં આમજ બને છે અને બને જાય છે. જ્યાં જ્યાં ધર્મના બ્હાના નીચે મઠ અને મહન્તની ગાદીઓ કાયમની બને છે અને ઘડીભર એ સત્ય માર્ગ ગણાય છે; ત્યાં પછી તે સ્થળે સંસારને ઠગવાનાં એ સ્થાન–ગાદીઓ થઇ પડે છે. ટુંકાણમાં એ મહન્તો–મઠાધિશો પોતાનું આત્મભાન વિસરે છે. આત્માની ઉન્નતિ ત્યાં નથી હોતી. ત્યાં તો શારીરીક સુખ–વૈભવ–વિલાસ વગેરે ગુલામી જળોની માફક વળગેલી હોય છે.

આ સમયે ગુરૂ ગોવીંદસિંહ દક્ષિણ પ્રદેશમાં પ્રયાણ કરી રહ્યા હતા. પોતાનું સર્વસ્વ ગયું હતું. દુઃખના ડુંગરો શીરે તૂટી પડયા હતા તદપિ તેમના હૃદયમાંથી ધર્મ અને દેશની રક્ષાના વિચારો અદૃશ્ય

થયા નહોતા. કયા પ્રકારે કોની સ્હાયથી ધર્મ અને દેશની રક્ષા કરવી એજ વિચાર તેમના હૃદયમાં નિરંતર થયા કરતા. એવામાંજ વૈરાગીની યશ કથા તેમના કા'ને સંભળાઇ, આથી ગુરૂએ વૈરાગીને મળવાનો નિશ્ચય કર્યો. દક્ષિણમાં ફરતા–ફરતા ગોવીંદસિંહ નાંદિરમાં –વૈરાગીના નિવાસ સ્થાને આવી પહોંચ્યા. બન્ને વીરો મળ્યા–ભેટયા આ ઐતિહાસીક મિલન હતું. આવી રીતે કોઇ વખત તેઓ ભેટયા નહોતા. પરસ્પર જોકે અપરિચીત હતા; પણ બન્નેના આત્મા એક બીજાની વીરતાથી અપરિચીત નહોતા. ગુરૂ ગોવીંદસિંહે ભારે બળિદાન આપ્યાં હતાં. વૈરાગીને હજી બળિદાનો આપવાનાં બાકી હતાં. એકનો ભૂતકાળ હતો અને બીજાનો ભવિષ્યકાળ હતો. બન્નેની આ મુલાકાત–ભેટમાં ભાવીના અદ્‌ભુત ભેદ છૂપાયા હતા. ગુરૂ ગોવીંદસિંહની આંખ્યોમાં માતૃભૂમિની દીન દશા વૈરાગીએ નિહાળી. ગુરૂના પર પડેલાં સંકટોની કરૂણ ઘટનાઓ વૈરાગીએ સાંભળી હતી. ગુરૂને જોતાં એ ઘટનાઓ પ્રત્યક્ષ થતી જણાઇ. સંસારના વિચારોથી અલિપ્ત રહેવાના વિચારવાળા વૈરાગીનું હૃદય કોઇક અદશ્ય વેદનાથી દ્રવવા લાગ્યું. ગોવીંદસિંહે ધર્મ અને દેશપર આવી પડેલી આફતોથી વૈરાગીને જાણીતો કર્યો. વીર વૈરાગીએ ધ્યાનથી ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી પૂછ્યું " મારે હવે શું કરવું ! "

" ધર્મ અને દેશના ઉદ્ધાર અર્થે પંજાબ તરફ જવું. "

" જગત શું કહેશે ? એક વૈરાગી પાછો સંસારમાં પડે એ કેવું આશ્ચર્ય ? વૈરાગીનું પહેલું કર્તવ્ય સ્વાર્થ ત્યાગવાનું છે; આત્માનો ઉદ્ધાર કરવાનું છે, હું..."

વૈરાગી આગળ બોલે એ પહેલાંજ ગોવીંદસિંહે કહ્યું, " માધવદાસ ! તમારા હૃદયનો સંતાપ હું જાણી ચૂકયો છું. હું એકજ પ્રશ્ન પૂછું છું કે ત્યાગ હૃદયનો હોય કે દેહનો ? વિચાર કરો. માનવ

જન્મ ફરી-ફરીને મળનાર નથી. દેહ આત્માનું કલ્યાણ કરવા-સાધવાનો આ અમૂલ સમય છે. જાઓ, પંજાબમાં પહોંચી જાઓ. હાથમાં સમશેર પકડી દેશ અને ધર્મની રક્ષા કરો. અધર્મીઓનો નાશ કરી ધર્મનું સ્થાપન કરો, ક્લેશ-કુસંપના કારણે એક બીજાથી જુદા પડતા હિન્દુઓને એકત્ર-મજબૂત કરો. આ કર્મયુગ છે. વૈરાગી ! આજે સાચું કર્તવ્ય એજ સાચો સન્યાસ છે. જન કલ્યાણને માટે નિષ્કામ ભાવે કર્મ કરનારો મનુષ્ય સાચો સન્યાસી છે અને તેનોજ આખરે મોક્ષ થાય છે. વૈરાગી ! તમારૂં કલ્યાણ થાઓ." આટલું કહી ગુરૂ ગોવીંદસિંહે તેમના પવિત્ર હાથ વૈરાગીના શીરે સ્થાપિત કર્યા.

વૈરાગીના હૃદયના પરિવર્તનનું આ બીજું દશ્ય હતું. ગર્ભિણી હરણીનો શીકાર-એનાં નાનાં બચ્ચાંઓનો તરફડાટ—મૃત્યુ એ દૃષ્યે એક વખતના શૂરા ક્ષત્રિયવીર લક્ષ્મણને વૈરાગી માધવદાસ બનાવ્યો હતો. સગાં વ્હાલાંઓનો સંબંધ અને દુરત્ય માયા છોડી લક્ષ્મણને જંગલે-જંગલ ભટકતો હરણીના એ દશ્યે બનાવ્યો હતો.

આજે એક ક્ષત્રિય વીરની ભેટ થઇ. દુનિયાંની જંજીરોથી અલગ રહેનાર વૈરાગીના હૃદયમાં ક્ષાત્ર ધર્મના રોપાએલાં બીજનો ફણગો ફુટયો. કુરૂક્ષેત્રની પુણ્ય ભૂમિમાં ધનુષ્ય બાણને દૂર ફેંકી સગાં સંબંધીઓના મોહ પાસમાં સપડાએલા અર્જુનને જેમ શ્રી કૃષ્ણચંદ્રે ક્ષાત્ર ધર્મનો ઉપદેશ આપ્યો હતો; તેમ આજે ગુરૂ ગોવીંદસિંહે વૈરાગીને માતૃ ભૂમિનું દુઃખદ ચિત્ર બતાવ્યું.

વૈરાગીના હૃદયનું પરિવર્તન થઇ ચૂકયું. દુશ્મનોના અત્યાચાર શ્રવણ કરી તેનું ક્ષાત્ર લોહી ઉકળી આવ્યું. આંખ્યો અપૂર્વ તેજથી ચળકવા લાગી. વૈરાગી માધવદાસ શાન્ત વૈરાગ્ય ત્યાગી શસ્ત્ર ધારી સાચો વીર સંન્યાસી બન્યો.

જેમ હરણી અને તેનાં બચ્ચાનાં એકજ દશ્યે તેના હૃદયનું પરિવર્તન કરેલું તેમ ફરીથી માતૃભૂમિના એકજ દુઃખદ દશ્યે પોતાના બંધુઓનાં દુઃખો હરવા આજે વૈરાગીના હૃદયનું અજબ પરીવર્તન કર્યું.

ગુરૂ ગોવીંદસિંહનો ઉપદેશ વૈરાગીએ ગ્રહણ કર્યો. વૈરાગ્ય ત્યજ્યો અને કર્મયોગના પંથે પ્રયાણ કરવા તૈયાર થયો. વૈરાગીના નિશ્ચયથી ગોવીંદસિંહ પ્રસન્ન થયા. તેમણે વૈરાગીનાં વખાણ કર્યાં. ગુરૂ પ્રત્યેના પ્રેમથી વૈરાગીએ નમ્ર ભાવે કહ્યું, “ હું તો આપનો સેવક છું. ”

“ જો આપ સાચા સેવક હો તો માતૃ ભૂમિની સેવા કરો. ” ગુરૂએ જણાવ્યું. વૈરાગીએ ગુરૂની આજ્ઞા શીરે ચઢાવી. શીખોમાં એમનું નામ “બાબા બન્દા પડયું. શીખ ઈતીહાસમાં એ વૈરાગી બંદા બહાદુરના નામે મશહુર છે.” માતૃભૂમિ પ્રત્યેના પ્રેમે વૈરાગીને પંજાબમાં આકર્ષ્યા, એમની સાથે કેટલાક શીખો પણ હતા. સાથે રાખેલા રૂપીઆ રસ્તામાં ખર્ચાઇ ગયા. આથી સાથે આવેલા શીખોમાં અસંતોષ વ્યાપ્યો. બંદા બહાદુરે તેઓને ઉપદેશ દઈ શાન્તિ ધારણ કરવાનું સૂચવ્યું. માર્ગ કાપતા તેઓ ભરતપુર આવી પહોંચ્યા. આ સ્થળે કેટલાક પંજાબી વેપારીઓ બંદાને મળ્યા અને એક સારી રકમ તેમને ભેટ કરી. બંદાએ તે સઘળાં નાણાં શીખોમાં વ્હેંચી દીધાં. શીખો સંતુષ્ટ થયા. બંદા પ્રત્યેના ભક્તિ ભાવમાં વધારો થયો. ત્યાંથી નીકળી સઘળા શીખ વીરો ખંડા પહોંચ્યા. રસ્તામાં અનેક ગામ નગરો આવતાં હતાં. માતૃ ભકત શીખો બંદાની સાથે જોડાતા હતા. કરસલા નગરોટાના માર્ગે ટોહાના પહોંચ્યા. આ સ્થળેથી બંદા બહાદુરે માળવાના શીખો પર એક પત્ર લખી માતૃ ભૂમિના ઉદ્ધારને અર્થે સૌને પંજાબ તરફ નીકળી આપવાનું આમંત્રણ કર્યું.

પ્રચંડ આગની માફક બંદા બહાદુરનું નામ સર્વત્રવ્યાપક થવા લાગ્યું. બંદા બહાદુર દેવ છે, તેમનામાં અદ્દભૂત શકિત છે, દેશ અને ધર્મની રક્ષાર્થે તેઓ મયદાને પડયા છે. આવા પ્રકારની બંદા બહાદુરની અનેક યશ કથાઓ સાંભળી પુષ્કળ શીખ યોદ્ધાઓ તેમની સેવામાં એકત્ર થવા લાગ્યા. બંદાએ એકત્ર થએલા સૈનિકોમાં સ્વદેશાભિમાનનું જળ સીંચી ધર્મભાવના જાગૃત કરી. શીખ યોદ્ધાઓ મરવા–મારવાના નિશ્ચયી બન્યા. ભીવાની નામક સ્થાનમાં બાદશાહનો ખજાનો છે, એવી ખબર મળતાં જ બંદાએ ભીવાની પહોંચી બાદશાહી ખજાનો લૂંટી લીધો. ખજાનાના રક્ષકોમાંના કેટલાક માર્યા ગયા; કેટલાક નાશી છૂટ્યા. લૂંટેલું તમામ ધન બંદાએ સૈનિકોમાં વ્હેંચી દીધું. બંદાબહાદુરની વાહ વાહ થવા લાગી દિવસો વિતતાં બંદાબહાદુર પાસે પુસ્કળ શીખ સૈનિકોનો જમાવ થયો. બંદાએ પ્રબળ વેગથી પંજાબ તરફ ધસારો કર્યો. માર્ગમાં આવતા નડતા શત્રુઓનો સંહાર કરતો બંદાબહાદુર વિજય પતાકા ફરકાવવા લાગ્યો. અત્યાચારી શત્રુઓ બંદાબહાદુરના નામમાત્રથી થરથરવા લાગ્યા.

—(:)—

૪

કોઈ કહેશેકે વૈરાગીએ વૈરાગ્ય ધર્મ ત્યાગી રાજ્યધર્મમાં પ્રવેશ કેમ કર્યો ? તેમણે શું એ યોગ્ય કર્યું ? આમ થતું હશે કે ? આવી રીતે અનેક જનોના હૃદયમાં શંકા સ્વભાવિક ઉત્પન્ન થાય જ; પરંતુ ધર્મના તત્વપર વિચારીએ તો આ એક મહાપ્રશ્ન છે. આ વિચારને–પ્રશ્નને જો કે અત્રે સ્થાન નથી પણ આગળ જણાય છે કે જ્યારે શીખલોકો બાદશાહની ભેદયુક્ત રાજનીતિનો શિકાર બની વૈરાગીથી વિમૂખ થયા

ત્યારે તેઓએ વૈરાગી ઉપર આરોપ મૂકયા કે વૈરાગીને ગુરૂ ગોવીંદસિંહે વિવાહ ન કરવાનું કહેલું છતાં વિવાહ કરેલો. એમનું તપ નષ્ટ થયું છે તેથી અમો તેમને સ્થાન નથી આપી શકતા.

એક બળવાન સેનાપતી બની વીર વૈરાગીએ અનેક યુદ્ધો લડી વિજય પ્રાપ્ત કરેલો. વિજય મેળવતાં તેમને અનેક વખતે પ્હાડી સ્થાનોમાં ભટકવું પડતું અને અનેક સંકટો સહન કરવા પડતાં. તેમણે મંડી રીઆસતમાં લગ્ન કર્યું. એમને એક પુત્ર થયો, જે વ્યકિતઓ વૈરાગીની વિરૂદ્ધ થઇ હતી; એ લોકોને આ લગ્ન બંદાબહાદુરને હલકા પાડવાનું અને તેમના વિરોધનું હથીઆર થઇ પડયું. જે સમયે વૈરાગી બંદાબહાદુર બની એકાન્તવાસ ત્યાગી સમરભૂમિમાં ઝંપલાવા પંજાબ આવ્યા; ત્યારે ક્ષાત્ર ધર્મ તેમના રોમે રોમમાં હતો. ગુરૂગોવીંદસિંહ ક્ષત્રિઓ માટે કહે છે કે,

**"तलवार इसका प्राण है और स्त्री इसका ईमान है."**

ક્ષાત્રધર્મ પ્રતિપાલન કરતાં લગ્ન કરવું એ નિર્બળતા નથી. વળી બીજી રીઆસતો સાથે સંબંધ સાધવામાં બંદાબહાદુરનું આ કાર્ય ખૂબ વિચાર યુકત હતું.

આ વિષે વિચાર કરીએ તો પ્રશ્ન ઉદ્ભવશે કે નિવૃત્તિ અને પ્રવૃત્તિ માર્ગમાં સારો માર્ગ કયો ? નિવૃત્તિ માર્ગ એટલે પોતાના માટે મૂક્તિ અથવા શાન્તિ પ્રાપ્તિનો માર્ગ. સંસારનો મોટો ભાગ પ્રવૃત્તિ માર્ગની ઇચ્છાને આધિન છે. એતો નિઃસંદેહ છે કે મનુષ્ય પોતાને સુધારવા યાને પૂર્ણ બનાવવાના ઉદ્દેશવાળો હોય છે. જ્યારે દરેક વ્યકિત પોતાને ઉચ્ચ અને શ્રેષ્ટ બનાવે છે ત્યારે સમાજ એમને એમ ઉન્નતિને વરે છે. મનુષ્યની ઉન્નતિનો બીજો એક માર્ગ આ માર્ગ કરતાં પણ શ્રેષ્ઠ છે. આ માર્ગે

પ્રયાણ કરનાર વ્યક્તિ પોતાને નહિ પણ સમાજને દેખે છે. જ્યાં સમાજની અધોગતિ થઇ રહી હોય–સમાજમાં સડા પેઠા હોય અને કોઈ બહારની શક્તિ સમાજને નષ્ટ કરી રહી હોય ત્યારે નિવૃત્તિ માર્ગ પા। માર્ગ છે. લાખ્ખો અને કરોડો મનુષ્ય સમુદ્રના પ્રચંડ મોજાં અને વાવાઝોડાથી ડૂબવાની તૈયારીમાં હોય ત્યારે પોતાની ઉન્નતિને ખાતર કાર્ય કરવું એ મહાન દ્રોહ છે. આવોજ સમય સ્વામી દયાનંદને માટે હતો. યોગમાર્ગના તે ઉપાસક હતા. યોગથી પોતાની મૂકિત પ્રાપ્ત કરી શકતા હતા પરંતુ એમની જાતી અંધકારના કુપમાં ડૂબકાં મારતી હતી. ધર્મનો નાશ દ્રષ્ટિગોચર થતો હતો. સ્વામિ દયાનંદે વિચાર્યું કે "યોગથી હું મારો ઉદ્ધાર કરીશ–મૂકતી મેળવીશ પણ આખી હિંદુ જાતી અજ્ઞાનના અંધકારમાં નષ્ટ થશે. અંતે સ્વામીજીએ નિવૃત્તિ ધર્મ ત્યાગી સાચા હિંદુધર્મની સિંહગર્જના કરી.

શ્રીભગવદ્‌ગીતામાં સંન્યાસ અને કર્મ યોગના સંબંધમાં શ્રી અર્જુન શ્રી કૃષ્ણચંદ્રને પૂછે છે કે, "અમુક વખતે આ માર્ગ બતાવો છો અને અમુક વખતે બીજો. મને એ બતાવો કે એમાંથી શ્રેષ્ઠ માર્ગ કયો?"

શ્રી કૃષ્ણભગવાને કહ્યું, "કર્મ અને ત્યાગ બન્ને માર્ગ એકજ છે. ભેદ ફકત પોત પોતાની બુદ્ધિનો છે. યુદ્ધ સમયે ધર્મના કારણે બીજાના પ્રાણ લેવા અને પોતાનો પ્રાણ પાથરવો એ સન્યાસ છે અથવા કર્મયોગ છે. ડૂબતા દેશ અને જાતીને માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કરવું–પ્રાણ આપવા પણ તત્પર થવું એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ત્યાગ છે. આ ઉદ્દેશને અનુસરનારા પ્રવૃત્તિ માર્ગે પ્રયાણ કર્યા પછી નિવૃત્તિ માર્ગ તરફ દ્રષ્ટિ કરતા નથી. મુસલમાનો હિંદુસ્થાન ઉપર વિજય મેળવી ચૂકયા હતા. તેમની સંખ્યા હિંદુઓ કરતાં થોડી હતી. વળી તેમનો આચાર વ્યવહાર પણ હિંદુઓથી ચઢીઆતો ન

ન હતો; છતાં હિંદુઓના મુકાબલામાં તેમનું બળ વિશેષ હતું—અધિક જીવન હતું. આનું મુખ્ય કારણ એજ કે તેમનામાં વ્યકિતગત ગુણો ઓછા હતા પણ સામાજીક ગુણો હિંદુઓ કરતાં વધારે હતા. વળી ઇસ્લામમમાં સામાજીક ગુણ એ હતો કે તેઓ તેમના નેતાઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતા અને તેમના આદેશ અનુસાર મરી ફીટતા. એમનામાં ઐકયતા—સંગઠન હતું. હિંદુઓમાં અનેક વિભાગોના પરીણામે સંગઠન નહોતું. ઇસ્લામ ધર્મ સ્વિકારનાર પ્રત્યે મુસલમાનોમાં સમાન ભાવ હતો, જ્યારે હિંદુઓમાં તેવાની અવગણના થતી. સમાન ભાવ ઇસ્લામ તરફ દરેકને આકર્ષતો. હિંદુઓમાં એવું કાંઇ ન હતું કે જેથી એ તરફ પ્રેમ ઉદ્દભવે. અંગ્રેજોમાં સ્વદેશાભિમાન છે, સ્વદેશપ્રેમ છે; જેને માટે તે મરી જાણે છે. આ કારણેજ અંગ્રેજો વિશાળ પ્રદેશપર રાજ્ય કરી શકે છે. જગતનો નિયમ છે કે જે જાતીઓમાં આ ભાવ હોય છે તે જાતીઓ વધારે બળવાન બને છે. તાત્પર્ય એજ કે " જે જાતિ અધિક સામાજીક બળવાળી હોય છે તે ઓછા સામાજીક જીવન વાળી જાતીઓ પર વિજય પ્રાપ્ત કરે છે. આથી જે મનુષ્યો પોતાની જાતી અને દેશને નુકશાન પહોંચાડે છે—દગો દે છે બેદરકાર બને છે; તેઓ ભલે સદાચારી—ત્યાગી—સરળ ભાવવાળા વિદ્વાન હોય; પરંતુ તેઓ દેશદ્રોહી છે. એમના સૌ સારા ગુણો પાપ રૂપ છે."

* * * *

પંજાબમાં પ્રવેશેલા બંદાબહાદુરે અકાલ પુરૂપની જયગર્જનાથી ગગન ગજાવી દુષ્મનોને ધ્રુજાવવા માંડયા. બંદાના પરાક્રમની વાત સરહિન્દના નવાબે સાંભળી ત્યાંના શીખો પ્રત્યે અભિમાનથી કહેવા માંડયું કે, " તમારા એક ગુરૂનીતો એવી દુર્દશા થઇ છે કે જેથી તેને ભાગતા ફરવું પડે છે અને હવે વળી એક નવો આવ્યો છે; એની પણ અચ્છી રીતે ખબર લેવામાં આવશે."

ગુરૂ પ્રત્યેના અપમાન પૂર્ણ શબ્દો શીખ લોકો સહન કરી શક્યા નહિ. તેઓ તત્કાળ નવાબની નોકરી ત્યાગી બંદાબહાદુરની સેવામાં જોડાયા. નવાબે બંદાબહાદુરને હજી બરાબર ઓળખ્યા નહોતા. બંદાની બહાદુરીને તેણે બેદરકારીથી અવગણી; પણ તેની એ અવગણનાનાં પરીણામ તેને તરતજ ભોગવવા પડયાં. પોતાની પાસે જે થોડી ઘણી ફોજ એકત્ર થઇ હતી, તેને લઇને બંદાબહાદુરે પૂરવેગથી નગર ઉપર આક્રમણ કર્યું; અને પોતાના સૈનિકોને જણાવી દીધું કે લૂંટનો માલ જેના હાથમાં જેટલો આવશે; તેનો માલિક લૂંટવા વાળોજ થશે." બંદાબહાદુરના સૈનિકોનો ધસારો પ્રબળ હતો. રક્ષકો ટકી શક્યા નહિ. ઘણા મરાયા. નગરજનોમાં નાશભાગ થઇ રહી. સુખ–આનંદ ભોગવનારા જંગલ નિવાસી બન્યાં. મખમલના બિછાના પર સૂનારા વનના પત્થરો પર સૂવા લાગ્યા. શીખ સૈનિકોએ હાહાકાર વર્તાવ્યો. નગરની તમામ માલ મિલ્કત લૂંટી લીધી. જીવતા નાશી છૂટયા એટલા મ્હોતથી બચ્યા બંદાએ નગરની પાયમાલી કરી નાખી. આ નગર ઉપર તેનો વધારે પ્રકોપ થવાનું વિશેષ કારણ એ હતું કે " અલીહુસેન કે જેણે ગુરૂની સાથે દગો કરી આનંદપુર છોડાવ્યું હતું તે આ સ્થળનો રહીશ હતો. આ અલીહુસેને ગુરૂના પુત્રોને માટે સરહિંદના સૂબાને કહ્યું હતું કે, " સાપનાં બચ્ચાં સાપ હોય છે. ' ગુરૂ તેગબહાદૂરનો ઘાતક જલાલુદ્દિન પણ આ નગરનો હતો આ સ્થળેથી જે સરકારી ખજાનો હાથ લાગ્યો તે સઘળા સૈનિકોમાં બંદાએ વ્હેંચી આપ્યો. બંદાની આ રીતથી અનેક ચોર–લુંટારા તેના સૈન્યમાં જોડાયા. દિનપ્રતિદિન ફોજની સંખ્યામાં વધારો થતો ગયો. વળી " ફુલવંશ " માં મુખ્ય ગણાતા રામસિંહ અને ત્રીલોકસિંહે ગુપ્ત મદદ પણ કરી. બંદાબહાદુરની આ મોટી સેનાએ અંબાલા, સીફાબાદ સંવારા, દામલ, કૈયલ વગેરે મુસલ-

માની નગરોમાં ત્રાસ વર્તાવી લૂંટી કંજપુર નામક સ્થાને આવી પોતાનો અધિકાર જમાવ્યો. આ પરગણાંઓમાં સરહિન્દના સૂબાના સબંધીઓ રહેતા હતા. નવાબનું સૈન્ય આવી પહોંચે તે અગાઉ તો એ સઘળાંનો નાશ કરવામાં આવ્યો. એક બીજું ગામ લૂંટયા બાદ બંદાબહાદુરના સૈન્યને નવાબની સેનાનો ભેટો થયો. શીખ યોદ્ધાઓએ વીરહાક વગાડી દુષ્મનોને પ્રબળ પરાક્રમ બતાવવા માંડયું. ભયાનક રણરંગ ખેલાઇ રહ્યો. આ પ્રથમ યુદ્ધ હતું. મુસલમાનોના ત્રાસ-અત્યાચારથી મરણીયા બનેલા શીખોના પ્રબળ ધસારાના વેગને મુસ્લીમ સૈનિકો રોકી શકયા નહિ. શીખોનાં તીરો અને શસ્ત્રોએ શત્રુઓનો સંહાર કરવા માંડયો. તીરોના મારથી નવાબની સેના તોબાહ પોકારવા લાગી અને છેવટે તેમાં ભંગાણ પડયું, આ યુદ્ધમાં બંદાબહાદુર ના હાથમાં ઘણો લડાયક સામાન આવ્યો. બંદાએ આગળ કુચ શરૂ કરી. બંદાના થોડાક સિપાહીઓ કે જેઓ આગળ નીકળી ગયા હતા, તેઓએ એક ગામ નજીક મુસલમાનોને ગૌહત્યા કરતા જોયા. શીખ્ખ વીરો આ દૃશ્ય કેવી રીતે જોઇ શકે ? સામ સામી લડાઇ શરૂ થઈ અને ગૌરક્ષા અર્થે તે સઘળા સિપાહીઓએ પ્રાણ આપ્યા. બંદાબહાદુરને આ વાતની ખબર પડતાંજ સમસ્ત સેના સાથે ત્યાં જઇ એ ગામનો નાશ કરી નાખ્યો. સાઢોરા નામક પરગણાના હિંદુઓ ત્યાંના મુસલમાન સરદારના અત્યાચારથી ઘણાજ કંટાળ્યા હતા. ઉસ્માનખાંના જુલ્મોની સીમા નહોતી.પોતાની પાપી વૃત્તિને પોષવા તેણે અનેક બહેન દીકરીઓની લજ્જા લૂંટી હતી. મંદિરો તોડાવી મસ્જીદો બંધાવી હતી. તેના ત્રાસને નાબુદ કરવા બંદાબહાદુરની સ્વારી આવી પહોંચી. બંદાનો મુકાબલો કરવા ઉસ્માને અનેક સ્થળેથી મદદ મેળવી માણસો-સૈનિકો એકત્ર કર્યા. સંવત ૧૭૬૪ ના માહ માસમાં ખૂનખાર લઢાઇ થઈ શીખ અને

મુસલમાનો જીવપર આવી યુદ્ધ કરવા લાગ્યા. કોઇને આરામ નહોતો. તીર–તલ્વાર વગેરે અનેક શસ્ત્રો ભયંકર કાર્ય કરવા લાગ્યાં. આ સમયે બહાદુરબંદા છાવણીમાં રહી માળા જપી રહ્યા હતા. આખો દિવસ યુદ્ધ ચાલ્યું. મુસલમાનોનો ધસારો જબરો હતો. રણસૂરા શીખ યોદ્ધાઓ ટપોટપ રણમાં પડતા હતા. આવું જોઈ સરદાર વિનોદસિંહે બંદાબહાદુર પાસે આવી કહ્યું, "આપ યુદ્ધમાં પધારો. આપ અહિં માળા જપો છો અને યુદ્ધમાં શીખવીરો માર્યા જાય છે. આપ..." વિનોદસિંહ વધુ કહે એ પહેલાંજ બંદાબહાદુર ઉભા થયા. ક્રોધથી તેમની આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હોય એમ જણાયું. રૂદ્ર સ્વરૂપ ધારણ કરી બંદાએ રણભૂમિ તરફ પ્રયાણ કર્યું. વીરને જોતાંજ શીખવીરોમાં અપૂર્વ બળનો સંચાર થયો. જય અકાલ કહી વીર યોદ્ધાઓએ શત્રુઓને કાપવા માંડયા. બંદાબહાદુરે પણ પ્રચંડ ધનુષ્ય હાથમાં ધારણ કરી તીર છોડવા માંડયાં. તેમનાં તીર ભયાનક કાળ-રૂપ હતાં. ધનુષ્યથી છૂટેલાં તીર સડસડાટ જતાં અને શત્રુઓને વિદારતાં. એવું એક પણ તીર ખાલી નહોતું જતું કે જેથી શત્રુ જીવતો બચી શકે. શત્રુ સૈન્યમાં હાહાકાર વર્તાયો શીખયોદ્ધાઓના પરાક્રમની સીમા નહોતી. છેવટે શત્રુઓએ ગભરાઈ નાસવા માંડયું. શીખોએ તેમની પાછળ પડી જબરી કત્લ ચલાવી. બે દિવસ સૂધી લૂંટ ચાલી. શીખોએ આખું શહેર ઉજડ કરી નાખ્યું. સરદાર ઉસ્માનખાં કે જેણે બંદાબહાદુરને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી તે પકડાઈ ગયો. તેને એક ઝાડ સાથે બાંધી મારી નાખવામાં આવ્યો. મુસલમાનોએ ગુરૂ-ગોવીંદસિંહ પ્રત્યે આચરેલા અમાનુષી અત્યાચારનો બરાબર બદલો બંદાબહાદુરે આ યુદ્ધમાં લીધો. બંદાએ મુખલીસગઢ કિલ્લાનો સંપૂર્ણ કબજો લઇ વિજયવાવટો ફરકાવ્યો. આ કિલ્લાનું નામ તેણે લોહગઢ

રાખ્યું અને તેમાં પુસ્કળ દારૂગોળો એકત્ર કરી રાખ્યો. સમસ્ત પ્રદેશમાં બંદાબહાદુરની વીરહાક વાગી રહી. શત્રુઓ તેના નામ માત્રથી થરથર કાંપવા લાગ્યા. મુસ્લીમોના અત્યાચારથી ત્રાસેલા હિંદુઓ તેને પોતાનો ઉદ્ધારક અધર્મનો વિનાશક અવતારી પુરૂષ માનવા લાગ્યા. ઘણાં વર્ષે હિન્દુ જનતાએ શાન્તિનો શ્વાસ લીધો. દૂર દૂરથી યુવાનો બંદાના સૈન્યમાં આવી જોડાયા. દિનપ્રતિદિન બંદાની મહત્તા વધતી ગઇ. પ્હાડોમાં છૂપાઈ રહેનારા ચોર–ડાકુ–લુંટારા વગેરે પ્હાડોને ત્યાગી બંદાના સૈન્યમાં જોડાયા. જે મુસલમાનોનો વ્યવસાય હિંદુઓને ડરાવવાનો હતો તેઓ હવે હિંદુઓથી ડરવા લાગ્યા. ભયના માર્યા અનેક મુસલમાનો મોટી ભેટો લઈ બંદાને શરણે આવ્યા. કેટલાક તેમના સૈન્યમાં જોડાયા–કેટલાક શિષ્ય બન્યા. પરંતુ આ આવનારાઓના હૃદય અંદરથી મલીન હતાં. વિશ્વાસઘાત કરવાના સમયની તેઓ રાહ જોતા હતા. આ કારસ્થાની લોકો ઘણા દિવસ બંદાને પાસે રહ્યા. બંદા પણ તેમને વિશ્વાસની નજરે જોઈ પોતાના ખાસ વિશ્વાસુ સમજતો. એક દિવસ સમય સાધી એ કપટી લોકોએ સૂબાને એક પત્ર લખી જણાવ્યું કે " અમે બંદાના વિશ્વાસુ બની તેની પાસે રહ્યા છીએ, પણ સમય મળતાં તેનો નાશ કરી નાખીશું. કપટ સિવાય તેનો અંત આવનાર નથી." આવી મતલબનો પત્ર તૈયાર કરી એક પોલી વાંસની લાકડીમાં નાખ્યો અને તે લઇ એક દૂતને સૂબા તરફ જવા રવાને કર્યો. રસ્તામાં એક ઉંટ ચરાવવા વાળાની ;સાંઢણી ખેતરમાં પડી હતી. ઉંટવાળાએ દૂતની પાસેથી લાકડી માગી. દૂતે આપી. ઉંટવાળાએ લાકડીના એક–બે સપાટા લગાવી હઠે ભરાએલી સાંઢણીને હાંકવા માંડી. દૈવયોગે લાકડી ફાટી અને તેમાંથી પત્ર નીકળ્યો. ઉંટવાળો હિન્દુ હતો. પત્ર વાંચતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ. દૂત

ભયભીત બની ભેદ ફુટી જવાના સમાચાર આપવા ઉતાવળે પગે પાછો ફર્યો. તે પાછો આવી પહોંચે એ પહેલાં તો સાંઢણી સ્વારે પત્ર બંદાને સોંપી દીધો. પત્ર વાંચતાંજ બંદાની આંખ ફાટી. વિશ્વાસઘાતીઓ પ્રત્યે તેને ઘૃણા અને તિરસ્કાર પ્રગટયો. તત્કાળ એક મોટી સભા ભરી સઘળા આશ્રિત મુસલમાનોને બોલાવવામાં આવ્યા. બંદાએ મુખ ગંભીર રાખી તેમને પૂછ્યું, "તમારા શાસ્ત્રમાં વિશ્વાસઘાત કરનારને શું શીક્ષા થાય ?"

સઘળાએ એકે અવાજે જણાવ્યું. "પ્રાણદંડ. વિશ્વાસઘાત કરનાર જીવતો રહી શકે જ નહિ." આવું સાંભળી તરતજ બંદાએ પાસેનો પત્ર તેમની તરફ ફેંકયો. કપટીઓનાં મુખ લેવાઇ ગયાં. પૃથ્વી માર્ગ આપે તો સમાઇ જવાનું વિચારવા લાગ્યા. આંખ્યોમાં અશ્રુઆણી સઘળાએ બંદાની ક્ષમા યાચવા માંડી. બંદાએ થોડીક ક્ષણ કંઇક વિચારી કહ્યું, "જેટલા માણસો આ ડેરામાં પેસી જશે એટલાને છોડી દેવામાં આવશે. અનેક મુસલમાનો ડેરામાં પેસી ગયા. જેને જગા ન મળી તેઓ એક બીજાની ઉપર ચડી બેઠા. સઘળા ભોળવાયા મૃત્યુએ તેમને ભોળવ્યા. બંદાએ સઘળાની કત્લ કરાવી વિશ્વાસઘાતીઓનો અંત આણ્યો. તે સ્થાનનું નામ "કત્લગઢી" રાખવામાં આવ્યું આ પછી બંદાએ દ્રઢ નિશ્ચય કર્યો કે કોઇ પણ મુસલમાનનો વિશ્વાસ કરવો નહિ.

અહીં પ્રશ્ન થાય છે કે બંદાએ આરંભેલું હતું કાર્ય ઉચિત ? આવાં નિર્દય કાર્યોથી મુસલમાનભાઈઓના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન ન થાય ? હિન્દુઓ પણ આવાં કાર્યને અસાચાર–અન્યાયી માને. ગામડાં અને નગરોમાં રહેતા નિર્દોષ મુસલમાનોને વીના અપરાધે મારવા એ એક

ઘોર અત્યાચાર–અન્યાય નહિ તો બીજું શું ? આવી શંકા અને પ્રશ્નો ઉપસ્થિત થાય ત્યારે શાન્તિ અને નીતિના નિયમોને બાજુપર મૂકી ઘડીભર યુદ્ધનીતિ ઉપર પણ વિચાર કરવાની આવશ્યકતા છે.

હાલના શાન્તિના સમયમાં પણ યુદ્ધના નિયમો સાધારણ નૈતિક નિયમો કરતાં સર્વથા ભિન્ન છે. માની લ્યો કે એક માણસ બીજાનો ઘાત કરે તો તે મોટો અપરાધી ગણાય છે; પરંતુ જ્યારે હજારો માણસોનું સૈન્ય બીજી એટલી જ સંખ્યાના માણસો સાથે યુદ્ધમાં તેમને છુંદી–મારી નાખે છે ત્યારે તે મનુષ્ય વધ વીરતાના નામમાં ફેરવાઈ જાય છે અને વધારે સંહાર કરવા વાળાને “ વીરની પદવી ” અને જાગીરો આપવામાં આવે છે. આથી બીજાઓ તેના જેવા વીર થવાના પ્રયત્નો કરે. એક ઘરને બાળી નાખવું એ મહાપાપ છે; પરંતુ લડાઈ સમયે ગામનાં ગામ અને નગરોનાં નગર બાળી નાખવા અનુ-ચિત નથી ગણાતું. જે સમયની આ વાત ચાલે છે તે કાળમાં તો લૂંટફાટ–ખૂન અને અંધાધુંધીનું સામ્રાજ્ય ચાલતું હતું. એ સમયે ભારતવર્ષ અને અન્ય દેશોમાં જેટલાં રાજ્યો હતાં તેનો નિર્વાહ બહુધા લૂંટફાટ ઉપર જ હતો. આરંભમાં લૂંટફાટ એક જાતનો કર સમજાય છે કે જે વિજેતા પોતાના શારીરીક બળથી પરાજીત લોકો પાસેથી વસુલ કરે છે; અને એ વસુલ કરેલું–લૂંટેલું ધન પોતાના સાથીઓ સૈનિકોને વ્હેંચી આપી તેઓને ખુશ રાખી રાજ્ય સ્થાપિત કરે છે. મુસલમાન રાજ્યકર્તાઓનું સાસન કેવળ આવા શારિરીક બળ ઉપર હતું. જેમ લોઢાને લોઢુંજ કાપી શકે છે તેમ બંદા બહા-દુરે એવાં અત્યાચારી રાજ્યનો સમૂળો નાશ કરી પોતાનું રાજ્ય સ્થાપવાને માટે એવાંજ સાધનનો ઉપયોગ કર્યો.

લૂંટફાટ એ એવી લાલચ હતી કે જેથી લૂંટારાઓ બંદાના સૈન્યમાં જોડાયા. દેશમાં એ વખતે સાધારણ રીવાજ હતો કે લૂંટારાનો નાયક તેનાં માણસો સાથે ગામ લૂંટતો અને એ લૂંટ વડે સૈન્યમાં ભરતી કરતો અને પછી કોઈ ગામ અગર કિલ્લાને સર કરી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપતો. જફરખાં અને હૈદરઅલ્લીએ આજ રીતે રાજ્ય સ્થાપ્યાં હતાં. કેટલાક રજપૂતો અને જાટોએ પણ પોતાનાં રાજ્યો આવી રીતે જ કાયમ કર્યા હતાં. જો ખરેખરી રીતે અને નિષ્પક્ષપાત રીતે ઇતીહાસનું નિરિક્ષણ કરવામાં આવે તો એ વખતે જેટલાં રાજ્યો હતાં તેનો આરંભ આવી રીતે જ થયો હતો. એંગ્લો સેકશન લોક કેવળ સમુદ્રનાજ લૂંટારા હતા અને એ લૂંટારાઓએ બ્રીટાનીયાની અસલી આબાદીને નષ્ટ કરી દેશને પોતાનો કરી લીધો.

બંદાની સાથે ફક્ત લૂંટારાજ ન હતા; પણ અનેક ઉચ્ચ હિંદુઓ ધર્મ રક્ષાર્થે યુદ્ધમાં જોડાયા હતા. બંદાની ઇચ્છા લૂંટફાટ કરી કેવળ ધન મેળવવાની નહતી પણ તેની હાર્દીક ઇચ્છા તો નિર્માલ્ય બનેલી હિન્દુ જાતીની રક્ષા કરવાની હતી. આ કારણને લઇને જ બંદાના સૈન્યમાં અનેક હિન્દુઓ જોડાયા હતા. લૂંટારાઓનો પણ ઉદ્ધાર કરવો એવી બંદાબહાદુરની ઇચ્છા હતી. હિન્દુઓની નજરે બંદાબહાદુર ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ હતો. ગાય–બ્રાહ્મણ હિન્દુઓના પ્રાણ હતા, તેમની રક્ષા–સેવા એ પ્રત્યેક હિંદુનો ધર્મ ગણાતો. બંદા બહાદુર આ સમયે હિન્દુઓનો મહાન રક્ષક ઉદ્ધાર મનાતો.

૫

હિન્દુજનતા બંદાબહાદુરને પ્રભુનો અવતાર માનવા લાગી. બંદામાં એવીઅદ્‌ભૂત શકિત હતી કે જેથા તે જ્યાં જતો ત્યાં વિજય પ્રાપ્ત થતો. છતબનો અથવા વલોડ ગામના બ્રાહ્મણો ત્યાંના મુસલ-

માનોના અત્યાચારથી ત્રાસી ગયા હતા. સઘળા એકઠા થઇ બંદાની પાસે આવી પ્રાર્થના કરવા લાગ્યા કે, “ મહારાજ ! અમારી રક્ષા કરો. મુસલમાનોના જુલ્મ અમારાથી હવે સહન થતા: નથી. અમારૂં ધન લુંટી જાય છે. અમારી વહુ-દીકરીઓને બળાત્કારે ઉપાડી જાય છે. ગૌહત્યાઓ કરી કુવાનાં નિર્મળ જળ ગાયોના લોહીથી અપવિત્ર બનાવે છે. દયાના સાગર ! હવે હદ આવી રહી છે. અમે આપના શરણમાં આવ્યા છીએ” વગેરે કરૂણ વર્તાત સાંભળી બંદાના ક્રોધનો પાર રહ્યો નહિ. તરતજ સૈનિકોને ત્યાં મોકલવામાં આવ્યા, શીખવીરોએ પાપાત્માઓની બરાબર ખબર લીધી. બંદાબહાદુર પણ ત્યાં જઈ પહોંચ્યા. અત્યાચારીઓને નિર્મૂળ કરી બંદાએ ત્યાં એક મોટી સભા ભરી. આ સ્થાને પ્રથમવાર તેણે દરેકને જુદાં-જુદાં કાર્ય કરવાની વ્હેંચણી કરી. ફતેહસિંહ નામક સરદારને સેના નાયક બનાવ્યો બાજસિંહને સઘળા ખજાનાનો અધિકારી નીમ્યો. વિનોદસિંહ અને કર્ણસિંહને પણ મોટા અધીકારીઓ બનાવ્યા.

માઝાના શીખલોકો બંદાને મદદ કરવાની તૈયારી કરતા હતા. આ મદદને રોકવા સરહિન્દના સૂબાએ બે સરદારોને પાંચ હજાર સૈનિકો અને કેટલીક તોપો સાથે એ તરફ રવાના કર્યા. રોપડ નામક સ્થાન આગળ શીખોનો અને તેમનો મેળાપ થયો. ભયાનક સંગ્રામ શરૂ થયો; પણ અંતે સૂબાના સૈન્યને માર ખાઈ પાછા હઠવું પડયું. આ યુદ્ધમાં પુષ્કળ દારૂ ગોળો શીખોના હાથમાં આવ્યો. આ અરસામાંજ શીખોને કાશ્મીરી રસાલાની મદદ આવી મળી. સૂબાના સૈનિકો મરણીયા થઇને લડતા હતા. આ લડાઈમાં ખીજરખાં ફોજદાર અને બીજા કેટલાક સરદારો માર્યા ગયા. મુસ્લીમ સૈનિકો સુરક્ષિત સ્થાને પહોંચવા ઝડપથી પાછા હઠતા હતાં, પરાજયના સમા-

ચાર સૂબાને મળતાં તરતજ બીજું તાજુ સૈન્ય મદદે મોકલવામાં આવ્યું. ખરા અણીના સમયે પાછા હઠતા સૈનિકોને આ નવા સૈન્યની મદદ મળી, શીખ સેના કરતાં મુસલમાન સેના મોટી હતી દારૂગોળો અને બીજા સાધનો પણ પુશ્કળ હતાં. શીખ સેના સંખ્યામાં નાની અને લડાઇથી થાકેલી હતી. બંદાબહાદુર દિર્ઘદ્રષ્ટિ વાપરી આ સમયે પાછો હઠયો; અને સુરક્ષિત સ્થાને જઇ તેણે લડાઈની પૂર્ણ તૈયારી કરવા માંડી. આ વખતે તેને એક મોટા જબરજસ્ત સૈન્યની સાથે લડવાનું હતું. આ સ્થાનેજ ગુરૂગોવીંદસિંહનાં નાનાં બાળકોને જીવતાં ભીંતમાં ચણી લેવામાં આવ્યાં હતાં. બંદાના હૃદયમાં વૈરની વસૂલાત કરવાનો અગ્નિ ધુંધવાઇ રહ્યો હતો. ગુરૂપુત્રોના કરૂણ મૃત્યુ સમયની ઘટનાનો ઉલ્લેખ કરી બંદાએ સમસ્ત શીખ જનતાને જાહેર કર્યું કે "વૈર લેવાનો સમય હવે આવી પહોંચ્યો છે, નામર્દ બનીને જે ઘરમાં ભરાઈ રહેશે તેને અપકીર્તિ સાથે મહાન પાપના ભોક્તા થવું પડશે. શીખ બહાદુર છે. શીખ લડાઇ સમયે ઘરના ખૂણે ભરાઈ શીખ નામને લજાવશે નહિ. વીરબનીને બહાર પડો, ખૂબ લડો અને ગુરૂપુત્રોના વૈરની વસૂલાત કરો." બંદાની આજ્ઞાથી અનેક શીખો દોડી આવી સૈન્યમાં જોડાયાં. કહેવાય છે કે આ વખતે બંદાની પાસે આઠ હજારનું પાયદળ અને ચાર હજારનું હયદળ થયું હતું. ગુરૂગોવીંદસિંહ પ્રત્યે ગુજરેલા જુલ્મો અને ગુરૂ પુત્રોનાં કરૂણ મૃત્યુનું વૈર લેવાને શીખ યોદ્ધા આતુર બની રહ્યા. સૂબેદારે પણ તૈયારી કરવામાં કંઇ બાકી ન રાખ્યું સંવત ૧૭૬૫ના જેઠ માસના પ્રખર તાપના એક દિવસે બન્ને સેનાઓનો ભેટો થયો. તુમુલ યુદ્ધ શરૂ થયું. તોપ બંદુકોના ધ્વનિથી ગગન ગાજી રહ્યું. ધરણી ધ્રુજવા લાગી. શોણિતની સરીતા શરૂ થઇ. અસંખ્ય સૈનિકોનાં અને ઘોડાઓનાં શબ ઠોકરે ચઢવા લાગ્યાં. નવાબના સૈનિકો પાસે

યુદ્ધની સામગ્રી પૂષ્કળ હતી. ધનુષ્યની લઢાઇમાં શીખ યોદ્ધાઓ પ્રવિણ બહાદુર હતા, પરંતુ તેમની પાસે તોપો નહોતી. તોપોનો માર શીખ યોદ્ધાઓ સહન કરી શકયા નહિ સૈનિકોમાં ભંગાણ પડયું. સરદારોએ ભાગતા સૈનિકોની અટકાવી મોટા અવાજે કહેવા માંડયું. " કાયરોની માફક યુધ્ધમાંથી શા માટે ભાગો છો? શું તમે પૈસાની લૂંટ અને મોજ મજાહ માટે એકઠા થયા હતા? ઈતીહાસમાં તમારાં નામ નામર્દ તરીકે લખાશે." વગેરે શૌર્યોતેજક શબ્દો સાંભળી શીખ યોદ્ધાએ નાસતા અટકયા અને સત્ શ્રી અકાલની ગર્જના કરી પુનઃ શત્રુઓ પર તૂટી પડયા. શત્રુ સૈનિકો તોપોમાંથી ધગ ધગતા અગ્નિગોળા ફેંકતા હતા. આકાશ ધૂમાચ્છાદિત્ થઇ ગયું હતું. સત્ શ્રી અકાલ અને અલ્લા હો અકબરના નાદોથી રણ મેદાન ધમધમી રહ્યું હતું. તોપ–બંદુકોના મારા આગળ કયાં સૂધી ટકી શકાય? પુનઃ શીખ સૈનિકોએ પાછા હઠવા માંડયું. આ સમયે બંદા બહાદુર ત્રણ માઇલ દૂર ઉભા રહી યુદ્ધ રંગ અવલોકતા હતા. તેમને સમાચાર મળ્યા કે સૈનિકો પાછા હઠે છે. આ યુદ્ધના પરીણામ ઉપર બંદાનો ભાવી કાર્યક્રમ અવલંબી રહ્યો હતો. બાહાદુર બંદા તત્કાળ ઘોડે સ્વાર થઇ રણમયદાનમાં આવી પહોંચ્યા. પાછા હઠતા શીખોમાં નવ ચેતન આવ્યું. બંદાએ શત્રુ સૈન્ય પર તીરોનો વરસાદ વરસાવવા માંડયો. બંદાનાં તીર અદ્ભુત ભયંકર હતાં તેમાં તોપના ગોળાનો મુકાબલો કરવાની શકિત હતી. તોપો ચલાવનાર તમામ સૈનિકો બંદા બહાદુરના તીરોનો ભોગ થઈ ધરણી પર ઢળ્યા. બંદાએ અને તેમના સૈનિકોએ આ સમયે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. તીર ખુટતાં બંદાએ તલ્વાર ખેંચી શત્રુઓ તરફ ધસારો કર્યો. સૈનિકોએ પણ તેમનું અનુકરણ કર્યું. ભયાનક ભાસતા બંદાએ શત્રુઓનો સંહાર કરવા માંડયો. એવામાંજ હાથી ઉપર બેઠેલો

સૂબેદાર વજીરખાં બંદાની નજરે પડયો. બંદાએ ભિષણ ગર્જના યુકત સ્વરે વજીરખાંને ઉદ્દેશી કહ્યું, "નિરપરાધિ લોકોને મારવા-મરાવવામાં મગરૂર બનનાર સૂબેદાર! પાછા કેમ હઠો છો? હાથમાં તલ્વાર પકડો અને મારી સામે આવો. આપણે એક બીજાને અજમાવી લઇએ. નાહક નિરપરાધિઓનો શું કરવા નાશ કરાવો છો? આપણે બન્ને હાર જીતના ખેલ ખેલી જોઇએ? શા માટે હાથીની અંબાડીમાં છૂપાયા છો? નીચે તો ઉતરો. વૈરનો બદલો લેવા હું ઘણે દૂરથી ચાલી આવ્યો છું." વગેરે અનેક વાકયો ઉચ્ચારી બંદાએ વજીરખાંને યુદ્ધનું આવ્હાન કર્યું, પણ વજીરખાં એ વીરની સામે યુદ્ધમાં ઉતરવાની હિંમત કે સાહસ ન કરી શકયો. શીખ સૈનિકો કાળ રૂપ બન્યા હતા. બંદાએ યમ સ્વરૂપ ધારણ કર્યું હોય એમ જણાતું હતું. બંદાના નામ માત્રથી શત્રુઓ કાંપવા લાગ્યા. શત્રુ સૈન્યમાં ભંગાણ પડયું. વજીરખાંના હાથીએ પણ નાસવા માંડયું, પણ તત્કાળ તેને બંધિવાન બનાવી દીધો. સૂબેદારનું સૈન્ય નાશી છૂટયું. વિજયી બંદાએ સૈનિકો સાથે નગરમાં પ્રવેશ કર્યો. નિયમ મુજબ સૈનિકોએ લૂંટફાટ શરૂ કરી. અનેક નિર્દોષ માણસોનાં રક્તથી ત્યાંની ભૂમિ રંગાઇ ગઈ. કિલ્લામાં પ્રવેશી બંદાએ વજીરખાંને પોતાની સમક્ષ લાવવાની આજ્ઞા કરી. સિપાહીઓ તેને લઈ આવ્યા. બંદાએ કહ્યું "સૂબેદાર સાહેબ! તમારા હાથે ઘણાંજ કાળાં કામ થયાં છે. માટે હાથે કરેલું તમે હાથેજ ભોગવો" આટલું બોલી બંદાએ તેનો નાશ કરવાની આજ્ઞા આપી. સૈનિકોએ તેને શહેરમાં ફેરવી અગ્નિમાં જીવતો ને જીવતો બાળી મૂકયો. આ પછી તેના દિવાન સુચ્ચાનંદને તેના કુટુંબ સહિત બંદાની સમક્ષ હાજર કરવામાં આવ્યો. બંદાએ તેને ઉદ્દેશી કહ્યું, "તમારો જન્મ હિન્દુના ઘરમાં થયો છે. તમે હિંદુ થઇ ન કરવાનાં કાળાં કામ કર્યાં છે.

દિવાનગીરીના સ્વાર્થથી અંધ બની તમે એક હિંદુધર્મ ઉદ્ધારક મહાત્માને બહુ દુ:ખ દીધું છે. તમારી દિવાની અત્યારે કયાં છે ? તમે હિંદુ કંટક છો. કરેલાં કાળાં કર્મનો બદલો તમને આ સમયે બરાબર મળશે અને મૃત્યુ પછી પણ ઇશ્વરના દરબારમાં દુ:ખ અને ફીટકાર પ્રાપ્ત થશે." આટલું કહી બંદાએ દિવાનનો વધ કરવાની આજ્ઞા આપી. દિવાનનો વધ થયો. તેના કુટુંબને નગરમાંથી હાંકી કાઢવામાં આવ્યું. આ પછી બંદાની આજ્ઞાથી સૈનિકોએ નગરનાં તમામ મકાનો–ઘર જમીન દોસ્ત કરી નાખ્યાં. નગર વેરાન બન્યું. નગરમાં ન એક મસ્જીદ બાકી રહી કે ન એક મકરબો. આ પછી બંદાએ આખા ઇલાકાના તમામ અધીકારીઓને દૂર કરી તેમની જગાઓ પર હિન્દુઓને નીમ્યા. મુસલમાનોની તમામ જાગીરો–જમીનો જપ્ત કરી. મુસલમાનો ભયથી ધ્રુજવા લાગ્યા. તેમણે દિલ્હીના બાદશાહને સર્વ સમાચાર લખતાં જણાવ્યું કે "બંદા ભયંકર છે. ભૂતોનો સરદાર હોવાથી તેને તમામ ભૂતોને પોતાના સ્વાધિન કર્યા છે આ બંદાના બળનો મુકાબલો થઈ શકે એમ નથી. થોડા દિવસોમાં આપનું દિલ્હી પણ તેના હાથમાં જશે." આવા દુ:ખદ સમાચારથી બાદશાહ પણ ભયભીત બની ચિંતામાં પડયો. બંદાએ આગળ કુચ શરૂ કરી. રસ્તામાં આવતા રાહુ નામક સ્થાનને કબજે કરી ત્યાંના બધા દેશદ્રોહીઓને કેદ કર્યા. ત્યાંથી આગળ વધતાં પામલ આવ્યું. ત્યાંના અધીકારી ખાનમહમદે વીરતા પૂર્વક બંદાનો સામનો કર્યો; પણ બંદાના પ્રચંડ બળ આગળ તે ટકી શકયો નહિ. ખાનમહમદ બંદાના તીરથી મરણ પામ્યો. અહિંથી માલેરકોટડા પર ચઢાઇ કરી. ત્યાંનો સરદાર ગુલમહમદખાંન જીવ બચાવવા નાશી છૂટયો. આ સ્થળે કિશનદાસ નામે એક વાણીયો રહેતો હતો. આ વણીક

પ્રથમ બંદાની પાસે રહેલો હતો. તેની વિનંતિથી બંદાએ ફક્ત બે લાખ રૂપીઆ લઈ નગરને કંઇપણ નુકશાન કર્યું નહિ. રૂપીઆ સૈનિકોમાં વ્હેંચી દીધા. આ પછી બંદાએ રાહકોટ અને જીગરાંવને પોતાના અધિકાર નીચે લીધા. રાહકોટનો અધિકારી કાલારાય ભેટ સમર્પણ કરી બંદાને આવી મળ્યો. અહિંથી નીકળી મલવારા અને તાલવંડી થઈ લુધીઆના આવી છાવણી નાખી. થોડા દિવસ પછી બંદાએ દોઆબ તરફ દષ્ટિ ફેંકી. ત્યાંનો અધીકારી પલાયન કરી ગયો. શત્રુઓમાંના અનેકોએ ભેટ સમર્પી ક્ષમા પ્રાર્થી. ફગવાડાના સરદાર ચુહડમલ અને જાલંધરનો નવાબ ભેટ લઈ બંદાના આશ્રયે આવ્યા. આ પછી શીખ સૈન્ય માઝા ઉપર ઉલટયું. ત્યાંના પ્રજાજનોએ પૂર્ણ આનંદથી બંદાની આધિનતા સ્વિકારી. સુરસિંહ, પટ્ટી, ઝાપાલ અલગોં-ખેમકર્ણ અને ચૂડીયાં વગેરે બધાં તાબે થયાં. વ્યાસ અને રાવી નદીની વચ્ચેનો તમામ પ્રદેશ બંદાના અધિકાર નીચે આવી ગયો. આ પછી બંદાએ દાંડી પીટાવી જાહેર કર્યું કે “ હિન્દુ રાજ્યની સ્થાપના થઇ ચૂકી છે; માટે હવેથી કોઇએ દિલ્હીના બાદશાહને અને તેમના નામથી કર આપવો નહિ.” આ બધા કાર્યથી પરવારી બંદાએ હોશીયારપૂરમાં છાવણી નાખી, અને આખો પ્રદેશ અધિકારીઓ વચ્ચે વ્હેંચી દેવામાં આવ્યો. પોતે તો સ્વાર્થ રહીત સન્યાસીજ રહ્યો. એવામાં બઝવાડાના નવાબ શમ્સખાંએ શીખોને હેરાન કરવા માંડયા. આ સાંભળી બંદાએ શીખ સૈન્ય મોકલી તેને નસાડી મૂકયો. આ એકજ વિજયથી યમુના અને સતલજ નદી વચ્ચેના સઘળા પ્રદેશ બંદાના અધિકાર નીચે આવ્યા. આ પ્રદેશ પણ તેણે શીખ સરદારોમાં વ્હેંચી આપ્યો. કરનાલ અને પાણીપત બાબા વિનોદસિંહને આપવામાં આવ્યા. બાજસિંહ કે જે મીસરપુર પટ્ટી ( અમૃ-

તસર) ના રહીશ હતા અને બંદાની સાથે નાદેરથી આવ્યા હતા તેમને સરહિન્દના સૂબેદાર નીમવામાં આવ્યા. આ પછી સરદાર ફતેસિંહ આખા પ્રલાકાને તાબે કરવા નીકળ્યો. દિલ્હી અને લાહોરનો રસ્તો બિલ્કુલ બંધ કરવામાં આવ્યો. કરનાલથી તલવંડી–હિસાર–ઝાંશી –તરાવડી–કૈથલ–જીંદ–સરસા–ફીરોજપુર–ચૂનીઆં–કસુર–જાલંધર–દોઆબ–માઝા–પઠાનકોટ અને કાંગડા સુધીનો સમસ્ત પ્રદેશ તેના તાબામાં આવી ગયો. આ પ્રમાણે એ મોટા પ્રલાકા–પ્રદેશપર હિન્દુઓની હકુમત ચાલવા માંડી. હજારો હિન્દુઓ સૈન્યમાં જોડાયા. બંદાના અનેક ચમત્કારોની વાતો ચર્ચાવા લાગી. બંદા દેવ છે–હિન્દુઓનો ઉદ્ધારક છે એવી માન્યતા સર્વત્ર પ્રચલિત થઇ પડી. હિંદુઓનો આદર અને ભકિત વધવા લાગ્યાં. ગુરૂગોવીંદસિંહનો આદેશ હતો કે બંદાએ ગુરૂપદ સ્વિકારવું નહિ–ગુરૂ થવું નહિ, છતાં ભાવ અને ભકિત ઘેલા હિંદુઓએ બંદાને ગુરૂ તરીકે સ્વિકારી ગુરૂ નામથી સંબોધવા લાગ્યા. મહત્વનું ખરૂં રહસ્ય સાફલ્યતામાં છે. સાધારણ માણસો જ્યારે એક મનુષ્યને માટે ઘણું સન્માન ધરાવે છે ત્યારે તે મનુષ્ય વાસ્તવિક રીતે મહાન થાય છે. સફળતાની ચાવી એ સ્વયં સફળતા જ છે. સંસારમાં સફળ થવાને માટે સાફલ્ય જ સૌથી મોટું શસ્ત્ર છે. જો મનુષ્ય સફળ થાય છે તો તેના અવગુણો પણ ગુણોની માફક શોભાસ્પદ થાય છે; અને જો અસફળતા પ્રાપ્ત થાય તો બધા ગુણો અવગુણોની ગણતરીમાં ગણાય છે. સફળતાના કારણેજ આજે વોશીંગ્ટન અમેરીકામાં ઉદ્ધારક દેવ તરીકે મનાય છે. જો તે તેના કાર્યમાં સફળ થયો ન હોત તો તે દેશદ્રોહી કહેવાત અને તેનું જીવન અવગુણની માળા રૂપ થઈ પડત. કાર્યની સાફલ્યતાનો મુગટ જો શીવાજી મહારાજના શીરપર ન વિરાજ્યો હોત તો આજે તેની ગણના એક લૂંટારામાંજ ગણાત.

બંદા બહાદુરની તીરંદાજીના પ્રતાપે મુસલમાનોમાં ઘણોજ ભય ફેલાયો હતો. જનતામાં એવી વાત પ્રચલિત થઇ ચૂકી હતી કે " બંદા ઘણોજ બળવાન છે. તેણે ભૂત-પ્રેતોને વશ કર્યાં છે કે જેથી તેના ધનુષ્યમાંથી છૂટતાં તીરો સીધે સીધાં જઇ શત્રુ સૈન્યના મુખ્ય સરદારોને જ મારે છે. આ માન્યતાથી મુસ્લીમ સેનાનીઓ ઘણા ભયભીત થતા અને જીવ બચાવવા લશ્કરની પાછળ રહેતા. બંદાની લઢાઈની રીત કોમળ હૃદયના હિન્દુઓને સારી લાગતી નહિ; પરંતુ સખ્ત રીતી-નીતિનું કારણ એ હતું કે બંદાને જેઓની સાથે રણ સંગ્રામ ખેલવા પડયા; તેઓના હૃદયમાં સારા-ખોટાનો ખ્યાલ સરખો પણ નહોતો. તેઓ અત્યાચારી હતા. ગુરૂતેગબહાદુર જેવા વૃદ્ધ પુરૂષની હત્યા તેઓના હાથે થઈ હતી. ગુરૂ ગોવીંદસિંહનાં કુમળાં બાળકોને તેઓની આજ્ઞાથી જ જીવતાં જીવત દિવાલમાં ચણી લેવામાં આવ્યાં હતાં. બાળક હકીકતરાયનો શું અપરાધ હતો? પોતાના સહાધ્યાયીઓ સાથેની વાત " હું ઉંચો ને તું નીચો." એ વાતની મુસલમાન છોકરાઓએ મોલવી પાસે ફરીયાદ કરી. આ નાની સરખી વાતનો મુકદ્દમો ન્યાયાલયમાં મોકલવામાં આવ્યો. કાજીઓએ ઈન્સાફ આપ્યો કે " હકીકતે મુસલમાન થઇ જવું, નહિ તો મારી નાખવામાં આવશે. " હકીકત બાળક હતો, તેણે આનંદથી મૃત્યુનો દંડ સ્વિકાર્યો. હિંદુઓમાં હાહાકાર વર્તાયો; પણ તે સમયે હિન્દુઓની કોઈને પરવાહ કે દરકાર હતી જ નહિ. હિંદુઓપર ત્રાસ-અત્યાચારના પ્હાડ તૂટયા હતા. દુઃખીયાંનો વિસામો નિઃશ્વાસ અને શ્રી રામ.

૬

બે વર્ષ જેટલા ટુંક સમયમાં બંદાબહાદુરે ફકત પોતાની ધનુર્વિદ્યાના બળે પંજાબના એક મોટા ભાગ પર પોતાનો અધિકાર સ્થાપિત કરી

દીધો. નાલાગઢ–નાહન–ખલોર વગેરેના રાજાઓની પાસેથી ભેટો લઈ તેઓને પોતાને આશ્રિત બનાવ્યા. બંદા આ વર્ષે અમૃતસર ગયા અને દરબાર સાહેબને પુષ્કળ રૂપીઆ અને જવાહીર સમર્પણ કર્યું. બંદાએ આ સ્થળે એક નાનો દરબાર ભરી શીખ યોદ્ધાઓનાં પરાક્રમોની પ્રશંસા કરી અને પરાક્રમશાળી યોદ્ધાઓને ઈનામો આપ્યાં. એમ કહેવાય છે કે આ સમયે બંદાએ એક રાજરમત ખેલી. તેમણે જાહેર કર્યું કે જેઓ શીખ થશે તેઓ પાસેથી વિજયબાદ કર લેવામાં આવશે નહિ. આ સાંભળીને અનેક અન્ય ધર્મીઓ શીખ સંપ્રદાય સ્વિકારી શીખ સૈન્યમાં સામેલ થયા. પરીણામે બંદાની પાસે એક મોટું જબરજસ્ત સૈન્ય એકત્ર થયું. બંદાના રાજ્યની સીમા એક બાજુએ યમુના નદી સુધી અને બીજી બાજુએ રાવી નદી સૂધી પહોંચી. બંદા એક સમર્થ સાધુ પુરૂષ હતો. તેના જેવો સમર્થ વીર ભારતવર્ષમાં કદી થયો ન્હોતો. જ્યારે બંદાબહાદુર થોડા દિવસની વિશ્રાન્તિને માટે પર્વત પ્રદેશમાં જતા ત્યારે મુસલમાનો પાછા જાગૃત થઇ શીખોને ત્રાસ આપતા, શીખો પણ શત્રુઓથી ત્રાસી દૂર ભાગતા. આ સ્થિતિની ખબર થતાં જ બંદાબહાદુર તરત જ પાછા ફરતા અને તેની સાથે જ શત્રુઓ અદશ્ય થતા. આ કાળ–સમય અજ્ઞાનતાનો હતો. પાખંડ અને વ્હેમની વૃદ્ધિ થઈ રહી હતી. મુસલમાનો દેવ–પરી–જીન ભૂત વગેરેના અસ્તિત્વમાં અને તેઓ મંત્ર–તંત્ર–જંત્ર દ્વારા વશ થાય છે એમ માનતા. બંદાની ધનુર્વિદ્યાની પ્રચંડ–અદ્દભૂત શક્તિ જીનભૂત વગેરેના કારણે જ છે એવી શત્રુઓની દ્રઢ માન્યતા થઈ પડી હતી. બંદા ધનુષ્યબાણ ધારણ કરી રણભૂમિમાં પગ મૂકતો કે તરત જ શત્રુ સૈનિકોનાં હાજાં ગગડી જતાં. તેના આગમનથી શીખ યોદ્ધાઓમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપતો અને પૂર્ણ પરાક્રમથી રણરંગ ખેલાતો.

પૂર્ણું પરાક્રમશાળી બંદાબહાદુર પંજાબમાં પોતાની વીરહાક વગાડી રહ્યો હતો; તે સમયે ભારતના દક્ષિણ પ્રદેશમાં વીર શીવાજી પછીના પેશ્વા પણ મોગલ રાજ્યનો વિનાશ કરવા યુદ્ધ આદરી રહ્યા હતા. પેશ્વાના વડા બાજીરાવે જણાવી દીધું કે "વૃક્ષના મૂળનો ઉચ્છેદ કરો; ડાળીઓ તેની મેળે તૂટી પડશે. મોગલ રાજ્યનાં મૂળ હવે સડવા માંડયાં હતાં. અતીશય વૈભવ–એશઆરામ અને પ્રબળ શત્રુઓના હલ્લાથી મોગલ સલ્તનત ડગમગવા લાગી હતી. મૂળ સડતાં ડાળીઓ તૂટવા માંડી. આ તકનો લાભ બંદાએ બરાબર લીધો. હિંદુ જનતામાં બંદાબહાદુર મહાન અવતાર રૂપ મનાતા. તેઓ અનેક યુદ્ધોના વિજેતા હતા, અઢળક ધન ભંડારો તેમના પગ તળે રેલાતા પરંતુ તેઓશ્રીતો છેવટ સૂધી એક સંત જ રહ્યા. પોતાનો સાધુવેશ તેમણે કદીએ ત્યજ્યો નહોતો. ઘણી વખત તો પ્રચંડ યુદ્ધ સમયે પણ તેઓ ધ્યાન–ભક્તિમાં લીન રહેતા. વળી જ્યારે રાજ્ય કરવાનો વખત આવ્યો ત્યારે જીતાએલો તમામ પ્રદેશ તેમણે શીખ સરદારોમાં વ્હેંચી આપ્યો. આથી જ હિન્દુ જનતા તેમને અવતારરૂપ માનતી. કમળપત્ર જળમાં રહેવા છતાં તેની પર જેમ જળની અસર થતી નથી તેમ બંદાબહાદુર સંસારમાં રાજ્ય વૈભવમાં રહેવા છતાં એક વૈરાગી જ રહ્યા. પંજાબના હિન્દુઓ માટે તો બંદાબહાદુર એક ઉદ્ધારક અવતાર સમાન હતા. પરંતુ પર્વત પ્રદેશના હિન્દુ રાજાઓ ઉપર સમય પરિવર્તનનો તલ માત્ર પણ પ્રભાવ પડયો નહોતો. સાધારણ રીતે મનુષ્યો જુની રૂઢીઓને અનુસરે છે અને તેમાંએ આ દેશમાં તો લોકોનો એ સ્વભાવિક રોગ છે. મુસલમાનોના આક્રમણોનો પ્રભાવ પ્હાડો ઉપરનાં રાજ્યો ઉપર પડયો નહોતો. શત્રુસેનાને પ્હાડોમાં યુદ્ધ કરવા જવું–આવવું ઘણું કઠિન હતું. આ કારણથી જ પર્વતોમાંના હિંદુ રાજા

મુસલમાનોના ત્રાસ–હલ્લાથી સુરક્ષિત રહ્યા હતા. પોતપોતાનું સંભાળવાની સ્વાર્થનીતિને વળગી રહેલા એ રાજાઓ મુસલમાનોથી પીડાતી હિંદુ પ્રજાની રક્ષા કરવા પ્રત્યે પણ બેદરકાર રહ્યા. હિંદુ જનતા પ્રત્યે ગુજરતા ગજબનાક જુલ્મો શાન્તિથી અવલોકી રહ્યા. ત્રાસ–અત્યાચારથી પીડાતી પ્રજા એ રાજાઓની મદદની સ્હાયની ઇચ્છા–આશા રાખી રહી હતી; પણ એ આશા–ઇચ્છા છેવટ સુધી નિષ્ફળ નીવડી! ગુરૂગોવીંદસિંહે પણ આ રાજાઓની સ્હાય માગી હતી; પરંતુ સ્વાર્થના કારણે પોતાનો ધર્મ–જ્ઞાન વગેરે ભૂલેલા એ ભૂપતિઓ ગુરૂના સ્હાયક થવાને બદલે શત્રુ રૂપ બન્યા હતા.

બંદાબહાદુરે પંજાબપર સર્વોપરી અધિકાર જમાવ્યો હતો. બંદાને આશા હતી કે પ્હાડના હિંદુ રાજાઓ અવશ્ય મદદગાર થશે. બંદાની ઇચ્છા હતી કે તેઓની સાથે મળી પંજાબમાંથી મુસ્લીમ રાજ્યનો અંત આણી શકાશે. પરંતુ બંદાની આશા અને ઇચ્છા છેવટે નિશ્ફળ નીવડી, પ્હાડના રાજાઓની આંખે સ્વાર્થનાં પડળ વળ્યાં હતાં. તેમણે બંદાના કાર્યમાં કંઈ પણ મદદ આપી નહિ.

અજમેરચંદ નામના એક રાજાએ ગુરૂ ગોવીંદસિંહનો વિરોધ કર્યો હતો. બંદાએ તેને એક શુભ શીખામણનો પત્ર લખ્યો. સત્તાના મદમાં મદાંધ થયેલા રાજાએ પત્રનો પ્રત્યુત્તર તોછડાઈથી વાળતાં જણાવ્યું કે "જેવો ગુરૂગોવીંદસિંહને ભગાડયો તેવો તને પણ આખરે નસાડવામાં આવશે."

એક હિંદુ રાજાના આવા પત્રથી બંદાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે તત્કાળ ચઢાઈ લઈ જવાની તૈયારી કરી. રાજા અજમેરચંદની મદદે પ્હાડના ઘણા રાજાઓ આવ્યા.

પ્રચંડ યુદ્ધ શરૂ થયું. દેશદ્રોહીઓને–ધર્મદ્રોહીઓને બરાબર શિક્ષા કરવા અને ગુરૂગોવીંદસિંહ પ્રત્યે ચલાવેલા અપમાન કારક કૃત્યનો યોગ્ય બદલો આપવા શીખવીરોએ અદ્દભૂત રણકૌશલ્ય બતાવી તમામ રાજાઓને ભયથી ધ્રુજાવી મૂકયા. લોહીની સરીતા વહેવા માંડી. શીખ યોદ્ધાઓ રૂદ્રરૂપ ધારણ કરી હિંદુ કુલાંગાર રાજાઓના સૈનિકોને ઘાસની માફક કાપવા લાગ્યા. શત્રુઓના ઘણા સૈનિકોનો ઘાણ નીકળી ગયો. રાજાઓ–સેનાપતિઓ અને સૈનિકો જીવ બચાવવા ફાવે એમ નાશી છૂટયા. બંદાના સૈનિકોએ કિલ્લાની દિવાલ તોડી નગરનો કબજો મેળવ્યો. ધર્મવીર બંદાનો જય જયકાર બોલાયો.

બસ આ એક જ લઢાઈમાં રાજાઓની તમામ શક્તિ નાબુદ થઈ ગઈ. ભયથી ધ્રુજતા રાજાઓ કિંમતી ભેટો લઇ બંદાના શરણુમાં આવ્યા. બંદાના કહેવાથી તેમણે દિલ્હીની સાથેનો તમામ સંબંધ તોડી નાખ્યો. સઘળાએ બંદાબહાદુરનું સ્વામિત્વ સ્વિકાર્યું.

સંવત ૧૭૬૭માં મન્ડી નરેશ સુધરશેન બંદાને પોતાના રાજ્યમાં લઈ ગયો; અને બંદા પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ પ્રદર્શિત કરી તેમની સેવા પૂજા કરવા માંડી. સમયના પરિવર્તન સાથે મનુષ્યના આચાર–વિચારમાં પણ ફેરફારો થાય છે. બંદાબહાદુર હવે સુખમાં પડયા હતા. તેમણે માથાપર કલગી લગાવી રાજાઓની માફક પૂર્ણ દબદબાથી રહેવા માંડયું. દૈવનીગતીને જાણવા કોણ સમર્થ છે? ભાવીની ભેદી ઘટના કોણ સમજી શકે છે? ભયાનક થતા ભાવીને કોણ અટકાવી શકે છે? છેવટે બંદાએ એક રાજપૂતની કન્યા સાથે લગ્ન કર્યું. બંદાનો જન્મ પ્હાડી પ્રદેશમાં થએલો હોવાથી તેમને પર્વતોમાં હરવું–ફરવું બહુ ગમતું અને તેથી સમય મળતાં તેઓ ઘણી વખતે પર્વતોમાં રહેવા–ફરવા જતા. લગ્ન થયા બાદ બંદાના વિરોધીઓ અને મુસલમાનોએ ફાવે એવી અફવાઓ–ગપો ઉરાડવા માંડી. લોઢું લોઢાને ખાય–કાચની હીરાકણી

માચને કાપે એ મુજબ કેટલાક શીખ કુળકંટકો પણ બંદાના વૈભવ–વિજયથી સળગી રહ્યા હતા. તેઓએ પણ અનેક જાતની ગપો અફ્વાઓ ફેલાવવા માંડી. બંદાતો ભોગવિલાસમાં રચ્યો–પચ્યો રહે છે. તેનું તપ નષ્ટ થયું છે. તેણે હવે ધર્મ માટેનું યુદ્ધ છોડી દીધું છે. દેશ સેવાની દિક્ષા તજી દઇ આનંદથી રહેવા માંડયું છે. પોતાના ધર્મ અને પંથથી તે વિમુખ થયો છે, વગેરે અફ્વા–વાતોએ મજબૂત ગંભીર રૂપ પકડયું.

કહેવાય છે કે મંડીથી બંદાબહાદુર કુલ્લુ તરફ ફરવા ગયા અને તત્કાળ ત્યાંના રાજાએ તેમને પકડી કેદ કર્યા. સર્વત્ર હાહાકાર ફેલાયો. રાજાએ બંદાને પકડયાના સમાચાર દિલ્હીના સમ્રાટને મોકલાવ્યા. બાદશાહ અને મુસ્લીમોમાં આનંદ–આનંદ થઇ રહ્યો. હિન્દુઓનાં ઘર શોકાચ્છાદિત થયાં. મુસલમાનો જોર પર આવ્યા. હિંદુઓના ભય–ગભરાટનો પાર રહ્યો નહિ. દિલ્હીનું લશ્કર ચારે તરફ મોકલવામાં આવ્યું. મુસ્લીમ અધીકારીઓએ ગએલો અધિકાર પાછો મેળવવા માંડયો. બંદાને આ સમાચાર મળતાં તેમનો આત્મા કકળી ઉઠયો. આ સમયે તેમની અદ્‌ભૂત શક્તિ ખીલી નીકળી. કહેવાય છે કે ભૂતો-દ્વારા તેમણે પોતાનું કારાવાસનું પિંજર મંડી લાવી ઉભું કર્યું અને ત્યાંથી મુકત થઇ હોંશીયારપુર તરફ ગમન કર્યું. બંદાને જોતાંજ શીખો–હિંદુઓ આનંદ પામ્યા. આનંદનો ચંદ્ર ઉગવા જેવું થયું. બંદાની જયગર્જનાથી ગગન ગાજી ઉઠયું. બંદાની મુકિતથી દેશદ્રોહી ચંબા નરેશ ભયભીત થયો અને બંદાને ફરીથી સપડાવવાના ગુપ્ત પ્રયત્નો કરવા લાગ્યો. આ બાબતની બંદાને પ્રથમથી જ ખબર પડી હતી. તેણે રાજાની પાસે જઇ રાજાના હૃદયના પાપી વિચારો જાહેર કર્યા. પોતાના મનની વાત જાણનાર જરૂર આ દેવ છે માની રાજાએ પાપનો પસ્તાવો કરી

બંદાનું શિષ્યપદ સ્વિકાર્યું. આ પછી બંદાએ શત્રુઓની ખબર લેવા માંડી. ખૂબ ચપળતા અને સાવધાનીથી તેણે વિજયો મેળવી દુષ્મનોને હાંકી કાઢયા. પુનઃ શાન્તિ સ્થપાઇ. આ પછી કંઇ ભય રહ્યો નથી માની ધર્મવીર બંદાએ સાધુરૂપે કાશ્મીર-અમરનાથ-નેપાળ આદી સ્થળોની યાત્રા કરી. ઘરના દુષ્મનો અને મુસ્લીમો બંદાના વિનાશને માટે ગુપ્ત ગોઠવણો વિચારી રહ્યા હતા. શાહી સેના છૂટી છવાઈ દેશભરમાં ફરતી હતી.

૭

પુરાણોમાં કેટલાક સ્થળે એવી કથાઓ આવે છે કે જ્યારે કોઇ ઋષિ-મૂનિ તપ કરતા ત્યારે ઇન્દ્રનું આસન ડોલવા લાગતું. આથી તે ઋષિ-મૂનિનું તપ ભંગ કરવા માટે ઈન્દ્રરાજા અપ્સરાઓ મોકલતો. સામાન્ય જનો આનું તાત્પર્ય સમજી શકતા નથી. તેઓને તો તેમાં પુરાણની વાર્તા-કથા જ માલુમ પડે છે. ખરૂં જોતાં તો એમ છે કે ઇન્દ્ર સૌથી મોટો અને શ્રેષ્ટ રાજા કહેવાય છે. ઋષિના તપથી તેને રાજ્ય જવાનો ભય ઉત્પન્ન થાય છે. વર્તમાન કાળમાં ઋષિઓના તપની બરોબરીમાં રાજનૈતિક અથવા ધાર્મીક સંસ્થાઓ છે. કોઇ મહાપુરૂષ જો કોઇ નવી સંસ્થા કે પંથ કાઢી કંઇક હીલચાલ કરે છે તો દેશના સાશકોને ભય લાગે છે કે જો તે સંસ્થાની હિલચાલ વધી જશે તો રાજકીય બાબતોમાં હાથ નાખી રાજ્યતંત્રને ઉથલાવશે, આથી તેવી સંસ્થાઓનો નાશ કરવા અગર નિર્બળ કરવા રાજા અને તેના રાજ્ય કર્મચારીઓ વિવિધ પ્રયત્નો કરે છે. તેવી સંસ્થાઓમાં પોતાનાં માણુસો ગુપ્ત રીતે મોકલી દરેક કામકાજની ઉપર દેખરેખ રખાવે છે. આમ છતાં પણ જો સંસ્થાની શક્તિ વધી જાય છે તો તે સંસ્થાનો ભેદ નીતિથી વિનાશ કરવા કરાવવા મથે છે.

બંદાબહાદુરે તપ કર્યું હતું. તેની પાસે મોટું બળવાન લશ્કર હતું. પોતે પણ યુદ્ધ વિદ્યામાં પૂર્ણ પ્રવિણ હતો, એક મોટો પ્રદેશ જીતી લઇ તેની ઉપર પોતાનો અધિકાર સ્થાપ્યો હતો. મોગલોની ફોજ અને શકિત નષ્ટ થઇ હતી. પંજાબ પ્રદેશપર હિન્દુઓની વિજય પતાકા ફરકતી હતી. આ સઘળી વસ્તુ સ્થિતિથી મોગલ સિંહાસન ડગમગવા–ડોલવા લાગ્યું હતું.

મહાન મોગલ બાદશાહ ઔરંગઝેબનું મૃત્યુ થઇ ચૂકયું હતું. તેના જીવનનું એક મોટામાં મોટું સ્વપ્ન એ હતું કે "સમસ્ત ભારત વર્ષને ઇસ્લામ ધર્મી બનાવવું કે જેથી સમસ્ત દેશપર એકહથ્થુ સત્તા ભોગવી શકાય."

એ સ્વપ્ન–આશયને લઇને તેણે હિન્દુઓને પીડવાનું શરૂ કર્યું. તેના બાહોશ અને રાજનીતિજ્ઞ પૂર્વજ અકબરશાહની નીતિને તેણે તિલાંજલી આપી. મોગલ રાજયની વૃદ્ધિનું કારણ અકબરની ભલી રાજ્ય નીતિ હતું. મોગલ રાજ્યનો ખરો નિર્માતા તો તેજ હતો. જો અક-બર ન હોત તો પહેલાંના મુસલમાન રાજયોની માફક બાબરવંશ પણ થોડીવાર રાજ્ય કરી નાશ પામત. અકબર પછી તેના અનુજો જહાંગીર–શાહજહાંએ પણ તેનું અનુકરણ કર્યું. શાહજહાં પછી જો તેનો પુત્ર દારાશીકોહ રાજ્ય સિંહાસને આવ્યો હોત તો દેશનો ઇતી-હાસ કંઇક જુદો જ લખાત. દારા વેદાન્તિ સ્વભાવનો સંત હતો. તેનો ભાઇ ઔરંગજેબ કુટનીતિમાં નિપુણ હતો. ધાર્મીક ક્ષેત્રમાં દારાનું ઉચ્ચ પદ હતું. ઔરંગજેબ રાજ્ય શેતરંજની રમતમાં એક્કો હતો. દારા કાફર–હિન્દુઓનો પક્ષપાતી છે વગેરે વાતો કરી ઔરંગજેબે મુસલમાનોને ભડકાવ્યા. બન્ને ભાઇઓ વચ્ચે યુદ્ધ થયું. ઔરંગજેબ વિજયી થઇ રાજ્યસિંહાસને બિરાજ્યો. દારા અને પોતાના બીજા

ભાઈ-ભત્રીજાનો ક્રૂર રીતે અંત આણી નિર્ભય બન્યો. સમસ્ત દેશમાં મુસ્લીમ રાજ્ય અમલનાં સ્વપ્નાં સિદ્ધ કરવાનો તનતોડ પ્રયત્ન આ-રંભ્યો. આથી તેના જીવનનો મોટો ભાગ યુદ્ધમાંજ વ્યતિત થયો.

તેના સમયમાં લગભગ આખું હિંદ મોગલ રાજ્યના તાબામાં આવ્યું. મોગલ રાજ્યનો વિસ્તાર વધવાથી ઔરંગઝેબને આનંદ થયો; પણ તેનો એ આનંદ વધુ સમય ટકયો નહિ. વિસ્તારમાં વધેલા મોગલ રાજ્યને સંભાળવાનું કાર્ય કઠિન થઇ પડયું. ઉત્તરમાં શીખો તથા દક્ષિણમાં મરાઠા અને રાજપૂતાનામાં રાજપૂતો તેને સુખે જંપવા દેતા નહોતા. આ અરસ્સામાંજ તેનું મરણ થયું. દિલ્હીમાં ગૃહકલહનો આરંભ થયો. બહાદુરશાહના હાથમાં દિલ્હીનું તખ્ત આવ્યું.

સિંહાસને આવતાંજ તેને રાજપૂતાના તરફ જવું પડયું. બંદા બહાદુરે જ્યારે દિલ્હીની નજીકના જીલ્લાઓ જેવા કે-કરનાલ-પાણીપત વગેરે જીતી લીધા ત્યારે દિલ્હીના લોકો એટલા તો ભયભીત થયા કે તેઓ નગર છોડીને નાશી ગયા. દિલ્હીનો આ વખતે કર્તા હર્તા નિ-ઝામ-ઉલ-મુલ્ક હતો. બાદશાહને આ સંબંધી પત્ર લખવા સિવાય તે બીજું કાંઈ કરી શકયો નહિ. બાદશાહ પાછો આવ્યો. પંજાબ તરફની ચિંતા તેનું કાળજુ કોરવા લાગી. સરહિન્દના સૂબા તરફ તેનું ધ્યાન ખેંચાયું. બંદાબહાદુર આ વખતે મંડી-કુલ્લુ તરફ ફરતો હતો. બાદ-શાહે પોતાના સેના નાયક હાજી ઇસ્માઇલખાં અને ઇનાયતઅલ્લાહ-ખાંને મોટી મોટી સેનાઓ આપી એ તરફ મોકલ્યા. આ બાજુ લાહોરથી અસ્મલખાં મદદે નીકળ્યો. કાસુરના સૂબા મહમદખાંએ મુસ-લમાનોને એકઠા કર્યા. સઘળાઓએ શીઓની વધતી જતી સત્તાને કચરી નાખવાનો દૃઢ નિશ્ચય કર્યો.

દિલ્હીની સેનાના આગમનથી ગભરાઇ સરદાર વિનોદસિંહ કરનાલ

છોડી સરહિન્દ તરફ નાઠો. પ્રથમ યુદ્ધ અમીનાબાદ આગળ થયું. જેમાં શીખો હાર્યા. શત્રુઓએ પકડાએલા અને ઘાયલ થએલા શીખોને પકડી–પકડીને તેમના વાળ વૃક્ષ ઉપર બાંધી ફાંસીએ ચઢાવ્યા. આ સમયે બંદા પર્વતોમાં ભ્રમણ કરતો હતો. તેના વિના શીખોની દશા દીન–હીન થઈ પડી. સઘળા તેના નામનો પોકાર પાડવા લાગ્યા. મુસલમાનો૦ નાત્રાસ–અત્યાચારથી સઘળે હાહાકાર બોલાયો. મુનીમખાં નામના સરદારે સરહિન્દ ઉપર અધિકાર જમાવ્યો. અસ્મલખાં સરદાર માર્ગમાં મળતા–હાથ આવતા, શીખોની કતલ કરતો લાહોર આવ્યો. મુસલમાનો નાસતા શીખોની પાછળ પડયા હતા. જે હાથ આવતા તેઓને ક્રૂર રીતે મારી નાખવામાં આવતા. અત્યાચાર–જુલ્મની અવધી આવી રહી. બંદાને સઘળા સમાચાર મળતાં ક્રોધનો પાર રહ્યો નહિ. અદ્-ભૂત શકિતના યોગે મંડી–કુલ્લુથી નીકળી હોંશીયારપુર આવ્યો. તેની વીર-હાક સંભળાતાં શત્રુઓનાં કાળજાં ફફડી ઉઠયાં. શીખો તેની આસપાસ એકત્ર થયા. પુનઃ સિંહ ગર્જનાનો નાદ ચારે તરફ પથરાયો. ભયાનક લઢાઇઓ શરૂ થઇ. દુઃખત્રાસથી અકળાએલા શીખો શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. બંદાના નામ માત્રથીજ ભલભલા હિંમતબાજો–લડવૈયાઓ ભાગવા લાગ્યા. બંદાએ થોડા વખતમાં જ શત્રુઓને હાથ ગએલો પ્રદેશ પાછો મેળવી લીધો. લોકો ઉપર તેનો પ્રભાવ અજબ હતો, જનતા તેને આશિષ સમર્પવા લાગી.

તાબે આવેલો પ્રદેશ પુનઃ પ્રથમની માફક સરદારોને વ્હેંચી દીધો. તેણે રાજધાની લોહગઢના કિલ્લામાં રાખી. બંદાબહાદુર સૈનિકો સાથે ફરવા નીકળ્યો. સિંહ બકરી બધા એક થઇ ગયાં. ધર્મનું રાજ્ય પાછું શરૂ થયું. મુસલમાનો તાબે થયા, દેવ–દેવીઓની પૂજા–ભક્તિ ચાલુ થઇ. સઘળે શાન્તિ સ્થપાઇ. આ પછી બાકી રહેલાં

"સહારનપુર" આદિ મુસ્લીમ નગરો જીતી લેવાનો બંદાએ નિશ્ચય કર્યો. આ પહેલાં એક બીના બની. ગુરૂ ગોવીંદસિંહને દગો દેનાર ગંગારામ બ્રાહ્મણ હજી જીવતો હતો. બંદાએ તેને કુટુંબ સહિત પકડી મંગાવી દગાનું ફળ આપ્યું. ગુરૂ ગોવીંદસિંહને દુઃખ દેનારા-દેશદ્રોહ કરનારા હિંદુ કુળ કંટકોનો પણ તેણે વિનાશ કર્યો. આ કાર્યથી પરવારી બંદાબહાદુર સૈન્ય સાથે સહારનપુર તરફ ચાલ્યો.

સહારનપુરના શાશકનું નામ અલીમહમદ હતું, અનેક મુસ્લીમ સરદારો તેની મદદે આવ્યા હતા. અલ્લાહો અકબર-દીન-દીનના પોકારો સર્વત્ર ફેલાઇ રહ્યા. આ અરસ્સામાંજ પવનના પ્રચંડ વંટોળીઆની માફક બંદા સૈન્ય સાથે આવી પહોંચ્યો. અત્યાચારીઓને જોતાંજ શીખ સૈનિકો ભૂખ્યા વરૂની માફક તૂટી પડયા. તુમુલ યુધ્ધ મચી રહ્યું. બંદાનું પરાક્રમ આ સમયે અસીમ હતું. શીખોના પ્રબળ ધસારા સામે શત્રુઓ ટકી શકયા નહિ. પ્રથમ અલીમહમદ પોતેજ જીવ બચાવવા નાશી છૂટયો. ગાલીબખાં નામક સરદારે આગળ આવી સૈનિકોને ઉશ્કેર્યા. સખત લઢાઇ ચાલી. એવામાં જ ગાલીબખાં મરાયો શત્રુ સૈનિકો નાશી છૂટયા. વિજયી સૈનિકોએ સહારનપુરને લૂંટી પાયમાલ કર્યું. આ પછી બંદાએ નજીબાબાદ અને જલાલાબાદના પઠાણ સરદારોને પત્ર લખ્યો કે "તમારો મદ ઉતારવા આવું છું. સહારનપુરની જે ગતી થઇ તેવી ગતી તમારા નગરની થશે. માટે સાવધાન થજો." આ પત્રને પઠાણ સરદારોએ હસી કાઢયો. થોડા દિવસમાં જ બંદાએ નજીબાબાદને ઘેરી લીધું. ત્યાંનો સરદાર શાહ નવાજખાં પૂર્ણ પરાક્રમથી લઢયો; પરંતુ છેવટે તેને હાર ખાઇ નાસવું પડયું. નજીબાબાદને લૂંટવામાં આવ્યું. પવનની આંધીની માફક બંદા અને તેનું લશ્કર આગળ ચાલ્યું. ગંગાની આસપાસનાં નગરો-ગામ

જીતવામાં આવ્યાં. અમ્બોરા અને નનોતા જીતી લઇ લુંટવામાં આવ્યાં. મહમદ ફજરૂદીન નામનો એક પુરૂષ નનોતાના યુધ્ધનું આંખે જોએલું વર્ણન કરતાં લખે છે કે, "નગરના એક ભાગમાં શેખજાદાઓનો વધ કરવામાં આવ્યો. જવાલાપુર અને સહવારાના રાજાઓ પાસેથી ઘણો માલ ભેટ લીધો, મુરાદાબાદ જીલ્લામાં લૂટફાટ કરતો બંદા જલાલાબાદ જઇ પહોંચ્યો, ત્યાંના સરદાર જલાલખાંએ એવું તો પરાક્રમ દર્શાવ્યું કે જેથી શીખો ગભરાઇ ગયા. કિલ્લો લેવાને શીખ સૈનિકો સીડીઓ ગોઠવીને કિલ્લાપર ચઢતા હતા અને કિલ્લા ઉપર ઉભેલા પઠાણો તેમને નીચે ધકકેલી દેતા. ખાફીખાં નામક એક લેખક લખતાં લખે છે કે આ યુધ્ધમાં બંદા હાજર નહોતો; પણ આ યુદ્ધના સમાચાર સાંભળી લોહગઢમાંથી દોડી આવ્યો અને પછી તરતજ નગર જીતી લીધું. બંદાના આ પ્રકારના વિજયો અને લૂંટફાટ સાંભળીને આપણને આશ્ચર્ય થશે કે જ્યાં તે જતો ત્યાં વિજળીની માફક પહોંચતો.

મહમૂદ ગીઝનીની સ્વારીઓ પણ વિજળીના વેગની માફક હતી, જ્યારે તેણે ભારતવર્ષપર સ્વારીઓ કરવા માંડી ત્યારે હિન્દુઓની દશા પણ બહુધા આવી જ હતી. ગૃહકલેશથી હિન્દુઓ તે સમયે બળહીન હતા, દેશની રક્ષા કરવાનું ભાન તેમને નહોતું. વળી તે સમયે એવું કોઇ પણ કેન્દ્રિતસાશન નહોતું કે જે પરદેશી આક્રમણકારીઓના સામે થઇ શકે. મુસલમાનોએ આ નિર્બળતા–કુસંપનો પૂરેપૂરો લાભ મેળવી રાજ્ય સ્થાપ્યું.

બંદાના સમયમાં મોગલ મહારાજ્ય બળહીન થયું. બાદશાહને પોતાની પડી હતી ત્યાં સરદારોને મદદ કેવી રીતે કરી શકાય? આથી સરદારોને એકલા હાથે ઝઝુમી પોતપોતાનું રક્ષણ કરવાનું હતું. આવા વખતમાં બળવાન–આક્રમણકારી વિજેતા થાય એમાં શું આશ્ચર્ય ?

૮

પ્હાડી હિંદુ રાજાઓએ ગુરૂગોવીંદસિંહજીના સંબંધમાં એક વખતે એવું કહેલું કે "ક્યાં એક મોગલ સામ્રાજ્ય અને ક્યાં યુદ્ધ સામગ્રી વિનાનો એક સાધુ ?" બંદાના માટે પણ આ શબ્દો અક્ષરશઃ સત્ય હતા. સર્વ સાધન સંપન્ન મોગલ સામ્રાજ્યનો મુકાબલો યુદ્ધ સામગ્રી સાધન વિહીન બંદા કેવી રીતે કરી શકે ? અરે એની તાકાત પણ શું ? પરંતુ પ્રભુના ખેલ–કુદરતના રંગ કોણ જાણી શક્યું છે ? આવા સાધન રહીત એક વૈરાગી સાધુએ મોગલ સામ્રાજ્યને હંફાવી એક મોટું જબર જસ્ત રાજ્ય સ્થાપિત કર્યું.

વિદ્વાનો કહે છે કે સઘળા દિવસો સરખા જતા નથી. જગતને પ્રકાશિત કરનાર સૂર્યનારાયણનો પણ ઉદય અસ્ત થયા કરે છે. આજનો રાજા કાલે ભીખારી બને છે. કુદરત કર્તાની એ ભેદી લીલા જાણવાને કોઇ સમર્થ નથી. યુરોપમાં પ્રાચીનકાળનો સૌથી મોટો સેના નાયક હેનીબાલ ગણાય છે, કે જેણે રોમન સામ્રાજ્યનો વિનાશ કરવાની ઇચ્છાથી ઇટાલી ઉપર આક્રમણ કર્યું હતું. રોમન સામ્રાજ્ય તેની જન્મભૂમિ કાર્થેજનું શત્રુ રાજ્ય હતું. હેનીબાલ જબર જસ્ત વીર હતો. તેણે પહેલીજ વાર હિમાચ્છાદિત અગમ્ય આલ્પ્સ પર્વતને પાર કર્યો હતો. ઇટાલીમાં પ્રવેશી તેણે અદ્દભૂત પરાક્રમ દર્શાવી વિજય પ્રાપ્ત કર્યો; પણ છેવટે પોતાના દેશમાં ભાગી જવાનો પ્રયત્ન કરતાં મરાયો.

યુરોપનો બીજો સરદાર રોમનો પહેલો કેસર હતો, કે જેણે રોમને માટે યુરોપનો એક મોટો ભાગ જીતી લીધો. આવા બળવાન પુરૂષનો અંત પણ ઘાતકી રીતે આવ્યો. તેના મિત્રોએજ તેનો વધ કર્યો. વીર નેપોલીયનથી કોણ અજાણ છે ? યુરોપનાં મદાંધ રાજ્યોને ધ્રુજાવનાર એ વીરનો મુકાબલો કોણ કરી શકે એમ છે ?

તેના નામ માત્રથી યુરોપી રાજાઓની નિદ્રા ઉડી જતી. કંઈક વર્ષોસૂધી યુરોપી રાજ્યો તેનું નામ સાંભળી કાંપતાં હતાં. વીર નેપોલીઅને કંઈક રાજાઓને ગાદીએથી ઉઠાડી મૂકી પોતાની મરજી મુજબના માણુસોને ગાદીએ બેસાડયા. ઇટાલી–ઓસ્ટ્રીયા–જર્મની–રશીયા–સ્પેન આદિ રાષ્ટ્રોએ તેની સત્તા–વિજયનો સ્વિકાર કર્યો હતો. પરંતુ જ્યારે તેના ભાગ્યના સૂર્યનો અસ્ત થવાની તૈયારી થઈ અર્થાત અવળા દિવસો આવ્યા ત્યારે એજ વિજયી વીર નેપોલીયનને એક એકાન્ત ટાપુમાં પૂરાઈ જીવન નિર્ગમન કરવું પડયું.

ઇગ્લાંડની ગાદી ઉપર આલ્ફ્રેડ નામક એક મહાન રાજા હતો. શત્રુઓની સાથે યુદ્ધ કરતાં એક સમયે તેને નાસવું પડયું. અને એક નાની સરખી કંગાલ ઝુંપડીનો આશ્રય લેવો પડયો. ઝુંપડીની માલીક એક બુઢ્ઢીએ તેને રોટલી શેકવાના કામે વળગાડયો. રાજાને આ નવું કામ કયાંથી આવડે? રોટલી બળી ગઈ. વૃદ્ધાએ તેને એવો તો સખ્ત ઠપકો આપ્યો કે જેથી બાદશાહ એ ઠપકો–ઘટના જીવનભર ન ભૂલ્યો.

મોગલ સમ્રાટ અકબરની સામે વીરવર પ્રતાપ સ્વમાન અને સ્વદેશની રક્ષાના માટે એકલા હાથે ઝઝુમ્યો હતો. અકબરની પ્રચંડ અગણીત સેના તે સિંહનો શીકાર કરવા–નમાવવા ચારે તરફ ફરી વળી હતી. મુઠ્ઠીભર માણુસો સાથે મેવાડનો મહારાણો આ જંગલેથી બીજા જંગલે, આ પ્હાડથી બીજે પ્હાડે ભ્રમણ કરતો હતો. ખાવાના પણ સાંસા પડયા હતા. એક વખતે ખાવાને માટે થોડું ઘણું મળી આવ્યું તેમાંથીએ જંગલી પ્રાણી ઉપાડી ગયું. આવાં અનેક સંકટોનો સામનો કરનાર એ મેવાડી મહારાણાએ જીવન પર્યંત સ્વમાનની રક્ષા કરી અને શાહી સેનાને હંફાવી માતૃભૂમિની મૂક્તિ મેળવી.

ઔરંગઝેબના સમયમાં મોગલોનો સૂર્ય પૂર્ણ કળાએ પ્રકાશી રહ્યો હતો. ધર્મ ઘેલા બાદશાહ અને તેના અનુયાયીઓએ મોગલ સામ્રાજ્યનો વિસ્તાર વધારી ધર્મના નામે ત્રાસ–અત્યાચારથી હાહાકાર વર્તાવ્યો. શીખ ગુરૂઓ અને તેમનાં બાળકોનાં ઘણીજ ઘાતકી રીતે અંત આણ્યા. આ સામ્રાજ્ય હવે નષ્ટ થવાનું નથી; સુખનો સૂર્ય કદી અસ્ત પામનાર નથી; એમ સમજી સત્તાના મદમાં મદાંધ થએલા બાદશાહ અને અધિકારીઓએ જુલ્મ–ત્રાસનું રાજ્ય ચલાવવા માંડયું; પણ જુલ્મ–ત્રાસનીએ અવધી હોય છે. પ્રભુ કેમ સહન કરી શકે? કુદરતનો ગયબી ફટકો પડયા વિના રહેતો નથી. કલ્પાંતે ભગવાન પ્રભુ. બંદા બહાદુર દુઃખીઓની વ્હારે દોડી આવ્યો અને અદ્‌ભૂત પરાક્રમ દર્શાવી જુલ્મ–અત્યાચારનો બદલો બરાબર લીધો. દિલ્હીશ્વર બાહાદુરશાહ બંદાથી ઘણોજ ભયભીત રહેવા લાગ્યો. થોડોક વ્હેમી હોવાથી તેના હૃદયમાં એવી પણ શંકા થતી કે બંદા તેનાં ભૂત–પ્રેત દ્વારા તેને કદાચ મરાવી નાખે. આ શંકાથી તેને બરાબર ઉંઘ પણ આવતી નહિ. બાદશાહની સ્વારી અજમેર આવતાં અનેક મુસ્લીમોએ તેની પાસે એકઠા થઈ બંદાના વિનાશને માટે વિનંતિ કરી. પોતાની સત્તાના સમયે જેમ મુસલમાનો હિંદુઓના મંદિરો ભાગતા; તે પ્રમાણે બંદાએ વિજયી થતાં મસ્જીદો અને મુલ્લાંઓનો સંહાર કરી નાખ્યો. ધર્મની રક્ષાર્થે અજમેરમાં મુસલમાનોની પ્રચંડ મેદની મળી. ઇસ્લામના શત્રુ બંદાનો વિનાશ શી રીતે કરવો ? સઘળા વિચારમાં પડયા. એવામાંજ બાદશાહે મ્યાનમાંથી તલ્વાર કાઢી જમીનપર મૂકી બુલંદ અવાજે કહેવા માંડયું, "આટલા બધા એકઠા થએલા મુસલમાનોમાં એવો કોઇ વીર છે કે જે આપણા ધર્મના શત્રુ બંદાનો નાશ કરે ? જો કોઇ એવો બહાદુર જવાંમર્દ હોય તો તે આગળ

આવે અને ઇસ્લામના શત્રુનો સંહાર કરવાની પ્રતિજ્ઞા લઇ આ તલ્વાર ઉઠાવે."

બાદશાહ બોલતો બંધ થયો. સઘળે શાન્તિ છવાઇ ગઇ, ઘણીવાર થઇ પણ કોઇએ આગળ આવી બાદશાહી તલ્વાર ઉઠાવવાની હિંમત કરી નહિ.

અંતમાં નિરાશ થએલા બાદશાહે અસ્ગરખાં, સમન્દખાં અસદઅલ્લાહખાં તથા નૂરખાં નામના સરદારોને લશ્કર આપી બંદાનો નાશ કરવા મોકલ્યા. બંદા બહાદુર આ સમયે પર્વતોમાં શાન્તિ અનુભવતો હતો. આ તકનો લાભ લઈ શાહી સેના શીખોપર ટૂટી પડી અને તરાવડી નામક સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિ દીધો. સરસ્વતી નદીના કિનારે શીખ અને મુસલમાન વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં શીખોનો પરાજય થયો. પરાજીત શીખોએ લોહગઢનો આશ્રય લીધો. આ પરાજયની ખબર મળતાંજ બંદા બહાદુર તત્કાળ ત્યાં દોડી આવ્યો. હતાશ–નિરાશ બનેલા શીખોમાં નવ ચેતન પ્રગટયું. શાહી સેના આવી પહોંચતાંજ કોટઆણુખાં આગળ ભારે જંગ જામ્યો શાહી સેનાની સંખ્યા લાખ ઉપરાંતની હતી. બંદાની પાસે આ સમયે શાહી સેનાના પાંચમા ભાગનું પણ સૈન્ય નહોતું. બચવાની આશા નહિ ત્યાં વિજયની આશા કયાંથી હોય ? શીખોની કતલ ચાલવા માંડી. છેવટે શીખોએ નાશવા માંડયું. બંદાએ પણ ઘોડેસ્વાર થઈ ઝડપથી ભાગવા માંડયું. સરદાર મીર્ઝાબેગનો પુત્ર નવાબબેગ બંદાને પકડવા પાછળ પડયો. બંદાનો અશ્વ પૂરવેગે દોડતો હતો. સાથેના સાથીઓ એક પછી એક છૂટા પડી ગયા. બારેક ગાઉની મજલ કાપતાં રાત્રિ પડી. ઘોર અંધકાર જગતપર છવાયો. ઘોડો થાકી ગયો હતો. બંદા પણ થાક–શ્રમથી કંટાળ્યો હતો. થાકથી ઠોકરાતા ઘોડાને

છૂટો મૂકી દઇ બંદાએ અંધકારમાં પગે ચાલવા માંડયું. ઘોર અંધકા-રમાં બંદા એક ઉજ્જડ જંગલમાં પ્રવેશ્યો. એવામાં એકાએક વાદળાં ચઢી આવ્યાં અને વરસાદ તૂટી પડ્યો. ભૂખ પણ કકડીને લાગી હતી. થાકથી અશક્ત બનેલું શરીર આગળ ચાલવાને વધુ અશક્ત બન્યું હતું. વરસાદથી કપડાં ભીંજાઈ ગયાં હતાં. કોઇ આશ્રયસ્થાનની ઇચ્છાથી બંદાએ આસપાસ જોવા માંડયું. દૂર એક તાપણું સળગતું જણાયું. બંદાએ હિંમત રાખી એ તરફ ચાલવા માંડયું. નજીક જતાં એક બગીચા જેવું જણાયું. બગીચાનો રખેવાળ અને તેની સ્ત્રી તાપણા આગળ બેસીને તાપતાં હતાં. વરસાદ થોડીવાર વરસીને બંધ થયો હતો. બંદા તાપણાની નજીક પહોંચે એવામાંજ પાછળ ઘોડાઓના પગલાંનો અવાજ સંભળાયો. બંદાએ ચમકીને પાછળ જોયું. દુશ્મનોના આગમનના ભણકારા વાગી રહ્યા. બંદાએ રખેવાળનો આશ્રય માગ્યો. રખેવાળે સંતાઇ-છૂપાઈ જવાને માટે બંદાને એક કુવો બતાવ્યો. જીવ બચાવવા બંદા કુવામાં ઉતરી અંદર છૂપાયો. અલ્પ સમયમાં તો ઘોડેસ્વાર દુશ્મનોએ આવી પહોંચી બગીચાના રખેવાળને ધમકાવી બંદા વિશે પૂછવા માંડયું. મ્હોતના ભયથી રખેવાળે કુવો બતાવી દીધો. પણ કુવામાં છૂપાએલો બંદા અસાવધ નહોતો. શત્રુઓ કુવાની નિકટ આવે તે પહેલાંજ વીર બંદા કુવામાંથી બહાર નીકળી નાઠો અને અંધકારમાં અદૃશ્ય થઇ ગયો. શત્રુઓ નિરાશ બની આગળ વધ્યા. જંગલમાં જતા બંદાના પગ કાદવથી ખરડાઇ ગયા હતા. પગમાં કાંટા-શૂળો ભોંકાઈ હતી. શરીર શિથીલ બન્યું હતું. આંખ્યોએ અંધારાં વળતાં હતાં. એવામાં એક ઝુંપડી તેની નજરે પડી. બંદાએ તેમાં પ્રવેશી થોડો આરામ લીધો. પ્રાતઃકાળ થતાંજ ઝુંપડીનો માલીક ત્યાં આવ્યો અને વગર રજાએ અંદર પેઠેલા બંદાને ગાળો દઈ મોટેથી

બૂમો પાડવા માંડી. બાજી બગડશે માની બંદાએ વાઘની માફક છલંગ મારી બૂમો પાડતા ઝુંપડીના માલીકને ખંજરથી પૂરો કર્યો. આ પછી તત્કાળ તેણે ત્યાંથી ચાલવા માંડ્યું. આવી રીતે અનેક સંકટો સહન કરતો બંદાબહાદુર કેટલાક દિવસો બાદ લોહગઢમાં આવી પહોંચ્યો. તેના આવવાથી આનંદ–આનંદ થઈ રહ્યો. શીખો એકત્ર થવા લાગ્યા. ઉત્સાહનાં પૂર ઉલટ્યાં, પણ એટલામાં જ શાહી-સેના પાછી આવી પહોંચી. કહેવાય છે કે આ વખતે શાહીસેનાની સરદારી શાહજાદા જહાંદારખાંએ લીધી હતી. લોહગઢમાં શીખ સૈનીકોની સંખ્યા બહુ નહોતી, પરાજયથી છૂટા પડી ગએલા શીખ સરદારો અને સૈનિકો ઇલાકામાં જ્યાં ફાવે ત્યાં લૂંટફાટ ચલાવતા હતા. બંદાએ શીખોને ઉશ્કેરી તૈયાર કર્યા. બંદાની પ્રચંડ જય ગર્જના પોકારતા શીખ લઢવૈયાઓ લોહગઢની બહાર નીકળ્યા. શાહાબાદ આગળ શાહી સેનાનો ભેટો થયો. કારમી કીકીયારી કરી બન્ને પક્ષો એક બીજાની પર તૂટી પડ્યા. તલ્વાર–ભાલા–તીર–બંદુકોની ગોળીઓ વગેરે શસ્ત્રો સૈનિકોના જીવનનો ભયંકર સંહાર કરવા લાગ્યાં. મરણીયા થએલા શીખ યોદ્ધાઓ અને બંદાના પરાક્રમો આજે અસીમ હતાં, પોતાનાથી સંખ્યા બળમાં ખૂબ જ ઓછા શીખ સૈનિકોના પ્રબળ ધસારા–મારાથી બાદશાહી સૈન્યે પાછાં પગલાં ભરવા માંડ્યા, વિજયશ્રી બંદાને વરવા તૈયાર થઈ હોય એમ જણાયું, પણ એવામાં જ બાદશાહી સૈન્યની મદદે આવવા નીકળેલું રાજપૂત સૈન્ય આવી પહોંચ્યું. જો આ વખતે રાજપૂત સેના ન આવી પહોંચી હોત તો બાદશાહી સેનાના ભુક્કા ઉડી જાત અને શીખોની જીત થાત. નિરાશ થએલા શાહી સૈન્યને મદદ આવતાં જ હિંમત આવી. અલ્લાહોઅકબરના ગગનભેદી નાદ વચ્ચે શાહી સેનાએ શીખો પર ધસારો કર્યો. શીખો

પ્હાડની માફક અડગ ઉભા રહી લઢતા હતાં; પણ સૈનિકોના પ્રચંડ પૂર આગળ ક્યાં સુધી મૂઠીભર શીખો ટકી શકે? શીખો લોહગઢમાં પેઠા. બાદશાહી સેનાએ લોહગઢને ચારે તરફથી ઘેરી લીધો, લોહગઢ લેવાને શત્રુઓએ ભારે પ્રયત્નો આરંભ્યા; પણ કિલ્લાપર ફરતા કૃતાંત કાળરૂપ બંદાએ અને સૈનિકોએ દુષ્મનોના તમામ પ્રયત્નો નિષ્ફળ કર્યાં. લોહગઢ ઘેરાએ એક મહિનો થવા આવ્યો. ખાવાનું ખૂટવા આવ્યું. શીખો ગભરાવા લાગ્યા. બંદાએ પ્રેરણાત્મક-ઉત્સાહ જનક ભાષણોથી શીખ સૈનિકોને હિંમતવાન બનાવ્યા. બંદાની વાણીમાં વીરતા હતી; અજબ જાદુ હતું. તેના શબ્દ પર મરવાની તમન્ના શીખ સૈનિકોમાં ઉદ્દભવતી. ખાવાનું ખૂટી પડતાં કેટલાક શીખવીરો મુસલમાની પોશાક પરીધાન કરી કિલ્લાના એક છૂપા દ્વારથી બહાર નીકળ્યા અને શત્રુઓને ખબર ન પડે એવી રીતે જોઇતો ખોરાક-વસ્તુઓ લઈ પુનઃ અંદર જતા રહ્યા; પણ આ બધું ક્યાં સુધી નભે? ઘેરો લંબાતો હતો. પુનઃ ખોરાક ખૂટી પડયો. ભૂખમરો શરૂ થયો. છેવટે ભૂખમરાથી અકળાએલા શીખો બંદાને કહેવા લાગ્યા, “અમને બચાવો. ભૂખનું દુઃખ સહન થતું નથી. તમારૂં તપ-બળ ક્યાં ગયું? અદ્દભૂત શક્તિઓ ક્યાં અદ્રશ્ય થઈ?” વગેરે વચનો સંભળાવવા માંડયાં. બંદા ક્રોધાક્રાન્ત બની ગયો. ભયાનક ભૂતાવળે તેનામાં પ્રવેશ કર્યો હોય એમ તેનું વદન ભયંકર-ઉગ્ર જણાવા લાગ્યું. એક મધ્ય-રાત્રે વીરબંદા એકાએક ઉભો થયો અને નિરાશ થએલા શીખોને ઉત્સાહી બનાવી ગુપચૂપ કિલ્લાની બહાર નીકળી અસાવધ શત્રુસેના પર એકાએક છાપો માર્યો. આ લઢાઇ વિકટ અને ભયંકર હતી, શીખોએ શત્રુઓનો ઘણો સંહાર કરી નાખ્યો. શીખો મરણીયા બન્યા હતા. ગુરૂગોવીંદસિંહ અને તેમના બાળક પુત્રો પર ગુજારેલા અત્યા-

ચારનું વેર લ્યો વગેરે પોકારો શીખ સેનામાંથી સંભળાતા હતા. આ યુદ્ધમાં શીખોએ બહાદુરી બતાવવામાં કંઈ પણ બાકી રાખ્યું નહિ; પરંતુ આમ ક્યાં સુધી ટકી શકાય ? શીખોને મદદ મળવાનો સંભવ નહોતો. શાહીસેનાને બહારથી બીજી મદદો આવી મળતી.

મુસ્લીમ ઇતીહાસ લેખકો લખે છે કે બંદાએ આ સમયે વિજયની આશા નહિ હોવાથી એક અજબ ચાલાકી વાપરી. ગુલાબુ નામના એક માણસને પોતાના જેવો વેશ પહેરાવી પોતાની જગાએ રાખ્યો અને પોતે યુદ્ધ ક્ષેત્રમાંથી નીકળી પર્વત પ્રદેશમાં ચાલ્યો ગયો. બાદશાહી સેનાએ શીખોનો સંહાર કરી બંદા રૂપધારી ગુલાબુને પકડયો. બંદાના પકડાવાથી મુસ્લીમોના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે નાચ-રંગ વગેરે ખૂબ આનંદોત્સવ ઉજવ્યો. સરદાર ખાનખાનાંએ બંદાના પકડાયાના મંગળ સમાચાર બાદશાહને લખ્યા. બાદશાહની ખુશાલીનો પાર રહ્યો નહિ પણ એ ખુશાલી ક્ષણીક હતી. બંદાસ્વરૂપધારી ગુલાબુની જ્યારે ઓળખાણ પડી-ભેદ ખુલ્યો ત્યારે બાદશાહના કોપમાં વૃદ્ધિ થઇ. સરદાર ખાનખાનાંને ધીટકારના શબ્દોથી નવાજ્યો.

કોપાયમાન થએલો બહાદુરશાહ બંદાને પકડવા યા વિનાશ કરવાના નિશ્ચયથી એક મોટી બળવાન સેના લઇ નીકળ્યો. સૈનિકો લઢવૈયા હતા. યુદ્ધ સામગ્રી પણ પુષ્કળ હતી; પણ બાદશાહ અને તેના સૈનિકો અંદરખાનેથી બંદાની શક્તિથી ગભરાતા હતા. કહેવાય છે કે બાદશાહે સલાહને માટે બંદાને એક પત્ર પણ લખ્યો હતો. સંવત ૧૭૭૦ નો આ સમય હતો. નિરંતરની ચિંતા અને શ્રમથી બાદશાહ બહાદુરશાહ લાહોર પહોંચતાં જ બીમાર પડયો. આ બીમારી તેની છેવટની નિવડી. કંઈ કંઈ કલ્પનાઓ અને આશાઓના કિલ્લા ચણતો બાદશાહ પરલોક નિવાસી થયો.

બાદશાહના મૃત્યુ બાદ દિલ્હીમાં અંધાધુંધી શરૂ થઇ. આ પ્રદેશના સરદારો અને સૂબા સ્વતંત્ર થઇ બેઠા, તેમણે દિલ્હી સાથેનો સંબંધ તોડી નાખ્યો. દિલ્હીના રાજ-સિંહાસન માટે લઢાઇ સળગી. આ અંધાધુંધી લગભગ બે ત્રણ વર્ષ સુધી ચાલી. પંજાબમાં આ સમયે શીખ અને મુસલમાન એમ બે સત્તાઓ હતી. જ્યાં મુસલમાનો બળહિન બનતા ત્યાં શીખો ફાવી જતા અને બંદાના પર્વત પર જવા બાદ મુસલમાનો શીખો પર તૂટી પડી ગુમાવેલું પાછું મેળવતા. શીખ અને મુસલમાનો એક બીજાની સાથે સ્પર્ધામાં ઉતર્યા હોય એમ જણાતું હતું. હારજીત થતી; પણ છેવટની જીત કોઇની થઈ નહિ. દિલ્હીથી મોટું સૈન્ય આવતું; તે સમયે શીખો પર્વતોમાં છૂપાઇ જતા અને પછી લાગ મળતાં મરાઠાઓની માફક છાપો મારી શાહી સેનાનું પુષ્કળ નુકશાન કરતા.

બહાદુરશાહના મૃત્યુ પછી બંદાબહાદુર વળી પાછો મયદાને નીકળ્યો. તેણે સત્તાધિશ બનેલા મુસલમાન સરદારો પાસેથી શીખોએ ગુમાવેલાં સ્થાનો મેળવવા માંડયાં અને તે દરેક સ્થળે શીખ સેનાઓ મૂકી. થોડા સમયમાં જ તેણે વીરલ વીરતાથી હરીદ્વાર સુધીનો પ્રદેશ પોતાને તાબે કર્યો. દરેક સ્થળે તેના નામના શિક્કા ચાલવા લાગ્યા. નિયમ અનુસાર જીતાએલા પ્રદેશ શીખ સરદારોને સોંપી બંદાબહાદુર પુનઃ પર્વત પ્રદેશમાં ચાલ્યો ગયો.

અજબ થવા જેવું તો એ હતું કે બંદાના ગયા બાદ શીખો મંદ ઉત્સાહ બની જતા અને મુસલમાનો જોર પર આવતા. વૈરથી નસસતા મુસલમાનો આ તકનો લાભ લઇ શીખો પર તૂટી પડતા

અને શીખોને નસાડી મૂકી ગએલા પ્રદેશો પાછા મેળવતા. આ વખતે પણ પાછું એમ જ બન્યું. મુસલમાનો શીખોને નસાડી પાછળ પડયા. કોઇ કોઇ સ્થળે શીખોએ શત્રુઓનો મુકાબલો કર્યો, પણ ટકી શકયા નહિ. લગભગ એક વર્ષ સૂધી આ સ્થિતિ રહી. પુનઃ બંદા બહાદુર પર્વત પ્રદેશમાંથી બહાર નીકળ્યો. બંસી ગામના યુદ્ધમાં શત્રુઓને હરાવી તેણે વિજય પ્રાપ્ત કર્યો. આ પછી બંદાએ પર્વતોમાં જવાનું માંડી વાળી કર્તારપુર તરફ કુચ કરી સરહિન્દ ઉપર આક્રમણ કર્યું. સરદાર ચુહડમલ્લ અને અમીખાં સામે થયા. યુદ્ધ શરૂ થયું. બંદાનો વિજય થયો. બન્ને સરદારોએ બંદાબહાદુરનું આધિપત્ય સ્વિકાર્યું. જાલંધરના જાગીરદાર ફૈઝઅલીખાં અને સીફઅલ્લાહખાં બંદાને મળવા આવ્યા. બન્નેએ તેની સત્તા સ્વિકારી, આ બન્નેએ ગુરૂગોવીંદસિંહ સાથે શત્રુતા કરેલી હોવાથી બંદાએ શિક્ષા તરીકે તેમની અર્ધી જાગીર જપ્ત કરી.

આ રીતે બંદાએ ગુરૂ ગોવીંદસિંહ પ્રત્યે ગુજારેલા અત્યાચારનું વૈર પૂરેપૂરૂં લીધું.

---

૯

સંવત ૧૭૭૦ માં બંદાબહાદુરે અમૃતસરમાં એક મોટો દરબાર ભર્યો. તે દરબારમાં તેણે પોતાના બહાદૂર સૈનિકો—સરદારોને મોટી જાગીરો ઈનામમાં આપી. ખેડૂતોનું મહેસુલ ઓછું કર્યું. જુદા—જુદા સ્થાનપર અધિકારીઓ નીમ્યા. આ પછી સૈનિકોમાં ભરતી કરી પતીયાલા-ગુરૂદાસપુર અને પઠાણકોટ પર પોતાનો અધીકાર જમાવ્યો. વળી ગુરૂદાસપુરમાં એક મજબૂત કિલ્લો પણ બંધાવ્યો. કિલ્લાની અંદર પુશ્કળ

યુદ્ધ સામગ્રી અને ખાદ્ય પદાર્થો ભરી દીધા. ત્યાંથી આગળ વધી પંજાબના બીજા કેટલાએ ભાગ જીતી લઈ પોતાના રાજ્ય સાથે જોડી દીધા. આ પછી તેણે આનંદપુર પહોંચી પ્હાડી રાજાઓને એક સંદેશો પાઠવ્યો કે " હિંદુધર્મની રક્ષાના અર્થે સઘળાએ એકત્ર થઈ ધર્મ યુદ્ધમાં જોડાવું. " આ પછી વળી પાછો બંદા બહાદુર આરામને માટે પ્હાડોમાં ગયો. મુસલમાનો ધર્મવીર બંદા પ્હાડમાં ક્યારે જાય એની રાહ જોઈ રહ્યા હતા. બંદાના જવાના સમાચાર મળતાં જ તૈયાર થઇ બેઠેલા શત્રુઓએ શીખો પર તૂટી પડી વૈરની વસૂલાત કરવા માંડી. પુનઃ મુસ્લીમોનાં તોફાન હલ્લા શરૂ થયા. જમ્મુના સૂબેદાર જબરદસ્તખાંએ ગુરૂદાસપુર કે જે રાજધાનીનું નગર હતું તેની પર હલ્લો કર્યો. શીખોએ અપૂર્વ પરાક્રમ બતાવી ગુરૂદાસપુરનું રક્ષણ કર્યું. સૂબેદાર હાર ખાઇ પાછો ફર્યો. બંદાને સઘળી ખબર પડતાં પુનઃ પ્હાડી પ્રદેશમાંથી બહાર આવ્યો અને જબરજસ્ત સેના સાથે નીકળી શત્રુઓનો સંહાર કરવા માંડયો. એક સૂબેદાર હમીદખાંએ મોટા સૈન્ય સાથે શીખ સેનાનો મુકાબલો કર્યો. તેની પાસે યુદ્ધ સામગ્રી અને તોપો ઘણી હતી. તોપોના મારથી શીખસેનાનો સંહાર થવા લાગ્યો. આ યુદ્ધ ભયાનક હતું. તોપોના ગોળા શીખ સૈનિકોનો સંહાર કરી નાખતા હતા. શીખ સૈન્યમાં ખળભળાટ મચી રહ્યો. જો આવી રીતે વધુ સમય વિતશે તો એક પણ શીખ સૈનિક જીવતો રહી શકશે નહિ. શું કરવું ? કેવી રીતે શત્રુઓને હઠાવવા વગેરેની મંત્રણા ચાલી રહી હતી. પ્રતિપળે મામલો વીકટ અને ભયંકર થતો હતો. બંદા પણ પૂર્ણ ગંભીરતાથી વિચાર વશ બની રણરંગ અવલોકી રહ્યો હતો. એવામાંજ એક દેશભકત વીરયુવકે અપૂર્વ સાહસ અને હિંમતથી રણરંગ ફેરવી નાખ્યો. એ યુવકનું નામ કહરસિંહ

હતું. દૂર-દૂરથી તેની નજર મુસ્લીમ સૈન્યમાં નમાઝ પડતા સૂબેદાર પર પડી. વીરનાદથી ગગન ગજાવતો યુવક મરણનો ભય ત્યાગી મુસ્લીમ સૈન્યમાં પ્રવેશ્યો અને નમાઝ પડતા સૂબાની નજીક જઈ પહોંચી તલવારનો ઘા કર્યો. આ બધું થોડીવારમાં બન્યું યુવકે સૂબાનું ધડથી છૂટું પડેલું માથું હાથમાં ઉપાડી આણી બંદાની પાસે રજુ કર્યું. મુસ્લીમ સૈન્યમાં હાહાકાર વર્તાઈ રહ્યો શીખોએ પ્રબળ ધસારો કરતાંજ સરદાર વિનાના સૈન્યે નાશ ભાગ શરૂ કરી. શીખોએ વિજય પ્રાપ્ત કર્યો. આજનો વિજય વીર કહરસિંહના સાહસને લીધેજ છે, એમ જણાવી બંદાએ તે વીરયુવકને ધન્યવાદ સાથે આશિષ સમર્પી. શીખો વિજય પ્રાપ્ત કરી ગુરૂદાસપુર આવ્યા. બંદાએ હવે રાજ્યધાનીમાંજ રહેવાનું પસંદ કર્યું.

બહાદુરશાહ બાદશાહના મૃત્યુબાદ દિલ્હીમાં ખૂબજ અંધાધુંધી ચાલી હતી. અમીર ઉમરાવો સત્તા પ્રાપ્ત કરવાને પરસ્પરમાં લઢતા હતા. ગાદીના વારસો માટે તલવારો ચમકતી હતી, ઘણા માર્યા ગયા, અનેકનાં ખૂન થયાં. છેવટે અમીરોમાંના બે સૈયદ ભાઈનું જોર વધ્યું અને તેમની સહાયથી ફરૂખશીયરને બાદશાહી પ્રાપ્ત થઈ.

દિલ્હીના અંધાધુંધીનો લાભ જો બંદાએ લીધો હોત તો સમસ્ત પંજાબમાં તેણે પોતાનું મજબૂત રાજ્ય સ્થાપ્યું હોત. બંદાને માટે એ શુભ અવસર હતો, અણમૂલી તક હતી. પણ બંદાએ એ તકનો લાભ લીધો નહિ, અરે લેવાનો વિચાર સરખો પણ કર્યો નહિ. બંદાબહાદુર મહાન વિજયી હતો. પણ પ્રથમની વૈરાગ્ય ભાવનાનાં મૂળ તેના હૃદયમાંથી નિર્મૂળ થયાં નહોતાં. સર્વત્ર વિજય મેળવતો-ગામ નગરો તાબે કરતો, પણ તેની પર પોતાની સત્તા નહિ સ્થાપતાં સરદારોને સોંપી દેતો અને જીતેલા પ્રદેશમાં પોતાનું કંઈ નથી માની પર્વત પ્રદેશમાં પહોંચી

પૂર્ણ સંતોષ આનંદથી દિવસો નિર્ગમન કરતો. આનું પરીણામ એ આવતું કે સત્તાધિશ સરદારો પણ પ્રમાદવશ થતા અને રાજ્યને મજબુત સુરક્ષિત બનાવવા પ્રત્યે બેદરકાર બનતા. આવી તક મુસલમાનો કેમ જવાદે ? શત્રુઓ પ્રબળ થતા અને શીખ પ્રદેશો જીતી લેતા. આમ થવાથી બંદાને વારંવાર પર્વતોમાંથી બહાર આવી ગએલા પ્રદેશો પાછા મેળવવા પડતા.

વિજયી વીરને વિજય પ્રાપ્ત કરવો એ સ્હેલ છે; પણ એ વિજયને સફળ બનાવવાનું કામ મુશ્કેલ હોય છે. બંદાએ અનેક પ્રદેશો પોતાને સ્વાધિન કર્યા; પંજાબ પ્રાંતમાં શીખ સત્તા સ્થાપી; પણ એ સત્તાને મજબુત બનાવવા—સુરક્ષિત રાખવા પ્રત્યે ધ્યાન આપ્યું નહિ. બંદા બહાદુર માનતાકે સઘળા પ્રદેશ પોતે જીત્યાછે; એમાં સંભાળવાનું શું છે ? કદાચ દુશ્મનો જીતી લેશે, તો ફરીથી યુદ્ધ કરી ગએલા પ્રદેશો જીતી લેવાશે. રાજનીતિજ્ઞ પુરૂષો આસ્થળે બંદાની મહાન ભૂલ માને છે. બંદા પૂર્ણ પરાક્રમશાળી હતો. તેણે લાહોર—દિલ્હી જીતી લઇ રાજ્યને સુરક્ષિત બનાવવા પ્રત્યે જો પૂરતું ધ્યાન આપ્યું હોત તો મોગલ રાજ્યનું નામ નીશાન ઉખડી જાત અને એક મોટું શીખ સામ્રાજ્ય સ્થપાત. પરંતુ બંદાબહાદુરે આ રાજનીતિ પ્રત્યે બિલકુલ ધ્યાન આપ્યું નહિ. પરીણામ શું આવ્યું તે આગળ ઉપર જણાશે. ફરૂખશિયર બાદશાહે ગાદીએ આવ્યા બાદ બંદાનો વિનાશ કરવાના પ્રયત્નો આરંભ્યા; પણ પૂર્ણ પરાક્રમી વીર બંદાનો વિનાશ કરવાના દરેક પ્રયત્નોમાં તે નિષ્ફળ નીવડયો. બંદાની વીરતાથી—ધાક ત્રાસથી શત્રુઓમાં હાહાકાર વર્તાતો. બાદશાહને પણ રાજ્ય સાથે જીવ ખોવાની ભીતી લાગતી. ખુલ્લી લઢાઇમાં કે છૂપા હલ્લામાં દૈવી શકિતવાળા બંદાને કોઇ પણ પ્રકારે જીતી શકાશે નહિ એમ માની બાદશાહે પોતાના મંત્રીઓ સેનાપતિ

સૂબેદારોને એકત્ર કરી બંદાના વિનાશને માટે મંત્રણા કરવા માંડી. જ્યાં સૂધી બંદાની પાસે સ્વદેશાભિમાની સંપીલા બળવાન શીખ યોદ્ધા ઓછે ત્યાં સૂધી કોઇ કાળે પણ ખુલ્લી લડાઇમાં તેનો વિનાશ થનાર નથી; આવો નિશ્ચય થતાં છેવટે શામ દામ ભેદ નીતિ આરંભવાનો બાદશાહે પોતાનો મત દર્શાવ્યો. સરદારો વગેરેએ પણ સંમતિ દર્શાવી.

દેશમાં જ્યાં સૂધી સંપ–સંગઠન હતું ત્યાં સૂધી શત્રુઓની ભેદ નીતિ સફળ થઇ શકી નહોતી. દેશભકત માતૃભકત વીરનરો સ્વદેશાભિમાનથી ભરપૂર હતા. દેશની સ્વતંત્રતાની રક્ષા એ પોતાની પ્રથમ ફરજ અને ધર્મ માનતા. સ્વતંત્રતાનું સાચું સુખ એ દેશભકતો બરાબર સમજતા અને તેથીજ એવા દેશ સેવકો ભેદ નીતિમાં નહિ ફસાતાં દેશની સેવાર્થે સર્વદા તત્પર રહેતા. અનેકને પરસ્પરમાં વૈર હતાં, અરે અનેક રાજા સરદારોનાં વૈર તો પરાપૂર્વથી ચાલ્યાં આવતાં. તેઓ પણ માતૃભૂમિની સ્વતંત્રતાને ખાતર પોતાના દુશ્મનોની સાથે જોડાજોડ ઉભા રહી પરદેશી શત્રુઓની સાથે રણરંગ ખેલતા. શત્રુઓએ ફાટફુટ પડાવવા અનેક પ્રયત્નો કરેલા પણ સઘળા નિષ્ફળ નીવડેલા. જ્યાં સૂધી આવો સુસંપ અને પૂર્ણ દેશભકિત હતી ત્યાં સૂધી પરદેશીઓની તાકાત નહોતી કે ભારતને પરતંત્ર કરી શકે. આવી ઐકયતા અને દેશપ્રત્યેની ભાવનાથી ભારતભૂમિ દૈવી ભૂમિ ગણાતી. હુન્નર ઉદ્યોગ ધમધોકાર ચાલતા. ઉપયોગની દરેક વસ્તુઓ દેશમાંજ ઉત્પન્ન થતી. દેશનો વેપાર પરદેશ સાથે ચાલતો અને પુશ્કળ નાણું પરદેશથી દેશમાં આવતું. સમયની ગતી અગમ્ય છે. સંપ સંગઠન ટૂટતાં દેશમાં દોઢ ડાહ્યા વિદ્વાનોની વૃદ્ધિ થઇ. સ્વાર્થ કુસંપના પરીણામે દેશભકિત અદૃશ્ય થવા લાગી. મારૂં તારૂં માનવા કરવામાં મિથ્યાભિમાન–લોભ મોહમાં હિંદીજનો છતી આંખ્યોએ અંધ બન્યા. અરે અનેકતો પોતાનો સ્વાર્થ પરીપૂર્ણ કરવાના ઉદ્દેશથી દુષ્મનોના સ્હાયક બન્યા. છેવટે પરદે-

શીઓની ભેદનીતિનો વિજય થયો. ભારતમાતા પરતંત્ર બની. તેની પ્રજા–તેના કહેવાતા રાજા–મહારાજાઓ–ધર્મગુરૂઓ પરદેશીઓના તાબેદાર બન્યા. ભારતની લક્ષ્મીની યથેચ્છ લૂંટ શરૂ થઇ. પરદેશીઓના સહાયક બનેલા હિંદીઓની આંખ્યોએ અંધકારના પડળ વળેલાં હોવાથી ક્યાંથી ખબર પડે કે આ પરદેશીઓ ભવિષ્યમાં ભયંકર ભૂજંગો નિવડશે ? આ પરદેશીઓ ભારતની લીલી વાડીને વેરાન સ્મશાનવત્ બનાવશે ? અરે સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે પરદેશીઓના પ્રતાપે ભારતનાં સુકોમળ સુખી સંતાનોને જતે દિવસે અન્ન–વસ્ત્ર વિના પણ ટળવળી મરવું પડશે ? ભારતના દુર્ભાગ્યે લલાટે લખાએલા ગુલામીના લેખ કોણ મિથ્યા કરી શકે ? ધર્મવીર બંદા બહાદુર દેશને સ્વતંત્ર કરવાનાં સ્વપ્નાં સેવી રહ્યો હતો અને એ સ્વપ્નની સફળતા તેની વિજયી સમશેરે સમિપ આણી હતી. બંદા દેશ ઉદ્ધારક ધર્મ ઉદ્ધારક વીર મનાયો હતો. તેની વિજયી તલ્વાર સર્વત્ર વિજયને વરતી હતી તેનું હૃદય સ્વદેશાભિમાનથી ભરપુર હતું. દેશાભિમાનનો જુસ્સો રગેરગમાં વ્યાપ્યો હતો. ગુરૂગોવીંદસિંહને આપેલા વચન મૂજબ તેણે ગુરૂપુત્રોના વૈરની વસૂલાત બરાબર કરી હતી; પણ દેશના દુર્ભાગ્યે બંદાનો આ વિજય તેના જાતભાઇઓજ સહન કરી શકયા નહિ. કોઇ પણ ઉપાયે ધર્મવીર બંદાનો નાશજ કરી નાખવો એવી પ્રબળ ઇચ્છાથી બાદશાહના કૃપાપાત્ર બનેલા કેટલાક દેશદ્રોહી–જાતિદ્રોહી શીખો બાદશાહની ભેદનીતિને સફળ બનાવવા તત્પર થયા. આમાંનો એક બાદશાહનો ખાનગી મંત્રી હતો. તેનું નામ રામદયાળ. તેણે બાદશાહને કહ્યું કે, “ગુરૂગોવીંદસિંહનાં ધર્મપત્નિઓ માતાસુંદરી અને સાહેબાંદેવી કે જેઓ અત્રે રહે છે. તેમનો આશ્રય લઈ આપણે બંદાનો વિનાશ કરવો. મંત્રીનો આ વિચાર બાદશાહને પસંદ પડયો. ગુરૂપત્નિઓ પ્રત્યે પૂર્ણ માન અને વિનયથી એક પત્ર લખાયો. તેમાં બાદશાહે જણાવ્યું કે

"અમારો વંશ ગુરૂનો સેવક છે. બાબા નાનકે જ અમારા વંશને બાદશાહીનું વરદાન આપેલું છે. અમારી પહેલાંના બાદશાહોએ ગુરૂ ગોવીંદસિંહ પ્રત્યે ગમે એવું વર્તન ચલાવ્યું હોય, પણ મારે તેમાં કંઇ નથી. હું તો ગુરૂજીને માનની નજરે જોઉં છું. મારા હૃદયમાં ગુરૂ પ્રત્યે પ્રેમ છે. અમે કોઇને દુઃખ દેતા નથી. કોઈને બળાત્કારે મુસલમાન બનાવતા નથી; છતાં વૈરાગી અમને જંપવા દેતો નથી. તે વિના કારણે પ્રજાને પીડે છે. તેણે ઘણાં ગામ અને નગરોને ઉજ્જડ બનાવ્યાં છે. આખા દેશને બળવાખોર બનાવ્યો છે. તેનું આવું તોફાન જો સદા ચાલુ રહેશે તો દેશ પાયમાલ થઇ જશે. આ પાયમાલી અટકાવવાના પુણ્ય કાર્યમાં આપ માતુશ્રીઓની સંપૂર્ણ મદદની મને આશા છે. બંદા આપને માનની નજરે જુએ છે; આપની પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ દર્શાવે છે. આપનું કહેવું તે જરૂર માનશે. આપ તેની પર એક આજ્ઞાપત્ર લખી આ સઘળું તોફાન છોડી દઈ મારા આશ્રયે આવી રહેવાનું સૂચન કરો. જો તે મારા શરણે આવશે તો હું તેને અને તેના શીખ સરદારોને સારી–સારી જાગીરો આપી ખુશ કરીશ." આવી મતલબનો પત્ર અને પુશ્કળ નજરાણું લઇ મંત્રી રામદયાળ ગુરૂપત્નિઓના નિવાસ સ્થાન તરફ જવા નીકળ્યો.

ગુરૂ ગોવીંદસિંહનાં ધર્મપત્નિઓ માતાસુંદરી અને સાહેબાંદેવી દિલ્હીમાં રહેતાં હતાં. તેમની સેવામાં ગુરૂભક્ત શિષ્યો માનસિંહ અને સદકીસિંહ રહેતા હતા. મંત્રી રામદયાળ નજરાણું લઈ ત્યાં આવ્યો, તેણે પૂર્ણ વિનય અને ભક્તિભાવે માતાજીઓ સમક્ષ નજરાણું સમર્પ્યું અને પછી બાદશાહનો પત્ર આપ્યો. બન્ને દેવીઓ પત્ર વાંચી વિચારમાં પડયાં. જેનું હૃદય દયામય હોય–દુષ્મનોના કાવાદાવાથી અજાણુ હોય તે શત્રુની ભેદ નીતિ કયાંથી જાણી સમજી શકે ? એ તો

પોતાના સમાનજ સૌને જુએ. બાદશાહના વિનયી પત્રથી અને શીખો પ્રત્યેની શુભ ભાવનાથી બન્ને દેવીઓ ભોળવાયાં અને ધર્મવીર બંદાને યુદ્ધનો ત્યાગ કરી બાદશાહ સાથે સુલેહ-શાન્તિથી રહેવાનો પત્ર લખવાના નિર્ણય પર આવ્યાં. બાદશાહના પ્રપંચી પત્રની ભોળા હૃદયપર બરાબર અસર થઇ. બંને દેવીઓએ બાદશાહની આવી શુભ ભાવનાની મનમાંજ પ્રશંસા કરી. આ પછી તે બંને દેવીઓએ પોતાનો નિર્ણય જણાવી મંત્રી રામદયાળને વિદાય કર્યો. આનંદથી મલકાતા મંત્રીએ બાદશાહને શુભ સમાચાર જણાવ્યા. માછલાં ભેદ નીતિની જાળમાં ફસાયાં જાણી બાદશાહને આનંદ થયો. ગુરૂભક્ત શિષ્યો માનસિંહ અને સદકીસિંહ દેવીઓનો નિર્ણય જાણી દિલગીર થયા. બંને જણા બાદશાહની પ્રપંચજાળ બરાબર સમજી શકયા હતા. માનસિંહના મુખપર દિલગીરીની છાયા જોઇ સાહેબાંદેવીએ પૂછ્યું, " માનસિંહ ! તારૂં મુખ ઉદાશ કેમ જણાય છે ? "

" માતાજી ! શું કહું ? કહેવાની ઇચ્છા છતાં કહી શકાતું નથી. " માનસિંહે કહ્યું.

"કેમ વારૂ ?" માતાસુંદરીએ વિસ્મિત વદને પૂછ્યું.

" આકાશમાંથી ઘોર અંધકાર જમીનપર ઉતરતો જણાય છે અને તેમાં શીખોનું ભાવી ભયાનક થતું અવલોકાય છે. " માનસિંહે નિરાશ વદને જવાબ આપ્યો.

" તું આ શું બોલે છે ? " સાહેબાંદેવીએ પૂછ્યું.

" હું સાચુ બોલું છું. મારો અંતરદેવ અત્યારે પોકારી રહ્યો છે કે શીખ સત્તા-શીખ વિજયનો વિનાશ હવે સમિપમાં દેખાય છે. "

" શાથી ? " માતાસુંદરીએ ચમકીને પૂછ્યું.

" આપના નિર્ણયથી-આપના ઉદાર હૃદયથી. " સદકીસિંહે કહ્યું.

"બાદશાહની વિનંતિ સ્વિકારી અમે બંદાને સુલેહ શાન્તિ સ્થાપવાને પત્ર લખવાનો નિર્ણય કર્યો તેમાં તમને શું ભયાનકતા ભાસે છે ?"

"માતાજી! ક્ષમા કરજો. જેનું હૃદય નિર્મળ-સાફ હોય છે, તે અન્યને પણ નિર્મળ-સાફ જુએ છે. સાપનાં બચ્ચાં સાપજ હોય છે. હિંસક હમેશાં હિંસક જ રહે છે. બાદશાહના જુલ્મો વિચારો. કેટલાં નિર્દોષજનો અકાળે કાળના મુખમાં હોમાયાં ? કેટલાં હિંદુ નર-નારીઓને જુલ્મી સત્તાએ બળાત્કારથી વટલાવ્યાં ? કેટલાં મંદિરોની જગાએ મસ્જીદો ઉભી થઇ ? ગૌહત્યાનું પાપ કેટલું વધતું જાય છે ? અરે વિચારી તો જુઓ કે પૂજ્ય ગુરૂઓને કેટલાં સંકટો સહન કરવાં પડયાં છે ? નિર્દોષ ગુરૂપુત્રો-સુકોમળ બાળકો-આશા ભર્યા બાળકો જાલીમ જુલ્મીઓનાં ભોગ થઇ જીવતાં જીવત દિવાલોમાં ચણાયાં ? માતાજી ! શું આ સઘળું આપ ભૂલી ગયાં ? માતાજી ! એ કારમી હત્યાઓ, એ ભયંકર ઘટનાઓ ભૂલી ભૂલાય એમ નથી. સમયનો પડદો જો કે પડયો છે; દિવસો વીતે છે એમ એ સ્મૃતિ ઓછી થતી જાય છે, પણ એ દેખાવ-એ ભયંકર દશ્યો-એ લોહી ઝરતાં બહાદુરોનાં શબ અને બાળકોનાં મૃત્યુ હજી પણ અમારી આંખ્યો સન્મુખ પ્રત્યક્ષ થાય છે. ધર્મવીર બંદાનું ભલું થજો કે તેણે નિર્દોષની વ્હાર કરવા હાથમાં સમશેર પકડી અને વૈરની વસૂલાત કરવા માંડી. આજે તેના નામ માત્રથી શત્રુઓ થરથર કાંપે છે. આજે બંદાની વીરહાક વાગે છે. તેની સમશેર જાલીમોનાં રક્તથી તૃપ્ત થઇ સર્વત્ર વિજય મેળવે છે. આ પરાક્રમશાળી વીરનો વિનાશ કરવાના હેતુથીજ બાદશાહે આપને પ્રપંચી પત્ર લખી આપની સ્હાયની માગણી કરી છે." આટલું વિવેચન કરી માનસિંહ મૌન રહ્યો. બન્ને દેવીઓ

વિચારમાં પડી. હૃદયમાં અનેક તર્ક-વિતર્કો થવા લાગ્યા; પણ છેવટે બાદશાહે મોકલાવેલું નજરાણું-વિનયથી ભરપૂર પત્ર-નમ્રભાવે માગેલી મદદ શીખો પ્રત્યેની પ્રેમ ભાવના વગેરે જાણી-વિચારી અબળા હૃદય વિશ્વાસુ બન્યું. પુનઃ સાહેબાંદેવીએ કહ્યું. "માનસિંહ! તારી વાત જો કે સત્ય છે; પણ હવે તેનું શું? થનાર વસ્તુ થઈ ગઇ. દુર્ભાગ્યે બાદશાહોને અવળી મતી સુઝી અને કારમા અત્યાચાર ગુજાર્યાં; પણ હવે તેનો વંશજ બાદશાહ એ સઘળાં કર્મોથી દુઃખી થઇ સુલેહ શાન્તિ સ્થાપવા ઇચ્છે છે તો આપણે શા માટે મદદ ન કરવી જોઇએ? ગુરૂઓ પ્રત્યે ગુજરેલા અમાનુષી જુલ્મોનો બદલો બંદાએ બરાબર લીધો છે. તેણે પણ ઘણા નિર્દોષ મુસલમાનોની હત્યા કરી છે, અને મસ્જીદો તોડી છે-અનેક ગામ નગરો ઉજ્જડ કર્યાં છે. બન્ને પક્ષે જે કરવાનું હતું તે બરાબર કર્યું છે. હવે શાન્તિની જરૂર છે. જો આવી રીતે સદાય યુદ્ધ ચાલ્યા કરે તો દેશની કેવી પાયમાલી થઇ જાય? માટે હવે શાન્તિની જરૂર છે. વળી જ્યારે જુલ્મ કરનાર બાદશાહ પોતેજ સુલેહ-શાન્તિની ઈચ્છા રાખે છે; તો આપણે શા માટે તેને મદદ ન કરવી? માણસોનાં હૃદય એક સરખાં સદાય રહેતાં નથી. બાદશાહનો પત્ર વાંચી ખૂબ વિચાર કરતાં અમને બાદશાહનો હૃદયપલટો બરાબર થયો હોય એમ જણાય છે."

માતાનું કથન સાંભળી માનસિંહે કહેવા માંડયું; "માતાજી! ભૂલો છો. દેશનું દુર્ભાગ્ય આ વખતે આપને ભૂલાવે છે. સૂર્ય પશ્ચિમે ઉગે-નેવનાં નીર મોભે જાય. સર્પ વિષ વિહીન્ બને અને સમુદ્ર માઝા મૂકે તોજ બાદશાહના હૃદયનો પલટો થાય. ધર્મવીર બંદાની વિજયી તલવારના ભયથી ભયભીત બનેલો બાદશાહ બંદાનો અને સમસ્ત શીખોના વિનાશનો આ ભયાનક દાવ ખેલી રહ્યો છે.

અને એ દાવને સફળ કરવા આપનો આશ્રય માગ્યો છે. માતાજી ! હાથ જોડીને કહું છું કે આપ આ બાબતથી અલગ રહો. ધર્મવીર બંદાને વૈરની વસૂલાત કરવી હોય એટલી કરવા દ્યો. બંદા દેશનો—ધર્મનો રક્ષક છે. સ્વતંત્રતાનો પૂજક છે. જો આ સમયે આપણે તેના કાર્યને અટકાવીશું તો તેનું પરીણામ સારૂં નહિ આવે. બાદશાહ બંદાનો વિનાશ કરશે, શીખ સત્તા જડમૂળથી ઉખડી જશે અને ભારતને ગુલામીમાં જકડાવવાનું ઘોર કલંક આપણા શીરે આવશે."

"માનસિંહ ! તારી માન્યતા ભૂલ ભરેલી છે. તારૂં મગજ ભ્રમિત થયું હોય એમ સમજાય છે. આપણી ફરજ હવે શાંતિ સ્થાપવાની છે." સાહેબાંદેવીએ કહ્યું.

"માતાજી ! શાંતિની પાછળ અશાંતિ છૂપાએલી છે. બંદાના વિનાશની પાછળ જુલ્મીઓના જુલ્મની ઝડીયોની તૈયારી છે."

"હું માનતી નથી. હું આજેજ બંદાને પત્ર લખીશ." સાહેબાં દેવીએ નિશ્ચય જણાવ્યો.

"જેવી આપની ઇચ્છા. હવે એક શબ્દ પણ નહિ બોલું. માતાજી ! આપ ભલે આ બાળકને ભ્રમિત અગર ગમે એવો કલ્પો; પણ ચોક્કસ સમજજો કે આપનું આ પગલું ભયંકર છે."

આ પછી બન્ને દેવીઓ તત્કાળ મંત્રણાગૃહમાં ચાલી ગઇ અને બાદશાહની ઇચ્છાનુસાર બંદા ઉપર એક પત્ર લખ્યો કે,

"ધર્મવીર બંદા !

તમારાં પરાક્રમ જાણી અમને ઘણો આનંદ થયો છે. ગુરૂને આપેલા વચન મુજબ તમે તમારા કર્તવ્યનું પૂર્ણ રીતે પાલન કર્યું છે. તમે ગુરૂના સાચા શીખ સાબીત થયા છો. તમે ગુરૂના પંથને ઘણીજ મદદ કરી છે, તમને ધન્યવાદ ઘટે છે. તમારી વિજયી તલ્વારે

શીખ સત્તા વધારી છે, કરવાનું કાર્ય હવે પૂર્ણ થયું છે. દેશમાં હવે શાંતિની જરૂર છે. બાદશાહ પણ શાંતિ ઇચ્છે છે. બાદશાહ તમારી સાથે સુલેહ કરી તમને અને શીખ સરદારોને મોટી મોટી જાગીરો આપવા ઇચ્છે છે, તો આપણે સુલેહ શા માટે ન સ્થાપવી? અમારી પણ ખાસ ઇચ્છા છે અને તમને કહીએ છીએ કે યુદ્ધ બંધ કરી બાદશાહ આપે તે જાગીરો સ્વિકારી દેશમાં શાંતિ સ્થાપો." આવી મતલબનો પત્ર તૈયારકરી એક ખેપીયાને બંદા બહાદુર તરફ જવાને રવાના કર્યો.

પત્ર લઇ આવનાર માણસ થોડા દિવસે બંદાની પાસે આવી પહોંચ્યો અને દેવીઓનો પત્ર તેના હાથમાં મૂકયો.

બંદાએ દેવીઓનું કુશળ પૂછી પત્ર વાંચવા માંડયો. પત્ર વાંચતાં તેના મુખપર અવનવા ભાવ—ફેરફાર થવા લાગ્યા. પત્ર જેમ જેમ આગળ વંચાતો ગયો તેમ તેનું મુખમંડળ ગુસ્સાથી રકતવર્ણું થતું ગયું. પત્ર પૂરો થતાં તો તેના ક્રોધનો પાર રહ્યો નહિ. બંદાએ તત્કાળ દરબાર ભર્યો અને સર્વની સમક્ષ પત્ર વાંચી સંભળાવ્યો. શીખ સરદારો અને યોદ્ધાઓ વિચારમાં પડયા. શાન્તિ વ્યાપી રહી. કોઈ અવાજ કરતું નહોતું. એવામાં જ બંદાબહાદુરે બુલંદ અવાજે બોલવું શરૂ કર્યું, "વીર યોદ્ધાઓ! આપ સૌએ આ પત્રમાંનું લખાણ સાંભળ્યું હશે? અબળાની બુદ્ધિ પાનીએ એ કહેવત આજે બરાબર થાય છે. માતાઓ શત્રુની દગાબાજીમાં ફસાયાં હોય એમ જણાય છે. જો તેમ ન હોત તો તેઓ આવું લખત જ નહિ. બહાદુરો! ગુરૂઓનાં બળિદાન યાદ કરો. નિર્દોષ જનો પ્રત્યેના અમાનુષી અત્યાચારોનું સ્મરણ કરો. શત્રુઓના કાળા કહેરની સીમા નહોતી. તે અટકાવવા ધર્મને રક્ષવા અને દેશને સ્વતંત્ર કરવા આપણે તલવારો પકડી. આપણે અનેક યોદ્ધાઓનાં બળિદાન આપ્યાં, દેશની સ્વતંત્રતાને

ખાતર પારાવાર સંકટો સહન કર્યાં અને છેવટે જ્યારે આપણી વિજયી તલ્વારે સ્વતંત્રતા સમીપ આણી, ત્યારે આ દેવીઓ આપણને હવે બાદશાહનું શરણુ સ્વિકારવાનું કહે છે, ત્યારે શું આપણે માતાજીઓની સૂચનાનો સ્વિકાર કરી જીતેલી બાજી હારમાં ફેરવવી ? સ્વતંત્રતા પ્રાપ્ત કરવા ખુલ્લી કરેલી સમશેરો બાદશાહના કદમમાં મૂકવી ? ગુરૂ અને તેમના પુત્રોની હત્યા કરનાર જાલીમ શત્રુઓની દયા પર જીવવું ? શું કરવું ? બોલો જવાબ આપો ?" બંદાના આવેશ પૂર્ણ વાકયો સાંભળી સરદારો અને સૈનિકો વિચારમાં પડયા. ગુરૂ પત્નિઓ બાદશાહની લાલચ–છળમાં ભોળાઈ છે એવું સૌ માનવા લાગ્યા. કોઇએ કંઇપણ જવાબ આપ્યો નહિ. પુનઃ બંદા બોલી ઉઠયો, "હું આ પળે જ આ પત્રનો પ્રત્યુત્તર પાઠવું છું. બંદા માતાજીઓને માનની નજરે જુએ છે, પણ તેમની આ સૂચના–આજ્ઞાને અવગણે છે. આપણા કાર્યની વચ્ચે આવવાનો અથવા તો કંઇ પણ આજ્ઞા કરવાનો તેમને અધિકાર નથી. આપણે જે કાંઇ મેળવ્યું છે અને હવે પછી મેળવી શું તે આપણા સ્વબળેજ. જ્યાંસૂધી દેશમાંથી જુલ્મીઓની જડ ઉખડશે નહિ, ધર્મ–નીતિનું સામ્રાજ્ય સ્થપાશે નહિ અને દેશ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકશે નહિ ત્યાં સૂધી આપણી સમશેરો મ્યાન થનાર નથી."

આ પછી બંદાબહાદુરે નીચે પ્રમાણે પ્રત્યુત્તર પાઠવ્યો. માનનિય માતાઓની સેવામાં ! આપનો પત્ર પહોંચ્યો. આપની તરફથી મને શુભાશિષો અને આ સ્વાતંત્ર્ય સંગ્રામની સફળતા માટે ઉત્તેજન મળશે એવી આશા હતી, પણ મારી એ આશા નિષ્ફળ નિવડી છે. આપ સિંહ સમા ગુરૂવર્યનાં પત્નિઓ છો. ગુરૂવર્ય ધર્મઉદ્ધારક–સ્વાતં-ત્ર્ય પૂજક હતા અને તેજ કાર્યમાં તેમણે પોતાના વ્હાલા પુત્રોનાં

બળિદાન અર્પ્યાં અને પોતે અથાગ સંકટો સહન કરતા સ્વાતંત્ર્ય સિદ્ધીને માટે સ્થળે-સ્થળે ફર્યા. એ વીર ગુરૂનાં ધર્મ પત્નિઓ ગુરૂની કીર્તિ-વીરતાને શોભે એવી આજ્ઞા-સૂચના નહિ કરતાં દેશના દુર્ભાગ્યે સ્વાતંત્ર્ય પ્રાપ્તિને માટે રણરંગ ખેલતા યોદ્ધાઓને અધર્મના માર્ગે પ્રેરે છે. આપની મનોદશા એકાએક પલટાએલી જાણી અજબ થાઉં છું. આપ બાદશાહની માયાવી જાળમાં ફસાયાં હો એમ માનું છું. ગમે તેમ હો, પણ તમારી આ સૂચના-આજ્ઞા દેશને ગુલામીમાં જકડાવનારી અને શીખ સત્તાનો નાશ કરનારી છે. આ માન્યતાથી હું આપની આજ્ઞા સ્વિકારી શકતો નથી. દેશ અને ધર્મની રક્ષા કરવાની મેં દિક્ષા લીધેલી છે. કદાચ આપ મને ગુરૂનો શિષ્ય માની આવી આજ્ઞા કરવાની ઇચ્છા-આશા રાખતાં હશો; પણ મારે આપને હવે સ્પષ્ટ જણાવી દેવાની જરૂર પડે છે કે ગુરૂ ગોવીંદસિંહનો અને મારો મેળાપ ફક્ત એકજ વાર થયો છે. તેમણે મને શુભ વચનો સંભળાવી આશિષ આપી છે; તે છતાં હું તેમનો સાંપ્રદાયિક શિષ્ય બન્યો નથી. વળી તમે શીખ છો. હું એક વૈરાગી સાધુ છું. ગુરૂએ તેમના પુત્રોનું વૈર લેવા મને કહેલું. ગુરૂનાં નાનાં બાળકોનાં કરૂણ મૃત્યુ મારા હૃદયને હજી પણ વિદારી રહ્યાં છે. ગુરૂજીનાં તે બે નિર્દોષ બાળકો ચણાએલી દિવાલોમાંહી મને વૈર લેવાનું કહી રહ્યાં છે. મેં આટલો પ્રદેશ મારી તલ્વારના જોરથી જીતી લીધો છે; અને તેજ શક્તિ અને સામર્થ્યથી દિલ્હી અને લાહોર જીતીશ. મારે બાદશાહની મહેરબાની કે જાગીર જોઇતી નથી. અમારે જોઇતું અમે અમારા ભુજબળથી મેળવીશું."

આ પછી બંદાબહાદુરે દુશ્મનોના નાશને માટે પૂરતી તૈયારી

કરવા માંડી. બંદાને સમય અનુકુળ હતો. સર્વત્ર તેને વિજય પ્રાપ્ત થતો. આ સ્થિતિ જો કાયમ રહી હોત; ગુરૂપત્નિઓ બાદશાહની લાલચમાં નહિ ફસાયાં હોત તો બંદાબહાદુર ધાર્યું સીદ્ધ કરત, પણ ભારતના દુર્ભાગ્યે એમ બની શકયું નહિ. દેશનું દુર્ભાગ્યતો જુઓ ! કયાં આવીને કમાન ટૂટી ? અબળા મનાતી એક કૈકેયીએ શ્રીરામજીને વનવાસ મોકલ્યા. મરાઠા સામ્રાજયનું સઘળું કર્યું કારવ્યું એક અબળા આનંદિબાઈની ઈર્ષ્યાથી ધૂળ મળ્યું. આનંદિબાઇની વાત બોધપ્રદ છે. મહારાષ્ટ્રમાં બાજીરાવ પહેલો એક મહાન પુરુષ થઇ ગયો. મરાઠા રાજ્યને એક મહાન સામ્રાજ્યમાં રૂપાંતર કરવામાં તેનો પ્રથમ હિસ્સો હતો. સમસ્ત રાજ્યસત્તા તેના હાથમાં હતી. આ પેશ્વાને બાલાજી તથા રાઘોબા નામક બે પુત્રો હતા. રાઘોબાની પત્નિનું નામ આનંદિબાઈ હતું. બાલાજીના મૃત્યુ બાદ તેનો પુત્ર માધવરાવ પેશ્વા બન્યો. માધવરાવની યોગ્યતા અને વીરતાનાં સર્વત્ર વખાણ થતાં. મરાઠા રાજયના દુર્ભાગ્યે ગાદીએ આવ્યા પછી દશ વર્ષમાં માધવરાવનું મરણ થયું. માધવરાવના મૃત્યુ પછી તેનો નાનો ભાઇ નારાયણરાવ ગાદીએ બેઠો. આથી આનંદિબાઇ મનમાં બળવા લાગી. તે એમ માનતી હતી કે નારાયણરાવ ચોથા પેશ્વાનો ભાઈ હતો. જયારે તેનો પતિ ત્રીજા પેશ્વાનો ભાઇ થતો હતો. રાજ્ય સિંહાસનનો ખરો હકદાર રાઘોબા છે એવી તેની માન્યતા હતી. આનંદિબાઈએ કેટલાક સરદારો–સૈનિકોને પોતાના પક્ષમાં લઇ એક ષડયંત્ર રચ્યું અને સમય સાધી રાજભૂવનમાં નારાયણરાવનું ખૂન કરાવ્યું. કહેવાય છે કે રાઘોબાને આ કાવત્રાની ખબર નહોતી; પરંતુ ખૂન વખતે તે ત્યાં હાજર હતો. જે સમયે નારાયણરાવને મારી નાખવાની તૈયારી થઈ તે વખતે નારાયણરાવે દોડીને રાઘોબાનું કપડું પકડયું અને કરૂણ સ્વરે કહ્યું,

" કાકા ! બચાવો, આ હત્યારાઓ મને મારી નાખવા ઇચ્છે છે."
રાઘોબા સ્તબ્ધ બન્યો. રખેને પોતાનું પણ કંઈક અનિષ્ટ થાય એમ સમજી વસ્ત્ર છોડાવી ત્યાંથી ચાલતો થયો. ખૂનીઓએ નારાયણરાવને કાપી નાખ્યો. સઘળે હાહાકાર વ્યાપી રહ્યો. રાઘોબાએ ગાદીના હક્કદાર તરીકે પોતાને જાહેર કર્યો; પરંતુ વફાદાર મંત્રીઓ–સરદારોએ તેનો ઇન્કાર કર્યો અને નારાયણરાવની ગર્ભવતી પત્નિને રાજ્ય કારભાર સોંપ્યો. ઘરફુટે ઘર જાય. રાઘોબા ક્રોધથી અંધ બન્યો. વિદેશથી વેપાર કરવા આવેલા અને પરસ્પરની ફાટફુટના પરિણામે ધીમે ધીમે સત્તાધિશ બનતા મુંબાઈના અંગ્રેજોની રાઘોબાએ મદદ માગી અને મરાઠા સામ્રાજ્યના વિનાશનું બીજ વાવ્યું.

પારકાની પંચાત પતાવવાનું સ્વાર્થ સાથે પરમાર્થનું કામ કરતાં કાર્ય કુશળ અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ સ્વિકાર્યો. અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચે યુદ્ધનો આરંભ થયો. પરીણામે પેશ્વાઇનું પતન થયું. અંગ્રેજોનો ભાગ્યોદય થયો.

આ ઉપરથી કોઇએ એમ માની લેવાનું નથી કે દેશના દુર્દેવમાં સ્ત્રીઓએ મોટો ભાગ ભજવ્યો છે.

અનેક દેશભક્ત રમણીઓએ દેશના ઉદ્ધારને અર્થે દેહોત્સર્ગ કર્યા છે. તે વીરમાતાઓ સતીઓના કારણે ભારત ગૌરવવતું બન્યું છે. કહેવાનું તાત્પર્ય એજ કે આપણે વ્યક્તિ ગત સંબંધનો સાર્વજનિક જીવનમાં અનુચિત પ્રબંધ કરીએ છીએ. માની લ્યો કે બંદાબહાદુરને પત્ર લખનાર ગુરૂ ગોવીંદસિંહનાં પત્નિઓ હતાં. પણ ગુરૂના પ્રતિનિધિ તરીકે તેમની આજ્ઞા માનવી એ શું શીખોના માટે ઉચિત હતું ? શું તેમની બુદ્ધિ–કાર્યકુશળતા ગુરૂના જેટલી ઉત્તમ અને પ્રશંસનિય હતી ? પરંતુ એ સમયના શીખોનો આમાં કંઈ દોષ નથી.

આપણે બધા પોતપોતાના વ્યક્તિ જીવનને એટલા બધા વળગી રહે-નારા અને માનનારા છીએ કે જેથી સાર્વજનિક જીવન અને વ્યક્તિગત જીવનમાં ભેદ જોઇ શકતા નથી. આપણે વ્યક્તિગત અને સાર્વજનિક જીવનને જુદા પાડી નથી શકતા. આપણે વ્યક્તિગત ગુણો ઉપર એટલો ભાર મૂકીએ છીએ અને તેમને એટલા આવશ્યક સમજીએ છીએ કે આપણામાં સર્વજનિક ગુણો ખીલતાજ નથી. ત્યારે આપણામાં સાર્વજનિક જીવનના ગુણો કયારે ખીલે ? જ્યારે આપણે એમ સમજતા થઇશું કે એક માણસ ગમે તેટલો લોકપ્રિય વિદ્વાન સરળ ઉદાર કે કુલિન હોય છતાંએ જે મનુષ્યમાં દેશ પ્રેમ કે જાતીય ભાવના છે તેના કરતાં તે ઉતરતો છે. જે માણસ પોતાની પ્રવૃત્તિ કાર્ય અને વિચારોમાં દેશનો વિરોધી છે તે ભલેને ગમે એટલો સારા સ્વભાવનો સરળ કે ત્યાગી હોય પરન્તુ તે એક સાચો નાગરીક નથી કહેવાતો. અમારા કથનનો ભાવાર્થ એમ નથી કે સાર્વજનિક જીવનને માટે વ્યક્તિગત ગુણોની આવશ્યકતા નથી, કારણ કે વ્યકિતગત ગુણો વિના સાર્વજનિક જીવન ઉત્પન્ન નથી થઇ શકતું, કે નથી કાયમ રહી શકતું.

બંદાના વિરોધીઓ અને બાદશાહના મંત્રીઓ તો બંદાના વિનાશને અર્થે પ્રયત્નો કરીજ રહ્યા હતા. બંદાના પ્રત્યુત્તરથી બાદશાહે જાણ્યું કે આ નીતિથી કાર્ય નહિ થઇ શકે; ત્યારે હવે ભેદનીતિ અજમાવવી જોઇએ. બાદશાહે મંત્રીઓ દ્વારા ગુરૂપત્નિઓને કહેવરાવ્યું કે આવા પ્રત્યુત્તરથી બંદાએ આપનું હડહડતું અપમાન કર્યું છે. ગુરૂપત્નિઓએ આ વાત સાચી માની લીધી. અપમાનની આગથી ઉત્પન્ન થએલા ક્રોધાગ્નિમાં તેલ રેડનારા પાસેજ હતા. તેઓની પ્રપંચી જાળમાં બન્ને માતાઓ ફસાઇ ગઇ. વૈરાગીના અનહદ ઉપકારો તેમની પર

હતા, પણ તે સઘળા ઉપકારો બન્ને માતાઓ ભૂલી ગઇ. બન્ને ગુરૂપત્નિઓએ શીખ સરદારોને કાગળો લખી મોકલ્યા કે જે કોઈ ગુરૂગોવીંદનો સાચો શીખ હોય તેણે બંદાને સાથ આપવો નહિ અને તેને કંઈ પણ મદદ કરવી નહિ; કારણ કે બંદા પોતાની જાતને શીખ માનતો નથી. ગુરૂપત્નિઓના આવા આદેશથી શીખ સંપ્રદાયમાં મોટો ખળભળાટ મચ્યો. દેશના દુર્દૈવે ગુરૂપત્નિઓના પત્રે વીષનું બીજ વાવ્યું. સંપ્રદાય તરફથી માતાઓને પત્ર લખવામાં આવ્યો કે, "અમોએ વૈરાગી બંદાને ગુરૂ બનાવી અમારી જાતને વેચી દીધી છે, છતાંએ તમારી આજ્ઞાનુસાર અમે તેનો સાથ ત્યજી દઇએ છીએ; પરંતુ ત્યાર પછી આગેવાન વિના અમે એકલા શું કરીએ ? જો અમે લડાઇ છોડી ઘેર જઈશું તો માયા જાળમાં ફસાઇશું. આમ થાય તો પછી અમારૂં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની આશાઓનું શું ?"

આ પત્રના પ્રત્યુત્તરમાં આજ્ઞા થઇ કે 'ગુરૂ અને ગ્રંથ સાહેબને તમારૂં સર્વસ્વ ગણો. બંદાને હવેથી તમારો ગુરૂ માની તેની આગળ શીર ઝુકાવશો નહિ." આ આજ્ઞાની અસર બરાબર થઇ.

સંવત ૧૭૭૩ના વૈશાખી પૂર્ણીમાનો મેળો અમૃતસરને માટે ઘણો અશુભ દિવસ હતો. આ દિવસે ઘણા શીખો એકઠા થયા. બંદાબહાદુરે પણ પૂર્ણ ઠાઠમાઠથી આ મેળામાં ભાગ લીધો. તેના શીરપર કલગી શોભી રહી હતી; અને તે ઉપર છત્ર ઝુલી રહ્યું હતું. સૂર્યભગવાન પ્રખર તાપે તપી રહ્યા હતા. દરબાર ભરાયો. બહાદુર શીખો હિંદુઓ અને જાટ રાજપૂતોથી દરબાર ભરાઇ ગયો હતો. શીખોના મુખપર ઉદ્વેગની છાયાઓ જણાતી હતી. ગુરૂપત્નિઓની આજ્ઞા સરદારોએ સ્વિકારી લીધી હતી. સરદાર વિનોદસિંહ અને કહાનસિંહ બંદાના વિશ્વાસપાત્ર સરદારો હતા. આજે તેમનાં હૃદય પણ બદલાયાં હતાં. બંદા પ્રત્યેની વફાદારી તેમણે ત્યાગી હતી. બંદાએ

દરબારમાં સિંહાસન પર સ્થાન લીધું. તરતજ વિનોદસિંહ અને કહાન-સિંહે 'તત્ખાલસાના' નામથી ઓળખાતા દળને નેત્ર સંકેત કર્યો કે જેથી તે દળ ઉભું થઇ ગયું અને પછી તત્કાળ તે બન્ને સરદારોએ બંદા બહાદુરના હાથ પકડી સિંહાસનેથી ઉઠાડી મૂકયા. કોલાહલ મચી રહ્યો. મોટા અવાજ સંભળાયા કે, " જેઓ ગુરૂના શીખો છે તેઓએ બંદાથી અલગ થઇ જવું. આ પળથીજ તત્ખાલસા નામક દળ બંદાનું વિરોધી બન્યું. અનેક શીખો બંદાના દુશ્મનો બન્યા. કેટલાક શીખોએ તો બંદાનો સામાન લૂંટવા માંડયો. આ વખતે બંદાએ અપૂર્વ શાન્તિ ધીરજ ધારણ કરી એક પંજાબી કહેવત યાદ કરી કે, " બિલ્લી શેર પઢાયા બિલ્લી નૂં ખાણુ આયા. "

કુસંપ અને ફાટફુટ આ દેશનો રોગ છે. આ સમાચાર શ્રવણ કરતાંજ બાદશાહને અપાર આનંદ થયો. જે કાર્ય હજારો માણસોના સંહારથી ન થયું તે એક નાની સરખી ભેદનીતિથી ચાલાકીથી થયું જાણી શત્રુઓ ખુશી-ખુશી થઇ ગયા. બંદાબહાદુરે સમય પલટાએલો જોયો. જીતની બાજી હારમાં જશે કે શું એવો ભય ઉત્પન્ન થયો; પણ એ ધર્મવીરે હિંમત ત્યાગી નહિ. અત્યાર સૂધી આખું રાજયતંત્ર તેણે શીખોના હાથમાં મૂકયું હતું. શીખો વિરૂદ્ધ જતાં તેને સાધારણ હિન્દુઓની સ્હાયની જરૂર પડી. તેણે પોતાની રીતભાતમાં થોડા-ઘણો ફેરફાર કર્યો. તેણે તમામ હિંદુઓને ધર્મની રક્ષાને માટે મદદ કરવાની હાકલ પાડી જાહેર કર્યું કે " કળીયુગમાં તે નકલંકનો અવતાર ધારીને આવ્યો છે." તેણે રણગર્જના "જયધર્મની" રાખી. તેની ઈચ્છા દેશમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની હતી, પણ માણસની ઇચ્છાઓની સફળતાનો આધાર દૈવાધિન હોય છે. ધર્મવીર બંદા એકલો પડયો. ગણ્યા-ગાંઠયા શીખો તેની સાથે રહ્યા હતા; પરંતુ હિન્દુઓએ તેનો

સાથ ન છોડયો. બંદાએ પોતાના શિષ્યોમાં નવચેતન સમર્પી સૈન્યમાં ભરતી કરવા માંડી. જોત જોતામાં તેની પાસે સારૂં સૈન્ય બળ એકત્ર થયું; પણ બધું નવું હોવાથી વ્યવસ્થિત ન્હોતું. બાદશાહને માટે આ સુયોગ હતો. બાદશાહ આવો સોનેરી સમય કેમ ચૂકે? તત્કાળ તેણે એક બળવાન સૈન્ય દિલ્હીથી રવાના કર્યું. બંદાને આ વાતની ખબર પડી ચૂકી. તેણે પણ યુદ્ધ કરવાની પૂરતી તૈયારી પૂરવેગથી કરવા માંડી.

બાદશાહનું સૈન્ય પ્રબળ વેગથી ધસી આવે છે એવા સમાચાર મળતાં ધર્મવીર બંદાએ શત્રુઓને રોકવા નૈનાકોટ આગળ છાવણી નાખી. આ સ્થળેજ ધર્મવીર બંદાના ભાગ્યની પરિક્ષા થવાની હતી. વેગથી કુચ કરતું શાહી સૈન્ય આવી પહોંચ્યું. શત્રુઓને જોતાંજ બંદાના સૈન્યે "જયધર્મની" ગર્જનાથી ગગન ગજાવી મૂકી શાહી સેનાપર આક્રમણ કર્યું. ભયંકર કાપાકાપી શરૂ થઇ. શરણાઇઓ અને શંખોના ધ્વનિએ વાતાવરણને અશાન્ત કરી મૂકયું. બન્ને પક્ષના સૈનિકો મરણીયા બનીને પૂર જોશથી લડતા હતા. સૈનિકોનાં શબ ઠોકરે ચડવા લાગ્યાં. તલ્વારો વિજળીની માફક ચમકી શત્રુઓનો સંહાર કરવા લાગી. શાહી સેનાનો સેનાપતિ તો એમજ માનતો હતો કે એકલા પડેલા બંદાને તત્કાળ કેદ કરી શકાશે, પણ યુદ્ધરંગ અવલોકતાં જ તેની એ માન્યતા તેના મનમાંજ રહી બંદાએ અને તેના સૈનિકોએ આ વખતે કાળરૂપ ધારણ કર્યું હતું. બંદાની નાની સેનાએ જોત જોતામાં અસંખ્ય બાદશાહી સેનાનો સંહાર કરી નાંખ્યો. આ અરસામાં જ બાદશાહી સેનાપતિ બંદાના તીરથી વિંધાયો. શાહી સેનામાં ભંગાણ પડયું. ઘાયલ સૈનિકો અને લડાયક સામાનને રણભૂમિમાં ત્યજી દઇ બાદશાહના સૈનિકો જીવ બચાવવા નાશી છૂટયા. બંદાના સૈનિકોએ તેમને ઘણે દૂર સુધી નશાડી મૂકયા. બંદાને વિજય પ્રાપ્ત થયો; પણ

તેના ઘણા સૈનિકો રણમાં પડયા. બંદાને આ ખોટ સાલવા લાગી. થોડા દિવસમાં વળી પાછા સમાચાર આવ્યા કે નાશી છૂટેલી બાદશાહી સેના લાહોરના સૂબા આલમખાંની મદદ લઇને લડવા આવે છે. બંદા આ સમાચારથી ગભરાયો નહિ. તેણે ભાગ્યની સાથે છેક છેલ્લે સુધી લડવાનો નિશ્ચય કર્યો હતો. તેણે અને તેના સાથીઓએ "સ્વતંત્રતા યા મ્હોત"નો દ્રઢ નિશ્ચય કર્યો હતો. બંદાએ જગતના અનેક રંગ જોયા હતા. સ્વપરાક્રમે તેણે સ્વતંત્ર શીખ સત્તા સ્થાપિ હતી. મુસલમાનોના ત્રાસથી શીખોનું તેણે રક્ષણ કર્યું હતું. તલ્વારના બળે મેળવેલું રાજ્ય પણ તેણે શીખોને સોંપ્યું હતું. શીખો ઉપર તેના અનહદ ઉપકાર થયા હતા; પણ આજે તે ઉપકારો અદૃસ્ય થયા હતા. આપણામાં કહેવત છે કે હજારો ઉપકાર કર્યા છતાં જો એક નાની સરખી ભૂલ થાય તો તે હજારો ઉપકાર આપણા લોકો ભૂલી જાય છે. આ કહેતી અનુસાર બહાદુર શીખો, બંદાના વફાદાર–વિશ્વાસુ શિષ્યો એક નજીવા કારણને લઇને પોતાના રક્ષક ઉપકારકથી વિમુખ થયા હતા. બાદશાહી સૈન્યનો ફરીથી મુકાબલો થતાં બંદાએ પૂર્ણ પરાક્રમ દર્શાવી શત્રુઓને પરાજીત કર્યા. શીખોની મદદ વિના બંદાએ વિજય મેળવ્યો જાણી બાદશાહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

બાદશાહે અને તેના મંત્રી મંડળે હવે બીજી બાજી ખેલવા માંડી. શીખો અને હિંદુઓમાં વૈર ઉત્પન્ન થાય એવા ઉપાયો યોજવા માંડયા. પરીણામે શીખો અને હિંદુઓ વચ્ચે દિવસે દિવસે વૈરની વૃદ્ધિ થતી રહી.

આપણા ધર્મ અને પંથોએ દેશની કેવી અવદશા કરી છે તે હવે કોઇનાથી અજાણ નથી. શીખ અને હિંદુઓ એકજ પ્રભુનાં બાળકો છે. એકજ દેશનાં છે. એકજ દેશનાં હવા–પાણીથી તેમનાં હાડ–ચામ બંધાયાં છે. જીવવા–મરવાનું પણ આ ભૂમિમાંજ નિર્માણ થયું છે. ભારતમાતાની સેવા એ તેમની પ્રથમ ફર્જ અને ધર્મ છે.

દેશની સ્વતંત્રતાને ખાતર તેમણે જીવન પર્યંત શત્રુઓ સાથે ઝુઝવાનું છે, છતાં એક નજીવા પંથ ધર્મના ભેદને કારણે દેશસેવાની પોતાની ઉત્તમમાં ઉત્તમ ફરજ વિસારી પરસ્પરના વૈરી બની દુષ્મનોનો માર્ગ સરળ રહેલો કરી આપી દેશને દુઃખના દરીયામાં—ગુલામીમાં સપડાવ્યો.

આ ઉપરથી પ્રત્યેક હિંદીએ શીખામણ ગ્રહણ કરવી જોઈએ. થોડી ઘણી ધાર્મીક વિભિન્નતા દેશની એકયતામાં કેટલી બધી અંતરાયરૂપ થાય છે ? માણસનું મસ્તક એક પેચદાર યંત્ર જેવું છે. કોઇ અવસરે જ્યારે કોઇ તેના ઉપર બળવાન પ્રભાવ પાડે છે ત્યારે તે નવો પ્રભાવ પહેલાંના બધાએ પ્રભાવોને દાબી દે છે. એક મનુષ્ય જ્યારે આવેશમાં આવી જાય છે ત્યારે બધી ફરજો અને જુના સંબંધો ભૂલી જાય છે. જ્યારે તે સ્વાર્થના પ્રભાવ નીચે આવે છે ત્યારે આત્માનો અવાજ—સમાજનો ભય અને ઇજ્જતનો વિચાર એનાથી દૂર ભાગે છે. ધર્મ અને રાજનીતિના સિદ્ધાંત એક બીજામાં એવી રીતે ઘુસી જાય છે કે જેથી બન્નેમાં ભેદ બતાવવો ઘણું જ કઠિન થઇ પડે છે. ઇસ્લામીઓ ધર્મ અને રાજનીતિ બન્નેને એકજ સમજે છે. હિન્દુઓમાં ધર્મ અને નીતિના નિયમોમાં કાંઇ પણ ભિન્નતા નથી. ક્ષાત્રધર્મ અથવા રાજ્ય નિયમો રાજ્યનીતિ તરીકે ઓળખાય છે અને મનુષ્યના સાધારણ ધર્મને નીતિના નિયમો કહેવાય છે. અત્યાચારને દૂર કરવો અને નિર્બળને મદદ કરવી એ મોટામાં મોટો નીતિનો નિયમ છે; અને તેજ સૌથી મોટું રાજનૈતિક કર્તવ્ય છે.

શીખ ગુરૂઓએ તેમના કાર્યનો આરંભ ધાર્મીક રૂપમાં કર્યો. તેમના ધર્મની ઉન્નતિ ઇસ્લામધર્મની ઉન્નતિથી વિરૂદ્ધ હતી. ઇસ્લામ એક રાજશક્તિ હતી. આ શક્તિની વિરૂદ્ધ ધાર્મીક સ્વતંત્રતા સ્થાપવા ગુરૂઓએ મહાન બળિદાન આપ્યાં, અને પ્રજા પીડકોની રાજ્યનૈતિક શક્તિને નષ્ટ કરવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય પૂરો થવા આવ્યો

એટલામાં તો એક ધાર્મીક અડચણ માર્ગમાં આવીને ઉભી કે જ્યાં સુધી ધર્મવીર બંદા અમૃતચાખી નિયમપૂર્વક શીખ ન બને ત્યાં સુધી કોઇ શીખે તેને સાથ ન દેવો.

આવી રીતે નાની સરખી ધાર્મિક વિભિન્નતા આગળ આણી પરીપૂર્ણતાને આરે આવી ઉભેલું કાર્ય નાશ કરવામાં આવ્યું. પણ દોષ કોનો? આ દેશમાં લોકોની બુદ્ધિજ અવળું કાર્ય કરી રહી છે. આપણને એ બાબતનું જ્ઞાન નથી કે માનવ સ્વતંત્રતા અને સમતાનો વિચાર જાતિય જીવનની જડ છે. બીજા વિષયોમાં મતની વિભિન્નતાનું આની આગળ કાંઇએ મહત્વ નથી. આવી બાબતમાં પ્રત્યેક પોતાને સાચો અને બીજાને જુઠો સમજે છે અને તેથીજ કોઇ કાંઇ કરી શકતું નથી, પરંતુ જે લોકો આવી મત વિભિન્નતા ઉપર સમાજના અતિ પવિત્ર નિયમ વ્યક્તિ સ્વાતંત્ર્યનું બળિદાન ચઢાવે છે, તેઓ પોતાના દેશનો મોટામાં મોટો દ્રોહ કરે છે અને તેની સાથે પોતાનો પણ નાશ કરે છે. આજ કારણને લીધે દેશને દગો દેનારનો અપરાધ અક્ષમ્ય ગણાય છે, પછી ભલેને તે મનુષ્ય ધાર્મિક દૃષ્ટિએ ગમે તેટલો ઉચ્ચ મનાતો હોય.

૧૦

શીખોની મદદ સિવાય ધર્મવીર બંદાએ તેની પાસેના નાનકડા સૈન્યથી શાહિ સેનાપર વિજય મેળવ્યો જાણી સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બંદાના વિરોધીઓ પણ તાજુબ થયા. બાદશાહ તો સ્તબ્ધજ બન્યો અને એ બંદા જરૂર કોઇ ભૂત પ્રેતોનો સરદાર હોવો જોઇએ એમ માનવા લાગ્યો. ગમે તેમ થાય પણ આ અદ્‌ભૂત શક્તિવાળા બંદાનો નાશ હરકોઇ ઉપાયે કરી નાખવો જોઇએ. તેનું જીવન શાહી સત્તાને ભય રૂપ છે. આમ વિચારતા બાદશાહે પોતાના સલાહકારોને એક વિચાર ભુવનમાં એકઠા કરી મસલત ચલાવવા માંડી. સલાહકારો

અને મંત્રીઓએ જુદા જુદા મત પ્રદર્શિત કર્યા. ઘણો સમય વિત્યો પણ વિચાર ભુવનમાં મસલત કરવા એકત્ર થએલાઓ એક નિશ્ચય પર આવી શકયા નહિ. છેવટે બાદશાહના એક વયોવૃદ્ધ મંત્રીએ જણાવ્યું કે, " આપણી સેના બંદા જેવા ઝેરી ભુજંગનો નાશ કરી શકશે નહિ. બંદામાં રાક્ષસી બળ છે. તેણે ભૂત–પ્રેતોને સાધેલાં હોવાથી તેનો પરાજ્ય થતો નથી. આ માટે આપણે એક નવીજ રચના કરવી જોઇએ. બંદાથી વિમુખ થએલા તત્ખાલસા દળને ગમે તે યુક્તિએ લાલચે આપણા પક્ષમાં મેળવી લેવાની જરૂર છે. જેમ લોખંડ–લોખંડને કાપે છે; હિરો હિરાથી કપાય છે, ઝેરને–ઝેરથીજ ઉતારી શકાય છે; તેમ બંદાની સાથે શીખોનેજ લડાવવા. સાપને સાપની સાથે લડાવવામાંજ આપણને ફાયદો છે. માટે આવતી કાલે આપણા એક એલચીને ખાલસા પાસે મોકલવો અને શામ–દામ–ભેદ વગેરે નીતિનો આશ્રય લઇ ખાલસા સાથે સંધી કરી શીખોને આપણા મદદગાર બનાવવા. ખાલસા બુદ્ધિહીન છે એટલે આપણે ફાવી શકીશું."

મંત્રીની આ વાત બાદશાહને પસંદ આવી. આમ થાય તો જ બંદાનો વિનાશ થઈ શકે. બાદશાહે તત્કાળ સન્માન અને વિનયથી ભરપૂર એક પત્ર લખી તૈયાર કર્યો અને તે પત્ર ખાલસાને પહોંચાડવા એક વિશ્વાસુ સરદારને રવાના કર્યો. બાદશાહે ખાલસા પ્રત્યેના પત્રમાં લખ્યું હતું કે, " ખાલસા સાથે અમારે કોઈ પણ જાતનું વૈર નથી. અમે ખાલસાને પૂર્ણ માનની નજરે જોઇએ છીએ. અમે ઇચ્છીએ છીએ કે ખાલસા અમારી સાથેની શત્રુતા છોડી દઈ અમારી મૈત્રિ સ્વિકારે. આમ થવાથી ઉભયને મહાન લાભ છે. નિરંતરની લડાઇઓથી દેશ પાયમાલ થાય છે. આપણો ધર્મ સર્વત્ર શાન્તિ સ્થાપવાનો છે. આપણે શા માટે લડવું જોઇએ? બાબર અને બાબા નાનકમાં જુદાઈ નહોતી. બન્ને શાન્તિના પૂજક હતા. બંદાએજ શાન્તિને

સંહારી છે. તેનો પંથ જુદો છે. તે શાન્તિનો સંહારક અને લડાઇનો પૂજક છે. તેણે જ શત્રુતા વધારી વૈરની પ્રચંડ જ્વાળામૂખી સળગાવી છે. આમ કરવામાં તેનો ઉંડો હેતુ એ હોવો જોઇએ કે ખાલસાની ગાદીના માલીક થઈ મન પસંદ રાજ્ય કરવું. તેનો આવો સ્વાર્થમય હેતુ ખાલસાના બુદ્ધિવાન સરદારો તરત સમજી ગયા હશે! બંદા ખાલસાની ગાદીને લાયક નથી. તેણે ગુરૂપત્નિઓનું અપમાન કર્યું છે. ગુરૂગોવીંદસિંહનાં પવિત્ર પત્નિઓ કે જેઓ ખાલસાનાં પૂજ્ય માતાજી મનાય છે; તેમનું અપમાન કદી સહન કરી શકાયજ નહિ. આ પાપ કરી બંદાએ પોતાના માથે ભયાનક આફત ઉતારી છે. બંદાએ કરેલું અપમાન ખાલસા સહન કરી શકશે નહિ. આવા અભિમાની–ઉદ્ધત બંદારૂપી વિષ વૃક્ષને તો જડમૂળથી જ ઉખેડી નાખવું જોઇએ. માતાઓના અપમાનથી અમને પણ ઘણું લાગી આવ્યું છે. આ અપમાનનો બદલો લેવા જો તમે તૈયાર હો તો અમે પણ તમને દરેક પ્રકારની મદદ આપવાને તૈયાર છીએ. ખાલસાના વીર સરદારો આગળ–પાછળનું વૈર–વાતો ભૂલી જઈ અમારી સાથે મૈત્રિ બાંધશે એવી આશા છે. આપણે સાથે મળીને બંદાના બળનો નાશ કરીશું. વળી વિશેષમાં અમારી તરફથી તમારૂં સારૂં સન્માન સચવાશે અને અમૃતસરમાં બેઠે–બેઠે ખાલસાને અમારી તરફથી રૂપીઆ દશહજાર મળતા રહેશે. મૈત્રિને માટે આ અમૂલ્ય તક છે. દેશની પાયમાલી અટકાવવાનું પુણ્ય કાર્ય પણ થઇ શકશે. આશા છે કે ખાલસા મૈત્રિનો હાથ લંબાવી સંધી કરશે.”

આ પત્રની અસર અદ્ભૂત થઇ. શીખોમાં બંદા પ્રત્યે ઘૃણાતો ઉત્પન્ન થઇ જ હતી. બાદશાહનો પત્ર દરબાર ભરી વાંચવામાં આવ્યો. પત્રના મીઠા–મોહક લખાણથી શીખો ભોળવાયા. બાદશાહને પોતાનો શુભેચ્છક મિત્ર માનવા લાગ્યા. બાદશાહનું લખાણુ તેમને વ્યાજબી

જણાયું. દરબારમાં ઘણીવાર સુધી મસલત ચાલી. છેવટે સઘળા સંધી કરવાના નિશ્ચયપર આવ્યા.

બાદશાહ તરફથી મળનાર રૂપીઆ સન્માન અને મૈત્રિના લોભમાં શીખો ભોળવાયા. શીખ સરદારોએ વિષમિશ્રીત દુધનો પ્યાલો પી લીધો. શીખ સરદારોએ નીચેની શરતો બાદશાહ કબુલે તો મૈત્રિ કરવાનું કબુલ્યું. શીખોની શરતો આ પ્રમાણે હતી. "કોઇ બાદશાહ શીખોની જાગીરો છીનવી શકે નહિ. કોઇ પણ હિંદુને બળાત્કારે મુસલ્માન બનાવવામાં આવે નહિ. કોઇ પણ મુસલ્માન હિંદુઓના દેખતાં ગૌવધ કરે નહિ." આ ત્રણ શરતો શીખોએ બાદશાહને લખી મોકલી. બાદશાહ તૈયારજ હતો. તેને તો હરકોઇ ઉપાયે આ ભોળાં માછલાંઓને જાળમાં ફસાવી બંદાનો વિનાશ કરવો હતો. બાદશાહે તત્કાળ શીખોની શરતો સ્વિકારી અને પોતાની તરફની ત્રણ શરતો રજુ કરી. બાદશાહની શરતો, "બાદશાહી રાજ્યમાં શીખોએ કદી લુંટફાટ કરવી નહિ. કોઇ પણ શીખે બંદાને મદદ કરવી નહિ. લાહોર ઉપર કોઇ શત્રુ ચઢી આવે તો શીખોએ ત્યાંના અધિકારીને મદદ આપવી."

શીખોએ બાદશાહની આ શરતો કબુલી. શીખોનાં હૃદય ભોળાં હતાં; તેઓ બાદશાહની ભેદ નીતિ સમજી શકયા નહિ. બાદશાહની આ સંધી ફક્ત બંદાના વિનાસ પૂરતી જ હતી. આ ચાલબાજીમાં શીખો ફસાયા. બાદશાહે વધુ વિશ્વાસ બેસાડવા કેટલાક શીખ કેદીઓ કે જેઓ જેલખાનામાં હતા તે સઘળાને છોડી મૂકયા. ઉપરાંત કેટલાક શીખ સરદારોને લાહોરની સેનાના નાયક બનાવ્યા. શીખો બાદશાહની વાહ-વાહ પોકારવા લાગ્યા. બેઉ પક્ષોમાં આનંદ-આનંદ થઇ રહ્યો. શત્રુઓ મિત્રો બન્યા. બંદાના વૈરીઓ આટલેથી પણ ન વિરામ્યા. બંદાની પાસેના સૈન્યમાં રાજપૂતો અને અન્ય હિંદુઓ હતા. આ લોકોની સામે શીખોને ઉશ્કેરવા માંડયા. ખાલ-

સાના શીખો અને બંદાના હિંદુઓને જુદું જુદું અસત્ય સમજાવી લડાવી મારવાના પૂરા પ્રયત્નો થવા લાગ્યા. ધારેલું કાર્ય સફળ થવાથી બાદશાહને કંઇક અંશે શાન્તિ વળી. દિવસે-દિવસે શીખોમાં બંદાના સૈન્યની સામે ઇર્ષ્યાનો અગ્નિ ભભુકવા માંડયો.

આ વૈરાગ્નિ એટલો બધો વધ્યો કે એક બીજાના નાશને માટે સમયની રાહ જોવાઇ રહી. ભારતનું આ દુર્દૈવ નહિતો બીજું શું ? ખરા સમયે જ વિજયની બાજીઓ પલટાઈ ગઇ છે અને હજી એમજ બને છે.

ધર્મવીર બંદા આ સઘળી બાબતથી તદ્દન અજ્ઞાત નહોતો. જેવો તે લઢવૈયો હતો તેવોજ કાર્ય કુશળ હતો. શત્રુઓની દરેક હિલચાલની તે તપાસ રાખતો.

બાદશાહની પ્રપંચ જાળમાં શીખોને ફસાએલા જાણી તેની દિલગીરીનો પાર રહ્યો નહિ. આવી પરિસ્થિતીમાં ગમે તેવો બળવાન-બુદ્ધિમાન માણસ હોય તો પણ તે ગભરાઇ જાય. ધર્મવીર બંદા દેશ અને ધર્મના માટે વર્ષો સૂધી લડયો, વિજય ઉપર વિજય મેળવ્યા. જીતેલા પ્રદેશોનો માલીક પોતે નહિ બનતાં પોતાના સ્હાયકો-સરદારોને બનાવ્યા. શીખો ઉપર અનેક ઉપકારો કર્યા પણ સમય પ્રતિકુળ થતાં તેના સઘળા સ્હાયકો-મિત્રો વૈરી બન્યા; અરે એટલેથી પણ નહિ વિરામતાં તેઓ શત્રુઓ સાથે મળી બંદાનો વિનાશ કરવાની તૈયારી કરવા લાગ્યા. સત્યજ કહ્યું છે કે.

**बागबां ने आग दी जब आशियाने को मेरे,**
**जिन पै तकिया था वही पत्ते हवा देने लगे.**

લોભ અને લાલચ બુરી વસ્તુ છે. બંદાથી સુખી થએલા શીખોએ આ બે વસ્તુઓના પ્રતાપે જ બંદાની વફાદારી ત્યાગી બાદશાહની

મૈત્રિ સ્વિકારી. લોભ-લાલચના કારણે જ બંદાના બહાદુર સ્હાયકો -વફાદારો આજના મિત્રો મટી આવતી કાલના વૈરી બન્યા. ધર્મવીર બંદાના હૃદયમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળ્યો. શું કરવું અને શું ન કરવું તેના ગંભીર વિચારમાં પડયો. પરિસ્થિતિ પ્રતિકુળ હોવા છતાં બંદા હિંમત હાર્યો નહિ. તેણે થોડીવારમાં જ સઘળી પરિસ્થિતિનો વિચાર કરી લીધો. ગમેએમ થાય પણ દુષ્મનોને તો નિર્મૂળ કરવા. વિશ્વાસઘાતી બનેલા શીખો ભલે શત્રુઓના મિત્રો બન્યા; પણ આખરે તેમને વિમાસવું પડશે.

એક ઘોર અંધારી રાત્રે જ્યારે સઘળું જગત નિદ્રાને આધિન થએલું હતું; ત્યારે બંદાબહાદુર એક ખુલ્લા મયદાનમાં આમતેમ આંટા મારી રહ્યો હતો. સૈનિકો નિદ્રામાં પડેલા હતા. સઘળું શાન્ત હતું. બંદાના હૃદયમાં આ સમયે અશાન્તિ વ્યાપેલી હતી. આ પરિસ્થિતિમાં શું કરવું ? શત્રુઓનો નાશ કેવી રીતે કરવો ? પંજાબમાં શીખ રાજ્ય કેવી રીતે સ્થાપવું વગેરે વિચારોએ બંદાબહાદુરને અશાન્ત બનાવી મૂકયો હતો. જગત પર ઘોર અંધકાર પથરાયો હતો. વિશ્વાસઘાતીઓના કારણે બંદાને આ અંધકારમાં ભારતની ભયાનકતા ભાસી રહી હતી. રૂઠેલી ભાગ્યદેવીઓ ભયંકર હાસ્ય કરતી તેને જણાતી હતી. પવન સુસવાટા બંધ વ્હાતો હતો. બંદા કંઇક નિર્ણય પર આવવાના પ્રયત્નો કરી રહ્યો હતો. આ અવસ્થામાં ઘણો સમય વ્યતિત થયો. મધ્યરાત્રિ થવા આવી. બંદા છેવટના કંઇક નિર્ણયપર આવી આત્મગત બોલી ઉઠયો; " બસ એમજ. વિશ્વાસઘાતીઓ ભલે મદદમાં ન આવે, ભલે તેઓ શત્રુઓના મિત્રો બને, પણ હવે એજ નિશ્ચય. ધર્મ અને દેશને સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા બંદા પૂર્ણ કરશે યાતો રણમયદાનમાં શયન કરશે. દુષ્મનો ! ધર્મના

શત્રુઓ ! ખુશી થાવ—હસી લ્યો; બંદાને મદદ વિનાનો જાણી આનંદ માણી લ્યો; પણ સમજજો કે અંતે બુરાનો અંજામ બુરો છે. તમારાં પાપ કર્મો જતે દિવસે તમારી પાયમાલી કરશે. તમારાં નામો નિશાન નાબુદ થશે. આહ ! કેવો ભિષણ અંધકાર ! આ અંધકારમાં મોગલ સત્તા અને શીખ સત્તા અદૃશ્ય થતી જણાય છે. ઓહ ! આ શું ! સમુદ્રનાં પ્રચંડ મોજાં દરિયામાં ઉછળતાં હોય એવો ભાસ થાય છે. શું સમુદ્રે માઝા મૂકી હશે ! શું આ પ્રચંડ મોજાં વિશ્વાસઘાતી શીખો અને પાપાચારી મોગલોનો વિનાશ કરવા ધસી આવતાં હશે !" આમ બોલતો ધર્મવીર બંદા ફાટી આંખે અંધકાર તરફ જોઇ રહ્યો. આ વખતે તેના હૃદયની સ્થિતિ કંઇક જુદાજ પ્રકારની હતી. થોડીક ક્ષણ એ તરફ નિહાળી પુનઃ તેણે બોલવા માંડ્યું; ." મારા મનને આજે આ શું થાય છે ? મન શા માટે ભાવી ભયની આગાહી કરે છે ? આંખ્યો શા માટે આવું અવલોકે છે ? ગમે તેમ થાય. મરણ-ભયની હવે પરવાહ નથી. બંદા છેક છેવટ સુધી શત્રુઓ સામે ઝુઝશે અને સ્વતંત્રતા પ્રાપ્ત કરશે યાતો મરશે.

વિશ્વાસઘાતી મિત્રોની હવે દરકાર નથી. જોઉંછું કે શત્રુઓ શું કરી શકે છે ? " આમ વિચારતો ધર્મવીર બંદા તેના શયન સ્થાને આવ્યો. બે સૈનિકો ખુલ્લા શસ્ત્રે આમતેમ ફરી રહ્યા હતા. બંદાએ તેમાંના એકને સેનાનાયક બાજસિંહ અને તારાસિંહને બોલાવી લાવવાની આજ્ઞા કરી. અલ્પ સમયમાં જ બન્ને વીર સરદારો બંદા બહાદુર સમક્ષ આવી હાજર થયા અને ધર્મવીરને મસ્તક નમાવી ઉભા રહ્યા. બંદાએ સમિપના આસન પર સ્થાન લેવાનું સૂચવ્યું. બન્ને વીરો બંદાની સન્મુખ બેઠા. બંદાએ બાજસિંહ સામે જોઇ કહ્યું. " વીર સરદાર ! તમે સઘળી પરિસ્થિતિ જાણો છો. આપણા મિત્રો શત્રુ-

ઓના સ્હાયક બન્યા છે. આ સ્થિતિમાં આપણે શું કરવું તેના નિ-ર્ણયને માટે મેં અત્યારે તમને બોલાવ્યા છે. ”

“ કૃપાનિધાન ! એમાં અમારા નિર્ણયની શી જરૂર છે ? અમે તો આપના આજ્ઞાધિન સેવકો છીએ. આપનો નિર્ણય એજ અમારો નિર્ણય. અમે છેવટ સૂધી દેશની સ્વતંત્રતાને કાજે લડીશું. ” બાજસિંહે કહ્યું.

તત્કાળ તારાસિંહે બાજસિંહના કથનને અનુમોદન આપતાં કહ્યું; “ આપણા મિત્રો લોભ લાલચને વશ થઈ હવે શત્રુઓના મિત્રો બન્યા છે. ધર્મ અને દેશ કરતાં તેમણે સ્વાર્થને વિશેષ માન્યો છે. દેશની દુર્દશા આવા વિશ્વાસઘાતીઓના લીધેજ થઈ છે, પણ આપણે હવે તે બાબત પર વિચારવાની કે ધ્યાન આપવાની જરૂર નથી. સંકટોનો સામનો તો મર્દોજ કરી શકે છે. મહારાજ ! આપ નિર્ભય રહેજો. આપણાં માણસોનાં હૃદય દેશ ભક્તિથી છલાછલ ભરેલાં છે. દેશની મૂક્તિને માટે છેક છેવટ સૂધી લઢવાનો નિશ્ચય તેમણે અમને જાહેર કર્યો છે. ”

બંદાના મુખ પર કંઇક આનંદની ઉર્મી જણાઈ. તેણે કહ્યું; “ સરદાર ! ધન્ય છે. તમારા જેવા દેશ ભકત–વીર નરોની જ ભારત માતાને જરૂર છે, તમારાં પ્રોત્સાહન સૂચક શબ્દો સાંભળી મને ઘણો આનંદ થયો છે. ખરા દેશ ભકતો એજ કહેવાય કે જે દેશની સેવા-માંજ મરે. વીર બાજસિંહ ! કહો હવે આ બગડતી બાજી કેવી રીતે સુધારવી ? ”

“ તલ્વારના જોરથી. ” બાજસિંહે જવાબ વાળ્યો.

“ સઘળું પ્રતિકુળ છે ! ” બંદાએ પૂછ્યું.

“ દેશ ભકતો અનુકુળ–પ્રતિકુળમાં કંઇજ સમજતા નથી.

મહારાજ ! આજ્ઞા આપો. અમે શત્રુઓ અને દેશદ્રોહીઓનો નાશ કરવાને આતુર બન્યા છીએ. "

" ધીરજ ધરો. આપણે હવે એક છેલ્લો પ્રયત્ન કરવાનો છે." બંદાએ કહ્યું.

" અમો આપની અજ્ઞાને આધીન છીએ. " બન્ને સરદારોએ કહ્યું.

" કોઇપણ ઉપાયે આપણે લાહોરને જીતી લેવું. " બંદાએ હૃદયની વાત જણાવી.

" અમે તૈયાર છીએ. આજ્ઞા આપો. " બાજસિંહે કહ્યું.

" તે પહેલાં આપણે બની શકિત બધી તૈયારી કરો, માણસોની જેટલી ભરતી થાય એટલી કરી લ્યો. આ આપણી છેલ્લી લઢાઇ થશે, તે હારજીતના પ્રશ્ન પર જ દેશની સ્વતંત્રતા યા પરતંત્રતા નિર્માણ થશે." આટલું કહી બંદાએ બીજી કેટલીક સૂચનાઓ કરવી ઘટે એટલી કરી બન્ને સરદારોને વિદાય કર્યા.

## ૧૧

બીજા દિવસથીજ બાજસિંહે માણસોની ભરતી કરવાનું કામ શરુ કરી દીધું. તારાસિંહે સૈનિકોની અને યુદ્ધ સામગ્રીની વ્યવસ્થા કરવા માંડી. બંદાએ દેશ અને ધર્મને માટે મરી ફીટવાની હાકલ પાડી. સ્વાતંત્ર્યની ધગસ ધરાવનારા અનેક નવજુવાનો બંદાની હાકલને માન આપી સૈન્યમાં જોડાયા, થોડા દિવસમાં તો સૈનિકોની સારી સંખ્યા એકત્ર થઈ. કુચ કરવાના આગલે દિવસે ગુરૂદાસપુરના મયદાનમાં સૈનિકો એકત્ર થયા. સર્વના મુખપર વીરતા પ્રકાશી રહી હતી. સ્વાતંત્ર્ય યા મ્હોતના નિશ્ચયની છાયાઓ સૈનિકોના વદન પર પ્રત્યક્ષ થતી હતી. ધર્મવીર બંદાનું આગમન થતાંજ "ધર્મની જય–બંદા

બહાદુરની જય " ના અવાજોથી સૈનિકોએ ધર્મવીરનું સ્વાગત કર્યું. બંદાએ વચમાં ઉભા રહી બુલંદ અવાજે બોલવા માંડયું.

"વીરયોદ્ધાઓ ! આજે આપણે એક અગત્યના નિર્ણય માટે એકત્ર થયા છીએ. આપણે મહાન જવાબદારીનું કામ શીરે ઉપાડયું છે. દેશની સ્વતંત્રતા અને ધર્મની રક્ષાને માટે આજ સુધી ભગિરથ પ્રયત્નો થયા છે. ઘણી ભયંકર લઢાઇઓ આ ભૂમિમાં થઇ છે, અનેક વીર યોદ્ધાઓએ રણભૂમિમાં શયન કરી સ્વતંત્રતા દેવીનાં ખપ્પર પવિત્ર લોહીથી ભર્યાં છે. આપણે વિજય પર વિજય પ્રાપ્ત કરી સ્વતંત્રતા નજીક આણી હતી; પણ દેશના દુર્ભાગ્યે શત્રુઓની ભેદનીતિ ફાવી છે. આ ભેદનીતિમાં ગુરૂગોવીંદસિંહજીનાં ધર્મ પત્નિઓ ફસાયાં છે. શત્રુઓએ તેમને પોતાના હથીઆરરૂપ બનાવ્યાં છે, લાલચ બુરી ચીજ છે. લક્ષ્મી અને લલનાના કારણેજ મહા ઉથલ પાથલો થઈ છે. આ લાલચોથી આપણા ભાઇઓ—આપણા વફાદાર સ્હાયકો શત્રુઓની જાળમાં ફસાયા છે. શત્રુઓની રાજનીતિને તેઓ સમજી શકયા નથી. કયાંથી સમજી શકે ? વિજયનો ગર્વ અને શત્રુઓની લાલચે તેઓ જ્ઞાન–ભાન ભૂલી છતી આંખ્યોએ અંધ બન્યા છે, દેશનો ઇતિહાસ અવલોકતાં શું જણાય છે ? ભેદનીતિ લાલચ વિશ્વાસઘાતના કારણેજ ભારતમાતા પરતંત્ર બની છે. આ નીતિને—શત્રુઓની ચાલબાજીને જાણવા છતાં આપણા ભાઇઓ ભોળવાય છે તે આપણું અને દેશનું દુર્ભાગ્ય નહિ તો બીજું શું ? બત્રીસ લક્ષણાઓનાં બળિદાનોથી સ્વતંત્રતા સમિપ આવી હતી, સમુદ્રમાંનું વ્હાણ કિનારે આવવાની તૈયારીમાં હતું; પંજાબમાં સ્વાતંત્ર્ય હિંદુ રાજ્યનાં સ્વપ્નાં સફળ થવાની અણી ઉપર હતાં; તેજ સમયે આપણા પોતાનાજ ભાઇઓ—હિંદ મૈયાના લાડકા પુત્રો ભારત ભૂમિની સેવાના સપથથી બંધાએલા

બાંધવો બાદશાહની માયાવી જાળમાં ફસાઈ આપણું અત્યાર સુધીનું કર્યું કારવ્યું ધૂળ મેળવવા બાદશાહના મદદગાર બની આપણા અરે તેમના ભાઈઓનોજ વિનાશ કરવા તત્પર થયા છે.

" દેશ અને ધર્મની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની પ્રતિજ્ઞા તેમણે વિસારી છે. દુર્ભાગ્યેજ તેમને અવળી મતિ સુઝી છે, પણ જ્યારે તેમને સત્ય સમજાશે–દુષ્મનોનો વિશ્વાઘાત જણાશે ત્યારે જરૂર તેઓ પસ્તાશે અને ભારતની ગુલામીનું કલંક તેમનાજ શીરે આવશે. બહાદુરો ! આ સઘળું જણાવવાનો મારો હેતુ ફક્ત એજ છે કે હવે આપણે એકલા હાથે ઝઝુમવાનું છે, આપણી પાસે બાદશાહની બરાબરી કરી શકે એટલાં માણસો નથી. શસ્ત્ર–દારૂગોળો–સાધન વગેરે કાંઇજ નથી, છતાં આપણે દેશને સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા લઈ સ્વતંત્રતા સીદ્ધ કરવા અથવા રણમયદાનમાં મૃત્યુને ભેટવા તૈયાર થયા છીએ. હારજીતની બાજી ઇશ્વરના હાથમાં છે. આપણે આપણી પ્રતિજ્ઞા પાળવાની છે. માણસની જીંદગી મોજ–મજાહને માટે નથી. ખાવું પીવું અને ખેલવું એતો પશુઓ પણ કરે છે. ખાવા–પીવા અને ખેલવામાં જો આપણે આપણું જીવન સફળ માનીએ તો પશુઓ અને આપણામાં શું ફેર રહે ? આપણું જીવન મહામોંઘું છે. પ્રભુએ મનુષ્યને માથે મહાન જવાબદારી મૂકેલી છે. મનુષ્યે શુભ કર્મ કરી મહાન બનવાનું છે. શુભ કર્મના પ્રાબલ્યેજ નરના નારાયણ બન્યા છે. આપણે પણ મહાન પુરૂષોના પગલે ચાલી મહાન બનવાનું છે. આપણી સમક્ષ અત્યારે અમૂલ્ય સમય છે. જીવનનું સાર્થક કરવાની અમૂલ્ય ધન્ય પળો આપણી સન્મુખ આવી છે. દેશમાં અધર્મ–અત્યાચારની વૃદ્ધિ થઇ રહી છે. માતા–દિકરીઓનાં સતીત્વ લુંટાય છે, મંદિરો મસ્જીદો

ના રૂપમાં ફેરવાય છે; ગાયોની હત્યા થાય છે. ભારતમાતાના પુત્રો શત્રુઓનાં આવાં કાર્ય શું શાન્તિથી જોઈ રહેશે ? સતી સીતા અને દેવી દ્રૌપદીના અપમાનને કારણેજ મહાભારત અને રામાયણ રચાયાં છે. એ દેવીઓના અપમાનથીજ રણશૂરા અનેક યોદ્ધાઓ રણમાં રોળાયા છે. એ દેવીઓનાં સંતાનો હોવાનું તમે અભિમાન ધરાવો છો. આજે તમારી સમક્ષ અનેક દ્રૌપદી અને સીતા માતાઓનાં અપમાન થઈ રહ્યાં છે. આ સઘળું શું તમે શાંતિથી જોઇ રહેશો ? અધર્મ અને અત્યાચારના અધિષ્ઠાતા દુઃશાસનનું રક્ત પીવાની ભીમસેને પ્રતિજ્ઞા લીધી હતી; તમે પણ દેશમાંથી અધર્મ અને અત્યાચારનો વિનાશ કરવા દૃઢ પ્રતિજ્ઞા લીધી છે. આપણે સંખ્યામાં થોડા છીએ, પણ આપણે ડરવાનું કે ભય પામવાનું હોયજ નહિ. મરવાનું એકજ વાર છે. બહાદુરો રણમેદાનમાંજ મરે છે. નામર્દોના નશીબમાંજ ઘરના ખૂણે મરવાનું લખાએલું છે. થોડી સંખ્યાથી નાહિંમત બનવાનું નથી. ચંદ્ર નાનો હોય છે છતાં સમસ્ત જગતને પ્રકાશિત કરે છે; વનરાજ એકલોજ સેંકડો પશુઓને સંહારવા સમર્થ હોય છે; તલ્વાર નાની હોય છે છતાં રણમેદાનમાં સેંકડોની સંખ્યાને સંહારે છે. આપણામાં હિંમત-શ્રદ્ધા અને બળ હોવું જોઇએ, સાથે સાચી સ્વતંત્રતાની ધગશ હોવી જોઇએ, એક મરણીયો સોને ભારે. આપણે ધારીશું તો શત્રુઓના અસંખ્ય સૈન્યને પલકવારમાં હતું નહતુ કરી નાખશું. માટે નિર્ભય રહેજો. ધર્મ આપણી સાથે છે. અકાલ પુરૂષ આપણા મદદગાર છે, પછી ભય શો ? ભારત માતાના પુત્રોની અત્યારે સ્પષ્ટ ફરજ છે. જે ભૂમિમાં આપણે જન્મ્યા, જે માતાના ખોળે આપણાં લાલન પાલન થયાં; જે ભૂમિનાં અન્ન પાણી અને પવને આપણાં શરીર બંધાયાં અને જે પુણ્ય ભૂમિના

પ્રતાપે આપણે સુખી થયા તે પવિત્ર માતાને પરદેશીઓથી લૂંટાતી–ગુલામીમાં જકડાતી કયો કમભાગ્ય દેશદ્રોહી અવલોકી રહેશે? આજે કેટલા ઉત્પાત ! કેટલાં ઉત્પીડન થઇ રહ્યાં છે ! ભારતની જનતા શામાટે મરણનો પોશાક પરિધાન કરી રહી છે? કારણ એજ કે કુસંપના કારણે હિંદીઓ નિર્બળ બન્યા છે, પરદેશીઓની લૂંટથી હિંદીઓ નિર્ધન બન્યા છે. લૂંટફાટ અરાજકતાના કારણે હિંદીઓ વેપાર ધંધા પણ શી રીતે કરી શકે ? આ બધા અત્યાચાર અધર્મ અટકાવવા અને ભારતની ભવ્યતાની પુનઃ સ્થાપનાને માટે આપણે તૈયાર થયા છીએ. માતાની સેવા કરવાની આ અમૂલ્ય તક છે, ઇતિહાસનાં પાનાં સુવર્ણાક્ષરે લખાવવાનો ઉત્તમ સમય છે. નવજુવાનો ? જીવન ઉજ્વળ કરવાનો આ સુવર્ણ અવસર છે. આ સમયે કોઈ પણ માતૃ ભકતે ઘરમાં છૂપાવું ના ઘટે, માતાને દુઃખમાં જોઇ જે હીન ભાગી ઘરના ખૂણે છૂપાઇ રહે છે તેના માટે એક કવિ કથે છે કે,

માતાતણું દુઃખ જોઈ જન જે દેશદાઝ ન કૈં ધરે,
જીભથી વળી કદી માત મ્હારી એમ પણ જે નવ કહે;
ધીક્કાર છે બસ એહને, પશુતુલ્ય ગણવો માનવી,
પ્રીતિ ન પ્રકટી દેશ પર તો વ્યર્થ જીંદગી જાણવી.

સાચા માતૃભકતોની એજ પ્રતિજ્ઞા–ઇચ્છા અને આશા હોવી જોઇએ કે માતૃ સેવાને અર્થે ભલે કાયા કુરબાન થઇ જાય. આવી આશા ઇચ્છા વાળા દેશ ભકતોના જીવનને ધન્ય છે, તેનુંજ જીવન સફળ છે. વીરયોદ્ધાઓ ! બોલો; તમે માતૃસેવામાં જીવન સમર્પવા તૈયાર છો ?” ધર્મવીર બંદાએ બોલવુ બંધ કરી સૈનિકોને પુછ્યું.

“ અમે તૈયાર છીએ; ભારત માતાની સેવાર્થે અમે પ્રાણાર્પણ કરવા આતુર છીએ.” સૈનિકોએ પ્રત્યુત્તર વાળ્યો.

" શાબાશ છે, ધન્ય છે. તમે માતાની કુખ ઉજાળી છે; પણ હજી છેલ્લી વાર કહું છું કે સ્વાતંત્ર્યનું આ છેલ્લું યુદ્ધ થશે, દુષ્મનોનું પ્રબળ છે, આપણે માટે કુરબાનીનો સમય છે, જીવનની આશા કોઇએ રાખવાની નથી. જેને આ યુદ્ધમાંથી અલગ રહેવું હોય-ઘેર જવાની ઇચ્છા હોય તે હજી પણ જઈ શકે છે. કોઇએ આ ઈચ્છાને મનમાં રાખવાની જરૂર નથી. જેને જીવવાની ઈચ્છા હોય, જે આ લડાઈ લડવા ખુશી નહોય, તેને આ યુદ્ધમાંથી સુખે ચાલ્યા જવું." આટલું કહી બંદાએ સૈન્યમાં ચારેતરફ નજર કરી પણ કોઇ યોધ્ધો ઘેર જવાની ઇચ્છાવાળો ન નીકળ્યો. બંદાના હૃદયમાં આનંદ થયો. પુનઃ તેણે કહ્યું.

" મારી ખાત્રી થઇ ચૂકી છે કે તમે સઘળા આ યુદ્ધમાં કાયાની કુરબાનીજ કરવા આવ્યા છો. બહાદુરો! મનમાં મરણનો ભય જો લગીર પણ હોય તો કાઢી નાખજો. મરવું જીવવું એ આપણા હાથમાં નથી. મરણનું નિર્માણ આજે હશે તો કાલે કોઇ જીવાડનાર નથી. બહાદુરોને મરણના ભય શા ? કોણ મરે છે અને કોણ જીવે છે ? શરીર તો નાશવંત છે. જ્યારે ત્યારે આ શરીર પડવાનું છે; તો પછી તેના મોહ શા ? આપણો આત્મા અમર છે. શસ્ત્રોથી છેદાતો નથી. મરતો નથી, પાણીથી ભીંજાતો નથી; તેને અગ્નિ બાળી શકતો નથી વગેરે શાસ્ત્રોમાંથી વાંચીએ છીએ-જાણીએ છીએ, તો પછી એ સૂત્રોને જીવનમાં ઉતારી મરણનો ભય.અને શરીરનો મોહ ત્યાગવા શા માટે તત્પર થવું ના જોઇએ ? આપણી પરિક્ષાનો-આપણી કસોટીનો અને આપણાં શાસ્ત્રોનાં સિદ્ધાંતને સિદ્ધ કરવાનો સમય આપણી નીકટ આવ્યો છે. બહાદુરો! આ કસોટીમાંથી પસાર થવાને આપણે સઘળા તૈયાર છીએ અને એવું જાણીને આકાશના અદૃશ્ય દેવતાઓ આપણી

પર આશિષ વર્ષાવી રહ્યા છે. હવે છેલ્લો નિર્ણય સાંભળો. આપણે આવતી કાલે લાહોર તરફ કુચ કરવાની છે અને તેને માટે સઘળાએ તૈયાર રહેવું. આપણે આજસુધી લાહોરનો કબજો ન લીધો એમાં ભારે ભૂલ થએલી રાજકિય દ્રષ્ટે મને ભાસે છે, પણ એ ભૂલનો પસ્તાવો કરવાનો હવે સમય નથી. આપણે હરકોઇ ઉપાયે લાહોર સર કરવું. લાહોર કબજે આવવાથી દુષ્મનોનું જોર નરમ પડશે અને આપણા બળમાં વધારો થશે. અકાલ પુરૂષ આ યુદ્ધમાં આપણી ફત્તેહ કરશે."

ધર્મવીરબંદાએ પોતાની વીરવાણીનું સૈનિકો અને સરદારોને પાન કરાવ્યું. બંદાની આજ્ઞા ઉઠાવવા સઘળા તત્પર બન્યા. બીજા દિવસે ધર્મવીરબંદાએ લાહોર તરફ જવા કુચ શરૂ કરી. દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા રણોન્મત્ત સૈનિકો ધરણીને ધમધમાવતા કુચ-કદમ કરવા લાગ્યા. સ્વતંત્રતાની દેવીઓ રણસૂરાનાં રક્તથી પોતાનાં ખપ્પર ભરવા રણમયદાન તરફ દોડવા લાગી. સૈનિકોના ગમનથી જમીનની ધૂળ ઉંચે ઉડી આકાશને આચ્છાદિત્ કરવા લાગી. ધર્મવીરબંદા છેવટે બાગબાંપુરા નામક સ્થાન આગળ આવેલા શાલીમાર નામના બગીચા પાસે આવી પહોંચ્યો અને ત્યાંના વિશાળ મયદાનમાં ડેરા-તંબુ તાણી પડાવ નાખ્યો.

ધર્મવીર બંદાના જીવનમાં આ એક અણીનો પ્રસંગ હતો. તેનું સમસ્ત જીવન આ પ્રસંગપર અવલંબિત હતું. અનેક વિજયોની પરિક્ષા આ યુદ્ધની હારજીત પર હતી. ધર્મવીર જો આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરે તો સમસ્ત પંજાબમાં કોઇ તેનો વિરોધી ન રહે અને પંજાબનો અરે આખા હિંદનો ઇતિહાસ તદ્દન બદલાઈ જાય. ધર્મવીર બંદા આ સમયે ઉંડા ઉંડા વિચાર-નિર્ણયમાં ડોલતો હતો. તેણે આખા દેશનો વિકટ પ્રશ્ન ઉકેલવાને માટે આ કારમું સંકટ સાહસ ઉઠાવ્યું હતું. જો

તેણે પ્રથમથીજ લાહોર જીત્યું હોત તો તેને માટે આવો પ્રસંગ ઉપસ્થિત ન થાત. બંદાને માટે આ પ્રસંગ ઘણો ભયંકર હતો; પરંતુ સમસ્ત દેશને માટે તો તેથીએ વધારે ભયાનક સમય હતો. મનુષ્ય શું કરી શકે ? મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર કૃપા. મનુષ્યે તો સફળતા મળે કે ન મળે તેની દરકાર કર્યા વિના તેનું કાર્ય કરવું જ જોઇએ, કારણ કે માનવ જીવન ક્ષણભંગુર છે. જીવનનો અંત આવતાં સફળતા કે અસફળતા બધું તેને માટે એકજ થઈ જાય છે.

ધર્મવીર બંદાના આવવાની ખબર પડતાંજ લાહોરના સૂબા અસ્મલખાંએ તૈયારી કરવા માંડી. આ સમયે તેની પાસે દશેક હજારનું સૈન્ય હતું. ધર્મવીરની પાસે સૈન્યની સંખ્યા સૂબાના જેટલી નહોતી. આમ છતાં પણ બંદા અને તેના યોદ્ધાઓના પરાક્રમથી પરિચીત સૂબાએ અગમચેતી વાપરી તત્ખાલસાને પોતાની મદદે બોલાવવા ઘોડેસ્વારો દોડાવ્યા. બાદશાહ સાથેની સંધીમાં ખાલસાએ યુદ્ધ સમયે બાદશાહને મદદ કરવાનો કરાર કર્યો હતો. મીરસિંહ નામક સરદાર ખાલસાના પાંચ હજાર સૈન્ય સાથે સૂબાની મદદે આવ્યો. ધર્મવીર બંદાને આ બાબતની ખબર પડતાં તેની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી આત્મગત્ વિચારવા માંડયું, " આજે એકજ લોહીના ભાઇઓ તેમના ભાઇઓનાં ગળાં કાપવા પરધર્મીઓની મદદે આવ્યા છે. માતૃભૂમિ પંજાબ ! મેં તારા માટે તારી સ્વતંત્રતા માટે, શીખ જાતીના ઉદ્ધારને માટે, મારાથી બની શક્તિ સેવા કરી છે. પ્રભુની કૃપાએ ભારતભૂમિના વીર યોદ્ધાઓનાં પરાક્રમોથી પરદેશીઓને બરાબર પરિચીત કર્યા છે અને સ્વાતંત્ર્યતા નજીક આણી છે. આહ ! તે સમયે સ્વાતંત્ર્ય માટે આજ પર્યંત લડેલા–પરદેશીઓને હાંકી કાઢવા તત્પર બનેલા અને શીખ જાતીનો

ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞાથી બંધાએલા ભાઇઓજ આજે વિપરીત ભાવીના યોગે બદલાઇ બેઠા છે. અરે એટલેથી પણ નહિ વિરામતાં તેમના ભાઇઓનો નાશ કરવા પરદેશીઓની મદદે આવ્યા છે. શીખ જાતી અને માતૃભૂમિના ઉદ્ધારનો સમય સમિપ આવ્યો ત્યારે આ દેશદ્રોહીઓ શત્રુની લાલચથી લલચાઇ આજ પર્યંતનું સઘળું કાર્ય ધૂળ મેળવવા તત્પર થયા છે. અફસોસ! શું થાય? દેશના પ્રારબ્ધમાં હજી ગુલામીજ લખાઇ હશે? લાલચ લોભથી અંધ બનેલા ભાઇઓ ચેતજો, તમારા નશીબે ગુલામીના લેખ નિર્માણ થયા છે. તમારી સ્વતંત્રતા નષ્ટ થશે, પરદેશીઓના દુઃખ જુલ્મોની તમારે બરદાસ્ત કરવી પડશે. આ સમય ચૂકયા તો સમજજો કે સદાયને માટે ચૂકયા. આ દ્રોહનું ફળ તમારા માટે તમારી જાતીને માટે અરે સમસ્ત દેશને માટે વિપરીત છે. પ્રભુ હજી પણ તમને સન્મતિ સમર્પે."

બંદાબહાદુરે આત્મદેવનું ધ્યાન ધર્યું. આ સમયે તારાસિંહ અને બાજસિંહે સૈન્યની કરવા ધારેલી વ્યુહ રચનાથી બંદાને જાણીતો કર્યો.

લાહોરના સૂબાએ પોતાના સૈન્યને બે વિભાગમાં વ્હેંચી નાખ્યું. ખાલસા સૈન્યને પાછળ રાખી સૂબાએ આક્રમણની તૈયારી કરી. બંદા બહાદુર અસાવધ નહોતો. લાહોરનો સૂબો આક્રમણ કરે એ પહેલાંજ બંદાના સૈન્યે આક્રમણ કર્યું. બન્ને સૈન્ય એક બીજાની સાથે અથડાયાં. રણનાં રણતૂરો વાગી રહ્યાં. બંદૂક-તોપોના ગોળા છૂટવા લાગ્યા. ધર્મની જય-સ્વતંત્રતાની જય-અલ્લાહો અકબરના પ્રચંડ પોકારો કરતા સૈનિકો એક બીજાનો સંહાર કરવા લાગ્યા. મુસ્લીમ સૈનિકો પોતાના ભયંકર દુષ્મનોનો વિનાશ કરવા પૂર્ણ બળથી લડતા હતા. બંદાના બહાદુરો પણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા યા મરીને અમર થવાની ધગશથી મરણીયા બની ખાંડાના ખેલ ખેલી રહ્યા હતા. સંખ્યામાં

મુસ્લીમ સૈનિકો વિશેષ હતા; પણ મરણીયા કાળરૂપ બનેલા બંદાના અલ્પ સૈનિકોએ આશ્ચર્ય ઉપજાવે એવું પરાક્રમ બતાવવા માંડયું. બંદાનો એક એક સૈનિક અનેક સૈનિકોને સંહારી રણમાં પડતો. સાંજ પડતાં તો બંદાના નાનકડા સૈન્યે શત્રુઓની ખાના ખરાબી કરી નાખી. શત્રુઓની તોપો બંદુકો મરણીયા બનેલા વીરોને પાછા હઠાવી શકી નહિ. દેશની સ્વતંત્રતાને માટે, જાતી–ધર્મના ઉદ્ધારને માટે એકે એક હિંદુવીર નિર્ભયતાથી તોપોના મુખ સામે ધસતો અને તેમાંથી છૂટતા ગોળાઓની વચ્ચે થઇને તોપ પાસે પહોંચી તોપચી અને તોપનો નાશ કરી નાખતો. અનેક વીરોએ ધગધગતા અંગારા સમાન ગોળા છાતી પર ઝીલી પાછળ ધસ્યા આવતા ભાઇઓને આગળ વધવાનો માર્ગ કરી આપ્યો. શત્રુઓનાં અસંખ્ય સૈનિકોનો સંહાર થઈ ગયો. કેટલીએ તોપો નકામી થઇ પડી. હજી પણ ઘાસની માફક કત્લ ચાલી રહી હતી. રણમાં પડેલા સૈનિકોની લાસો પગ તળે રોળાતી હતી. ઘાયલોની ચીસો–શસ્ત્રોના ખડખડાટ–બંદુક–તોપના અવાજ વગેરેથી ધરણી અને આકાશ જાણે ગાજી રહ્યાં હોય એમ જણાવા લાગ્યું. બંદાના બહાદુર સૈનિકો ગાંડા ગજરાજની માફક ચારે તરફ ઘુમી શત્રુઓનો સંહાર કરી રહ્યા હતા. આવું યુદ્ધ હવે જો વિશેષ વાર ચાલશે તો અસંખ્ય માણસો મરી જશે અને જીવતા રહી લઢતા સૈનિકો નાશી છૂટશે એમ વિચારી લાહેરના સૂબાએ એક અજબ યુકિત વાપરી. ખાલસા સૈન્યના સરદાર મીરસિંહને તેના સૈન્ય સાથે આગળ આવવાની આજ્ઞા કરી અને મુસ્લીમ સૈન્યને પાછળ ખસી જવાની સૂચના થઇ. અલ્પ સમયમાંજ આ ફેરફાર થઇ ગયો. ધર્મવીરબંદા આ સમયે ભયાનક સ્વરૂપ ધારણ કરી મ્હોત–જીવનની પરવાહ કર્યા વિના પ્રચંડ પરાક્રમ બતાવી રહ્યો હતો. શત્રુઓ તોબાહ પોકારી રહ્યા હતાં. અનેક શત્રુઓનો સંહાર કરી નાખી એ ધર્મવીર આખા શરીરે લોહીથી

રંગાઈ ગયો હતો. યુદ્ધ રંગમાં ઘેલા બનેલા એ વીરને આ ફેરફારીની ખબર ક્યાંથી પડે ?

ખાલસા સૈન્યને આગળ આવેલું જોતાંજ બંદાના યોદ્ધાઓ આશ્ચર્ય પામ્યા. લોભ–લાલચથી અંધ થએલા ખાલસા સૈનિકોએ બંદાના સૈનિકો ઉપર આક્રમણ કર્યું. બંદાના સૈનિકોએ પણ ધર્મની જય પોકારી એ દેશદ્રોહીઓને પોતાનું પરાક્રમ બતાવવા માંડયું. ધર્મવીરને આ વાતની ખબર એક સરદારે આપી. તેના હૃદયમાં સખ્ત આઘાત થયો. ગમે એવા પણ એ ભાઇઓ. ભલે અત્યારે ભાન–ગ્નાન ભૂલી શત્રુ થયા છે પણ તેમના પ્રાણ કેમ લેવાય ? ભલે શત્રુઓ વિજય મેળવે, ભલે દેશ અને સ્વતંત્રતાનો નાશ થાય, પણ એકજ જાતના ભાઇઓનાં ગળાં કેમ કપાય ? બંદાના હૃદયમાં આવા વિચારોએ તુમુલ તોફાન જમાવ્યું. તત્કાળ તેણે આગ્ના આપી કે કોઈ પણ સૈનિકે ખાલસા સૈન્યની સામે હથીઆર ઉંચકવું નહિ. ખાલસાના માણસોથી સ્વબચાવ કરી પાછા હઠવું. બંદાની આ આગ્નાથી પૂર્ણ પરાક્રમ દર્શાવતા સૈનિકો પણ સ્તબ્ધ બની પાછા હઠવા લાગ્યા. બાજસિંહ અને અન્ય સરદારોએ આ આગ્ના પાછી ખેંચી લેવાને બંદાને ઘણું વિનવ્યો. "આવો પ્રસંગ આવશે નહિ. શત્રુઓ હારી જવાથી આ યુક્તિ આદરી છે. ખાલસાના સૈનિકો શત્રુની મદદે આવી આપણો સંહાર કરવા ઇચ્છે છે એટલે હવે તે આપણા ભાઇઓ નથી, પણ ભયંકર શત્રુઓ છે, દેશને દામને માટે વેચનારા ગુલામો છે. આવા દેશદ્રોહી ગુલામોનો નાશ કરવાથી મહા પુણ્ય પ્રાપ્ત થાય છે" વગેરે કહી બંદા બહાદુરને ઘણોએ સમજાવ્યો પણ બંદાએ માન્યું નહિ. શત્રુ બનેલા ખાલસાના માણસોને તેણે ભાઇઓ જ માની પોતાના હૃદયની વિશાળતા બતાવી અને તેથીયે વધીને વિજયને બદલે પરાજય સ્વિકારવાની તૈયારી કરી. આ પરાજયમાં પોતાનો નાશ તેને પ્રત્યક્ષ

જણાયો. દેશ–જાતી અને સ્વતંત્રતાનું નિકંદન નિહાળ્યું. આ સૌ ભલે થાય, પણ ભાઈઓનો જીવ કેમ લેવાય એ વિચારે બંદાએ પાછાં પગલાં ભરવા માંડયાં. ખાલસાના સૈનિકો પૂરવેગથી આક્રમણ કરી રહ્યા હતા. બંદાના સૈનિકો સ્વબચાવમાં હથીઆર ચલાવી પાછા હઠવા લાગ્યા. આમ કરવામાં બંદાના ઘણા સૈનિકો ખાલસાના સૈનિકોના હાથે માર્યા ગયા; પરંતુ બંદાના એક પણ સૈનિકના હાથે ખાલસાના એક પણ સૈનિક પર શસ્ત્ર પ્રહાર થયો નહિ. છેવટે બંદાની સેના રણભૂમિમાંથી પાછી હઠી ગુરૂદાસપૂર આવી પહોંચી.

બંદાનો આ પરાજય જેવો તેવો નહોતો. અનેક માણસોની હાની થવા ઉપરાંત તેનાથી આખા દેશનું ભાગ્ય પલટાઇ ગયું. આ ઘટના ભારતના ઇતિહાસમાં એક યાદગાર ઘટના તરીકે રહેશે. તે સાલ તો જતી રહી પરંતુ પરાજયની અસર કદીએ દૂર ન થઇ. બંદાના આ પરાજયથી બાદશાહના આનંદનો પાર રહ્યો નહિ. તેણે ખાલસાના સાહસ તથા વીરતાની મૂકત કંઠે પ્રશંસા કરી અને અઢળક લક્ષ્મી ભેટ કરી.

## ૧૨

બંદાબહાદુરની લાહોર પર વિજય મેળવવાની આશા–ઇચ્છા સફળ થઈ નહિ. તેનું સાહસ નિષ્ફળ નિવડયું. પરંતુ તેના હૃદયમાં રહેલી ઉંડી આશા હજી કંઇ કંઇ વિચાર કરી રહી હતી. આશા અમર છે. આશા અજબ છે, તેનાથી જ માનવ જીવન છે. માણુસ આશાના આધારે જ આગળ ગતી કરે છે. માણુસની નિરાશામાં જો આશા છૂપાઈ નહોત તો માણુસની દશા ખરેખર વિચિત્રજ થઇ પડે ! તેનું જીવન નિરસ બને. માણુસ જ્યારે ઉંડા જળમાં ડૂબે છે ત્યારે જીવવાની આશાએ ખૂબજ તરફડીઆં મારે છે: પરંતુ જ્યારે તેને

એમ લાગે છે કે હવે જીવનની આશા નથી ત્યારે હાથપગ હલાવવાનું બંધ કરે છે અને છેવટે મરણુ ને શરણુ થાય છે. આશા વિનાની એ અવસ્થા–સ્થિતિ બહુજ કરૂણુ હોય છે.

પ્રત્યેક જાતી સંકટમાં આત્મરક્ષા કરવા ઈચ્છે છે; પણુ જ્યારે કોઇ આરો નથી હોતો ત્યારે તે આત્મત્યાગ કરે છે. આવી જે જાતી આત્મત્યાગ કરે છે, એ જાતી ધીમે ધીમે તેનું જીવન નષ્ટ કરે છે. જાતીનો રક્ષક તો એજ કહેવાય કે જે જાતીના બચાવનો માર્ગ શોધે છે–બતાવે છે. એ શોધેલા—બતાવેલા માર્ગે જેમ જલ્દીથી પંથ કપાય તેમ તેટલી વ્હેલી ઉન્નતિ થાય છે. બંદા બહાદુર હિંદુ જનતાના ઉદ્ધારક અવતાર સમા હતા. તેમણે હિંદુ જાતીમાં બચાવ કરવાની—ધર્મ અને દેશને માટે મરી ફીટવાની હિંમત ઉત્પન્ન કરી હતી. તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે " મારી સાથે જે જોડાશે તેને અપમાન અને ગુલામી જીવનમાંથી છોડાવી ઈજ્જત અને ધર્મના માર્ગે લઇ જઇશ. સ્ત્રી–બાળકો પણુ આશાવાદી હતાં. બંદા સ્વતંત્રતા સ્થાપશે–જાતી—ધર્મનો ઉદ્ધાર કરશે એમ નિશ્ચયથી માનતાં અને તેના વિજયને માટે હર હમેશ પ્રભુને પ્રાર્થતાં.

ખાલસાએ બંદાનો ત્યાગ કર્યો હતો. બંદાના પ્રતાપથી જે સરદારો મોટા સત્તાધિશ બન્યા હતા–ખાલસાના નેતા થયા હતા, તેઓ બાદશાહની રાજકિય શેત્રંજમાં ફસાઇ પોતાના ઉપકાર દાતા બંદાથી છેવટના સમયે વિમુખ થયા. આટલાં સંકટો અને પ્રતિકુળતામાં પણુ જેનામાં આશાની જ્યોત પ્રકાશતી હોય તે ખરેખર દેવ છે અને તે પૂજવાને યોગ્ય ગણાય.

ધર્મવીર બંદાએ ખાલસાને મેળવી લેવા–ખુશ કરવા એક છેલ્લો પ્રયત્ન કરી જોયો. તેમણે ખાલસા પ્રત્યે એક પત્ર પાઠવ્યા લખ્યું કે,

" દેશની અને ધર્મની રક્ષાર્થે આપણે અનેક બળિદાન આપી

સ્વતંત્રતા નજીક આણી છે; તે સમયે આપણે પરસ્પરથી વિમૂખ થવું એ ઉચિત નથી. આમ કરવાથી આપણે આજ પર્યંત કરેલું સઘળું કાર્ય ધૂળમાં મળી જશે. જીતેલી બાજી હારમાં ફેરવાશે અને પરીણામે દેશ અને જાતી પર દુઃખના ડુંગરો તૂટી પડશે. આપ સૌ શત્રુની રાજ્ય રમતમાં ફસાયાં છો. બાદશાહની આ ભયાનક જીવલેણ પ્રપંચ જાળ છે. ગુરૂગોવીંદસિંહનાં શિક્ષા વચનોનું સ્મરણ કરો. તેમણે સંપ અને ઐક્યથી શત્રુઓ સામે ઝુઝવાની આજ્ઞા કરી છે. ગુરૂના સાચા ઉપદેશને શા માટે માટીમાં મેળવી દયો છો? આ ફાટફુટનું પરીણામ સારૂં નહિ આવે. શત્રુઓ આપણામાં ફુટ પડાવી આપણો વિનાશ કરશે. જો આપણે હજી પણ સમજીશું નહિ—ચેતીશું નહિ તો પરીણામ વિપરિત આવશે. આપણા સઘળા વિજયો હતા ન હતા થઈ જશે. તમારી સત્તાઓ નષ્ટ થશે. આખી શીખકોમ ગુલામીમાં જકડાશે. વિચારો. હજી સમય છે. ફરી ફરી આવો સમય નહિ આવે. હું મારા સ્વાર્થને ખાતર કંઈ કહેતો નથી, હું તો સાધુ છું. મારે સંસારની સાથે કંઈ લેવાદેવા નથી. મેં જે કાંઇ કર્યું છે તે ફક્ત દેશ અને ધર્મ પ્રત્યેની મારી ફરજ સમજીને કર્યું છે. ગુરૂ ગોવીંદસિંહ સમક્ષ મેં વેરની વસુલાત કરવા કરેલી પ્રતિજ્ઞા બનતા પ્રકારે પરિપૂર્ણ કરી છે. મારૂં આમાં કંઈ બગડવાનું નથી; પરંતુ તમારૂં ઘણું બગડશે. અત્યારે શાન્ત બેસી રહેવાનો સમય નથી. દુષ્મનોના આ ખેલ છે;છતાં નહિ સમજો તો હાથે કરીને તમારા ધર્મનો—દેશનો નાશ કરશો. દેશને અને જાતીને ગુલામીમાં જકડવાનું કલંક તમારા લલાટે લખાશે. સમજો—વિચારો, શત્રુઓનો સાથ છોડી દઇ સ્વતંત્રતાના આ યુદ્ધમાં પ્રથમની માફક મારી સાથે જોડાવ. આવો, હું તમને પ્રેમથી બોલાવું છું. ધર્મ અને દેશની ઇજ્જતને ખાતર આ વખતે અંદર—અંદરના ઝઘડા ભૂલી

જાવ ભારતમાતા કરૂણ નજરે તમારી તરફ જોઈ રહી છે, દેશ અને ધર્મના શત્રુઓને હાંકી કાઢવાની કરૂણ કંઠે હાકલ કરી રહી છે. બંધુઓ ! આવો; આપણે સાથે મળીને માતૃભૂમિનો ઉદ્ધાર કરીએ. શત્રુઓને નિર્મૂળ કર્યા પછી આપણે પરસ્પરના ઝઘડાનો ફેંસલો કરી લઈશું અને કદાચ લડવું હશે તો પરસ્પર લડી લઈશું. આ વખત અમૂલ્ય છે. વિચાર–દલીલ કે બાંધ–છોડના વાદ વિવાદ માટે સમય નથી. જે સમય જાય છે તેમાં આપણું અનિષ્ટ થતું જાય છે, માટે વેળાસર આવી મળો. પ્રભુ તમને સદ્બુદ્ધિ સમર્પો. ”

ધર્મવીર બંદાનો આવો મર્મભેદક પત્ર ખાલસાને પહોંચ્યો. ખાલસામાં વંચાયો, સઘળા વિચારમાં પડયા, બંદાનું કથન સત્ય છે એમ સૌનો આત્મદેવ કબુલ કરવા લાગ્યો. આવી રીતે કરવાથી ઘણું બગડશે, બંદાને મદદ કરવી એ સૌની ફરજ છે વગેરે વિચારો મનમાં થવા લાગ્યા; પરંતુ આમાં કેટલાક એવા પણ હતા કે જેઓ પોતાના સુખ–શાન્તિના માટે ભલે સ્વતંત્રતા નષ્ટ થાય, દેશ દરિયામાં ડૂબે કે ગમે તે થાય પણ હવે લડાઇના ઝઘડામાં પડવું નથી. બાદશાહ સામે વૈર વધારવું નથી વગેરે નિર્માલ્ય વિચારો ધરાવનારને બંદાના પત્રની કંઈ પણ અસર થઈ નહિ બંદા હાર્યો છે એટલે મદદ માગવા આવ્યો છે, વળી તે શીખ નથી, તેણે ગુરૂની આજ્ઞા બરાબર પાળી નથી, તેને આપણી મદદ માગવાનો શું હક્ક છે વગેરે વચનો ઉચ્ચારી કેટલાક તો બંદાનું ઉપહાસ્ય કરવા લાગ્યા. છેવટે એવો નિર્ણય થયો કે, “ બંદા જો કલગી કાઢી નાખી અમૃત ચાખે તો તેની સાથે જોડાવું.”

આવી મતલબનો એક પત્ર ખાલસાએ બંદાને પાઠવ્યો. બંદાને પત્ર મળ્યો. તેની આંખ્યો રાતી બની. ખાલસાના કથન અનુસાર વર્તવું એ તેને માટે નૈતિક મૃત્યુ હતું, તેના સિદ્ધાંતનું ખૂન થતું હતું.

એનો પ્રભાવ નષ્ટ થતો હતો. દેશ અને ધર્મની સ્વતંત્રતાને ખાતર પ્રબળ શત્રુઓની સાથે મુઠ્ઠીભર માણસોની મદદથી યુદ્ધ કરનાર અને અનેક સંકટોની સામે વીરતાથી ઝઝુમનાર વીરને સંકટમાં જાણી તેને આવી રીતે કરવાનું કહેવું તે ખરેખર તેનું અપમાન કરવા જેવું જ ગણાય. બંદાએ મન સાથે એકજ નિશ્ચય કરી લીધો, " પ્રભુની મદદ સિવાય કોઈની મદદની જરૂર નથી, દેશને ખાતર એકલો ઝઝુમીશ. રાજપૂતાણીની કુખે જન્મેલો છું. ભલે ખાલસા સાથ–મદદ ન આપે, એકલા હાથે શત્રુઓને પણ બતાવીશ કે બંદા શું કરી શકે છે ?"

ધર્મવીર બંદાએ સૈનિકોને એકત્ર કરી કહ્યું, " ખાલસા સાથે સમાધાની કરવાનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો છે, આપણા સંકટ સમયે–દેશની દુર્દશાના સમયે ખાલસા મને મારો સિદ્ધાંત અને નીતિને ત્યાગવાનું સૂચવે છે, મારાથી એ કેમ બને ? લડાઇનો સમય નહોત, દેશને માથે દુઃખનાં વાદળ ઝઝુમી ન રહ્યાં હોત; તો ખાલસાના કહેવાનો વિચાર કરત, પરંતુ આમાં ભેદ છે. આપણને મદદ નહિ કરવાની ઇચ્છાથી બાદશાહની મૈત્રીના સ્વાર્થથી જ ખાલસા અત્યારે આ બ્હાનું આગળ ધરે છે. ફીકર નહિ. દેશને માટે એકલા હાથે ઝઝુમીશું, જીવીશું તો સુખ ભોગવશું અને મરીશું તો સ્વર્ગ અને કીર્તિ મેળવશું. દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની આપણે પ્રતિજ્ઞા કરી છે, મરવું યાતો ઇચ્છિત પ્રાપ્ત કરવું એજ આપણું ધ્યેય છે. બહાદુરો ! હવે આપણે મરણીયા બની પવનના વંટોળીયાની માફક ચારે તરફ ઘુમી શત્રુઓનાં ગામ-નગરો હાથ કરવાં. શત્રુઓને સુખે બેસવા નહિ દેવા; ફત્તેહ થવાની હશે તો થશે. આપણે કાર્યના ફળની ઇચ્છા નહિ રાખતાં અત્યારે આપણું કર્તવ્ય બજાવવાનું છે. બોલો ધર્મની જય " બંદાનું બોલવું પૂર્ણ થતાં જ સૈનિકોએ ધર્મની જય ગર્જના પોકારી બંદાના કથનને અનુમોદન આપ્યું.

બીજા દિવસના પ્રભાતકાળેજ રણનાં રણતુરે વાગવા લાગ્યાં. શસ્ત્રોના ખડખડાટ સંભળાયા. કુચ શરૂ થઈ. કલાનોર પર આક્રમણ કર્યું. ત્યાંનો નવાબ અચિંતા હલ્લાથી ગભરાઇ ગયો અને ધન-અશ્વો ભેટમાં આપી બંદાનું પ્રભુત્વ સ્વિકાર્યું. આ પછી બંદા પ્રચંડ વેગથી શિયાળકોટ તરફ ધસ્યો. ત્યાં પણ નાશભાગ શરૂ થઇ. કોઇ તેને રોકવા ઉભું રહ્યું નહિ. શિયાળકોટ સર કરી વજીરાબાદ અને ગુજરાતના પ્રદેશ પર અધિકાર જમાવ્યો, શહેર-ગામડાં લૂંટયાં. ઘણું ધન પ્રાપ્ત થયું. તેના સામે થવાની કોઇનામાં શકિત નહોતી. અનેક હિંદુઓ તેના શિષ્યો બન્યા. બંદાને ઉપરાઉપરી વિજયો મળ્યા, ધન પણ ઘણું મળ્યું, પરંતુ આથી તેની શકિત કંઇ વધી નહિ. કારણ કે જે લોકોમાં એનો પ્રભાવ હતો તેઓ આ વખતે રાજ્યનીતિની દૃષ્ટિએ નિર્બળ-નિર્માલ્ય નિવડયા હતા. શત્રુઓના સ્હાયક રૂપ થઈ પડયા હતા.

ધર્મવીર બંદાએ જીતેલા પ્રદેશ પર જોકે અધિકાર જમાવ્યો હતો, પણ તે અધિકાર કયાં સુધી ટકશે તેની શંકા હતી. કારણ કે તેની પાસે જોઈએ તેટલી શકિતનું સંગઠન થયું નહોતું. સ્વાતંત્ર્યને માટે લોહી વહેવરાવે-પ્યારા પ્રાણનું બળિદાન આપે એવાં વીર યોદ્ધાઓ વિશેષ નહોતા. થોડા શું કરી શકે? અને હવે વધારે પણ કયાંથી આવી મળે!

બંદાના આ વિજય જોકે મહાન્ હતા પરંતુ મૃત્યુ સમિપ પહોંચેલી દીપકની અંતીમ્ જ્યોત સમાન હતા. ધર્મવીર બંદા મહાન પુરૂષ હતો કે જેણે સેંકડો વર્ષની ગુલામી ફગાવી દીધી હતી. જનતાને જાગૃત કરી ધર્મ અને સ્વાધિનતાનું ભાન કરાવ્યું હતું. વિજયો

પર વિજયો મેળવી સ્વતંત્રતાની પતાકા ફરકાવી હતી. ધર્મવીર બંદા દેશ દીપક હતો. તેના જેવા સ્વદેશપ્રેમી વીર પુરૂષો કવચિતજ જગતમાં આવે છે અને દેશના તારણુહાર કહેવાઇ દેશ અને જાતીનું ગૌરવ વધારે છે.

ધર્મવીર બંદાબહાદુરના આવા સાહસીક પ્રચંડ હલ્લાએ અને વિજયોએ તેના દુશ્મનોમાં ભારે ખળભળાટ ઉત્પન્ન કર્યો. બાદશાહના ગભરાટ વ્યાકુળતાનો પાર રહ્યો નહિ. બાદશાહ વિચારવા લાગ્યો કે, આતે કેવા પ્રકારનો માણસ છે કે જેનાથી નિરંતર ભયભીત રહેવું પડે છે. બંદાને નિર્બળ કરવા બાદશાહની ભેદનીતિ સફળ થઇ હતી. તેને અને ખાલસાને જુદા પાડી શત્રુઓએ જોકે તેનું બળ તોડયું હતું પણ બંદાએ તેથી નહિ ગભરાતાં હિંમત અને સાહસથી પૂર્ણ પરાક્રમ બતાવી સૌને આશ્ચર્યચકિત કર્યા. થોડા સમયમાં તો તેણે અનેક ગામ અને નગરો જીતી લીધાં. પવનના પ્રચંડ વંટોળીઆની માફક બંદા બહાદુર અને તેના અનુયાયીઓ ચોતરફ ઘુમવા લાગ્યા. ધર્મની જય–બંદા બહાદુરની જય ના કાન ફાડી નાખે એવા અવાજો સાંભળી દુષ્મનોનાં કાળજાં ફફડી ઉઠયાં. બાદશાહ અને તેના મંત્રીઓ સ્વપ્નામાં પણ બંદાબહાદુરને અવલોકી ભયભીત થવા લાગ્યા. "આ રાક્ષસી બળ-વાળા બંદાને હવે શીરીતે સપડાવવો ? જો આવી રીતે તે વધુ વખત છૂટો રહેશે અથવાતો જીવતો રહેશે તો લાહોર સાથે સમસ્ત પંજાબ જીતી લેશે, માટે હવે હરકોઇ ઉપાયે તેનો નાશ કરી નાખવો જોઇએ. આવી રીતના વિચારમાં ડૂબેલા બાદશાહે છેવટનો નિર્ણય કરી નાખી અબ્દુલ સમન્દખાંને ત્રીસ હજારના લશ્કર સાથે બંદાનો વિનાશ કરવા યા જીવતો પકડવા દિલ્હીથી રવાના કર્યો. આ સાથે બીજા સૂબેદારો અને અફસરોને પણ આજ્ઞા પત્રો લખાયાકે " મુખ્ય લશ્કરની મદદે જઇ પહોંચી હરકોઈ ઉપાયે બંદાનો નાશ કરવો."

શત્રુઓએ બંદાના વિનાશને માટે પ્રતિજ્ઞા કરી હોય એમ જબરજસ્ત તૈયારી આ વખતે કરવા માંડી. બંદા અને બાદશાહના આ છેલ્લા પ્રયત્નો હતા. હારજીતના તર્ક-વિતર્કો થઈ રહ્યા હતા. બંદાના વિનાશને માટે સાગર સમાન સૈન્ય ઉલટયાં હતાં.

બંદાનું નાનું સૈન્ય શું કરી શકશે ? બંદાએ સર્વ સમાચાર જાણ્યા. તેના ભાગ્યની આ છેલ્લી ભયાનક ઘટના હતી. ભારતનું દુર્દૈવ યા સ્વાતંત્ર્યનું આ છેલ્લું યુદ્ધ હોય એમ જણાયું. સેનાધ્યક્ષ અબ્દુલ સમન્દખાંની પાસે જબર જસ્ત મોટું સૈન્ય હતું. બીજા અનેક સૂબાઓ પણ પોતાનાં સૈન્ય સાથે તેની મદદે આવવાના સમાચાર તેને મળી ચૂકયા હતા; છતાં સેનાપતિ બંદાથી એટલો તો ગભરાતો હતો કે જેથી તેને આ સમયે એક યુક્તિ અજમાવવી પડી.

એવું કહેવામાં આવે છે કે અબ્દુલસમન્દખાંનો વિચાર બંદાને જીવતો પકડવાનો હતો. તેણે અનેક લઢાઇઓનાં રંગ જોયા હતા. બંદાના રાક્ષસી બળથી તે પૂર્ણ પરિચીત હતો. આથી તેની ખાત્રી થઈ ચૂકી હતી કે ખુલ્લી લડાઈમાં કોઈ પણ ઉપાયે બંદાનો નાશ થનાર નથી અથવા તો તે બંધિવાન બનનાર નથી. આ કારણથી તેણે આ વખતે એક યુક્તિ અજમાવી. તેણે એક સરદારને પોતાની ઈચ્છા જણાવી કેટલીક ભેટો સાથે બંદા પાસે મોકલ્યો.

આ સમયે બંદાબહાદુર દુશ્મનો સામે કેવી રીતે લડવું ? શત્રુઓનો કેવી રીતે મુકાબલો કરવો ? વગેરે સંબંધમાં પોતાના સરદારો સાથે મંત્રણા કરી રહ્યો હતો. આ અરસ્સામાંજ ભેટ નજરાણું લઇ આવનાર સરદાર ત્યાં આવ્યો. બંદા અને તેના સરદારો આશ્ચર્ય પામ્યા. આવનારે ભેટ સમર્પણ કરી જણાવ્યું કે; " મને અબ્દુલસમન્દ ખાંએ આપની પાસે મોકલ્યો છે. સેનાપતિસાહેબે આપને કહેવ-

રાવ્યું છે કે અમારી આ લશ્કરી ધામધૂમથી આપને ડરવાનું કંઇ પણ કારણ નથી. બાદશાહે જો કે આપનો નાશ કરવાની ઇચ્છાથી જ અમને લશ્કર સાથે મોકલ્યા છે, પરંતુ સેનાપતિની આંતરિક ઇચ્છા કંઇક જુદીજ છે. તેમને આપની પ્રત્યે પૂર્ણ માન અને પુજ્ય ભાવ ઉત્પન્ન થયો છે અને તેઓ ખરા હૃદયથી આપના શિષ્ય બનવાની ઇચ્છા ધરાવે છે. આપની અનુમતિને માટેજ તેમણે આ ભેટો સાથે મને અહિં આપની પાસે મોકલ્યો છે."

આવનારનું સઘળું કહેવું બંદાએ ધ્યાન પૂર્વક શ્રવણ કર્યું. બંદા બહાદુર તે આવનારને કંઇ જવાબ આપે તે પહેલાં એ માણસ સલામ કરી ત્યાંથી ચાલતો થયો. ધર્મવીર બંદાએ સેનાપતિના આ કથનમાં વિશ્વાસ મૂકયો કે ન મૂકયો તેની કંઇ ખબર પડી નહિ; પરંતુ બંદાબહાદુરને તરતજ સમાચાર મળ્યા કે શાહી ફોજે ઝડપથી કુચ કરી ગુરૂદાસપુરથી થોડે દૂર પોતાની છાવણી નાખી છે. બંદાના વિનાશની તૈયારીઓ એટલી તો ઝડપથી થઇ રહી હતી કે જેથી બંદા સામે થવાની અગરતો બહારથી મદદ મેળવવાની તૈયારી કરી શકે નહિ. બાદશાહી સૈન્યની છાવણીના સમાચાર જાણ્યાને થોડાક સમય વિત્યો હશે એટલામાં તો વળી બીજા સમાચાર આવ્યા કે લાહોર અને જાલંધરથી બાદશાહી સૈન્ય આવ્યું છે અને એ સૈન્યે ગુરૂદાસપુરની ચારે તરફ ઘેરો નાખ્યો છે. આ સમાચાર સાંભળતાંજ બંદાના હૃદયમાં કોપાનળ સળગી ઉઠયો. અબ્દુલસમન્દખાંની ચાલ બાજી સમજી ગયો. સિંહને ચારે તરફથી ઘેરી વિનાશ કરવાની તૈયારી શત્રુઓએ કરી હતી. ધર્મવીર બંદા પૂર્ણ વિચારમાં ડુબ્યો. અલ્પ સમયમાંજ તેણે ભવિષ્ય કલ્પી લીધું. એ સાથેજ તેના હૃદયમાંથી એક ઉષ્ણ નિઃશ્વાસ નિકળી ગયો. તેણે આકાશ પ્રતિ દૃષ્ટિ કરી

પ્રભુની અકળ કળાની મનમાં પ્રશંસા કરી. આ પછી તેણે પોતાના સૈનિકોને એકત્ર કરી સર્વ વસ્તુ સ્થિતિથી જાણીતા કર્યા. સૈનિકો અને સરદારો ભયંકર સ્થિતિ જાણી લેશમાત્ર ભયભીત થયા નહિ. સ્વતંત્રતા યા મ્હોતને મળવાની પ્રતિજ્ઞાવાળા આ વીરો બંદાની સાથે પોતાના પ્રાણુ સમર્પવા તૈયાર થયા. દુશ્મનોએ ચારે તરફ મજબૂત ઘેરો ઘાલ્યો હતો. શાહી સૈન્યની સંખ્યા પણુ અસંખ્ય હતી. આ ઘેરામાંથી બહાર શી રીતે નીકળવું ? શત્રુઓની સામે કેવી રીતે લડવું ? બંદાના હૃદયમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. શાહી સેના પણુ શાન્તિથી બંદાનું કાર્ય અવલોકી રહી હતી. સમય વિતતાં ખાદ્ય સામગ્રી ખૂટવા આવી, " શું કરવું ? અનાજ ક્યાંથી લાવવું? બહાર નીકળવાનો એક પણુ રસ્તો નથી." વગેરે વિચાર બંદા અને તેના સેનાનિયોને અકળાવી-મુંઝાવી રહ્યા હતા.

બંદાબહાદુર શત્રુનો ઇરાદો સમજી ગયો તેણે સેનાપતિ બાજ સિંહને બોલાવી કહ્યું, "શત્રુનો ઇરાદો આપણુને ભુખે મારી નિર્બળ બનાવવાનો હોય એમ સમજાય છે, માટે હવે મરણીયા બનો અને હરકોઇ ઉપાયે બહાર નીકળી અનાજ વગેરે લઇ આવો. આ કાર્ય થયા પછીજ આપણાથી બીજું કંઇ થઇ શકશે. ખાદ્યાદિ પદાર્થ મેળવવામાં જો આપણે સફળ થઇશું તો પછી શત્રુઓને અને જગતને બતાવીશું કે સાગર સમાન શત્રુ સેના વચ્ચે ઘેરાએલા અલ્પ સંખ્યાના સિંહો કેવી રીતે રંણુરંગ ખેલી શકે છે યાતો મરણુને મળી શકે છે."

બંદાનો આ વિચાર સૌને પસંદ પડયો, કોઇને પણુ ખબર પડે નહિ એવી રીતે પાંચસો મરણીયા સૈનિકો કિલ્લાની બહાર નીકળવા તત્પર થયા. રાત્રિનો સમય હતો, સર્વત્ર શાન્તિ વ્યાપી રહી

હતી, ઘેરાના હિસ્સો લંબાવાથી શત્રુ સૈનિકો નિરાંતે ઉંઘતા હતા. પહેરેદારો પણ બેઠા-બેઠા ઝોકાં મારતા હતા. આ સમયે બહાર નીકળવા તૈયાર થએલા સૈનિકો ધીમેથી કિલ્લાના એક ભાગ તરફનો દરવાજો ઉઘાડી બહાર નીકળ્યા. સઘળાના હાથમાં ખુલ્લી તલ્વારો હતી. સઘળાએ છેવટનાં કેશરીઆં કર્યાં હતાં, જીવીશું. તો અનાજ વગેરે લાવીશું અને નહિ તો ખુલ્લી છાતીએ શહીદો થઇશું, એવા નિશ્ચયથી આ વીરો ચૂપચાપ આગળ વધ્યા. સમય અનુકુળ હોવાથી પાંચસો વીરો ચૂપચાપ ઘેરાની બહાર નીકળી ગયા. પ્રાતઃકાળ થતાંજ શત્રુઓને આ બાબતની ખબર પડી.

હરકોઇ ઉપાયે તેમને પકડવા યા જાનથી મારવાના હુકમો છુટયા. શાહી ઘોડેસ્વાર સૈન્યે ઝડપથી કુચ કરી. ઝડપથી ચાલ્યા જતા વીરોએ દુષ્મનોને નજીક આવી પહોંચેલા જોયા. હવે આગળ વધાશે નહિ. જીવતા પકડાવા કરતાં મરીશું તો અમર નામના થશે આ ઉદ્દેશથી પાંચસો વીરો શત્રુઓને પોતાનું પરાક્રમ બતાવવા તૈયાર થયા. બાદશાહી સ્વારો આવી પહોંચ્યા. આક્રમણ શરૂ થયું. ખુનખાર લડાઇ ચાલી. બાદશાહી સૈન્યથી ઘેરાએલા પાંચસો વીર યોદ્ધાઓ અપૂર્વ જુસ્સાથી રણરંગ ખેલવા લાગ્યા. જોત જોતાંમાં એ પાંચસો વીરોએ લગભગ પોતાનાથી બમણા શત્રુઓને ધરાશાયી બનાવી દીધા.

અનેક જખ્મોથી શરીરે વિંધાએલા અને રકતથી લાલચોળ રંગાએલા આ મરણીયા વીરોએ ગાંડા ગજરાજની માફક ચોતરફ ઘુમી શત્રુઓને તોબાહ પોકરાવા માંડી, પણ આવી રીતે કયાં સૂધી ટકી શકાય ! અસંખ્ય સૈનિકોમાં આ મુઠ્ઠીભર માણસોનો હિસાબ શું ! સ્વતંત્રા યા મ્હોતની પ્રતિજ્ઞા વાળા પાંચસો વીરો પોતાનાં પરાક્રમથી શત્રુઓને તાજુબ કરી છેવટે રણશૈય્યાપર પોઢયા. દેશની સ્વતંત્રતા ખાતર

એ પાંચચો વીરો શહીદ થયા. ગુરૂદાસપુરના કિલ્લામાં બંદા વગેરેને આ બાબતના સમાચાર મળ્યા. સઘળાએ શહીદોના આત્માની શાંતિને અર્થે પ્રાર્થના કરી. અનાજ વગેરે થઈ રહેવાથી બંદા અને ગુરૂ-દાસપુરમાં રહેતાં પ્રજાજનોમાં ભુખમરો શરૂ થયો.

બધું સહન થાય પણ ભુખનું દુઃખ સહન કેમ કરી શકાય ? બંદા પ્રત્યેના ભક્તિ ભાવથી નગર જનોએ અને સૈનિકોએ જ્યાંસુધી ભુખ-નું કષ્ટ સહન કરી શકાયું ત્યાં સુધી સહન કર્યું, પણ હવે સહન શક્તિ ની સીમા આવી રહી હતી. ભુખના દુઃખથી ઉભા થવાની શક્તિ પણ હરાઈ ગઇ હતી. સર્વત્ર ભુખ–ભુખની બૂમો પડી રહી હતી. અનેક જનો ભુખના દુઃખથી પીડાઈ મરણને શરણ થવા લાગ્યાં.

ધર્મવીર બંદાથી આ સ્થિતિ જોઇ શકાઈ નહિ. તેના હૃદ-યને સખ્ત આઘાત થયો. તેની આંખ્યોમાં જળ ઉભરાયું. સમયને તેણે પ્રણામ કર્યા.

શાહી સૈન્યના સેનાપતિને ભુખમરાની ખબર પડી. તેણે કહેવરા-વ્યું કે "જેઓ બાદશાહી પતાકાના આશ્રયે આવશે તેને અન્ન જળ સાથે અભય દાન મળશે." ચાર–ચાર મહિનાઓ વીતી ગયા હતા. ભુખમરાથી અકળાએલા જનોમાં છેવટે ખૂબ અસંતોષ વ્યાપ્યો હતો. છેવટે અનેક શીખો ભુખમરાથી જીવ બચાવવા શત્રુના આશ્રયે ગયા. શત્રુઓએ તત્કાળ તેમને બંધિવાન બનાવ્યા. બંદાને આ સમાચાર મળતાં તેના દુઃખનો પાર રહ્યો નહિ. તેનું હૃદય બોલતું હતું કે "આ કષ્ટ અસહ્ય છે. રણમયદાનમાં લઢતાં પ્રાણનું વિસર્જન કરવું સહેલ છે પણ આ ભુખે મરવું એ ખરેખર દુષ્કર છે. બંદા બહાદુર તત્વજ્ઞાની હતા. સુખ–દુઃખને સમાન લેખતા, ભુખના દુઃખથી તેમનું શરીર પણ નિસ્તેજ અને દુર્બળ બન્યું હતું. પોતાનું ગમે એ થાય એની તેમને

પરવાહ નહોતી, પણ પોતાની સાથે રહેલા માણસો પ્રત્યેનું ભુખનું કારમું સંકટ નિહાળી તેમનું હૃદય ચિરાવા લાગ્યું. કિલ્લાનાં માણસો ભુખના દુઃખથી છેકજ દુર્બળ બની ગયાં હતાં. તેમનામાં ઉભા રહેવાની શક્તિ નહોતી. આ સ્થિતિમાં શત્રુઓ સાથે છેવટની લડાઈ પણ શી રીતે થઇ શકે ! છતાં તેણે છેલ્લો પ્રયત્ન કરી જોવાના નિશ્ચયથી સૈનિકોને વીરવાણીથી ઉત્તેજીત કરી શત્રુઓ પર આક્રમણ કર્યું.

ભુખના દુઃખથી અકળાએલા સિંહો પીંજર ખુલ્લું થતાં જેવી રીતે દોડે છે એવીજ રીતે અકળાએલો બંદા અને શીખ વીરો દુષ્મનો પર ટૂટી પડયા. બંદા બહાદુરનો આ છેવટનો પ્રયત્ન હતો ભુખે મરી જવું તે કરતાં શત્રુઓ સાથે ખુલ્લી છાતીએ લડવામાં ગૌરવ માનનારા દેશ ભકતો પૂર્ણ બહાદુરીથી લડયા, પણ અસંખ્ય સૈનિકો ની સામે થોડાં માણસો કયાં સૂધી ટકી શકે ? અનેક રણવીરો રણમાં પડયા. બંદાએ જોયું કે હવે પ્રાણ હાની સિવાય કંઇ પણ પ્રાપ્ત થનાર નથી. તેણે અંતિમ્ અંજામ કલ્પી લીધો અને જીવતા રહેલા સૈનિકોને કિલ્લામાં પાછા ફરવાની આજ્ઞા કરી. બંદાના પાછાં પગલાં થયાં કે તરતજ શત્રુઓએ પાછળ પડી કત્લ ચલાવવા માંડી. પાછા હઠતા સૈનિકો બચાવ અર્થે બહાદુરીથી લડતા કિલ્લાની અંદર પ્રવેશ્યા. ઘણા માર્યા ગયા. જીવતા રહ્યા એ કિલ્લામાં પૂરાયા.

કિલ્લાના દરવાજા અંદરથી બંધ કરવામાં આવ્યા. દુષ્મનોએ કિલ્લાને ઘેરી લીધો. દિવસો વિતતાં અંદરનાઓની દિલ પીગળાવે એવી કરૂણ દશા થઇ પડી. અનેક સંકટોની સામે થનાર અને રણ-મયદાનમાં વનરાજની માફક ઘુમનાર બંદા અને તેના સરદારો બાજ સિંહ વગેરેની આંખ્યોમાં ખાડા પડયા. આંખ્યો જળથી ભરાઇ આવી. બંદાએ જીવતા રહેલા તમામને એક દિવસે એકઠા કરી શાન્તવન

આપતાં કહ્યું કે, " આ સંકટ અસહ્ય છે. આપણી ખરખી કસોટી થઈ રહી છે. શું કરવું તે વિચારી રહ્યો છું. જગતમાં સુખ–દુઃખ મનુષ્યોને માટે છે, પરંતુ આ ભુખનું દુઃખ સહન કરવું અશક્ય છે. પ્રારબ્ધમાં લખાયું હશે તે જરૂર બનશે. હું પણ તમારા જેવોજ દુઃખી છું. જ્યાં સુધી મારો એક પણ સાથી ભુખે મરશે ત્યાં સુધી અનાજનો એક પણ કણ–દાણો મારા મુખમાં મૂકનાર નથી."

આવી રીતે સૌને દિલાસો આપી બંદા બહાદુરે સરદારોને એક ઠાકરી મંત્રણા કરવા માંડી. છેવટે નિર્ણય થયો કે કિલ્લાના દરવાજા ઉઘાડી નાખવા અને ભાવિને તાબે થવું.

જયારે એક પણ ઉપાય ન રહ્યો ત્યારે વિવશ બની કિલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા. અલ્લાહો અકબરના જયનાદ પેકારતી શાહી સેના અંદર દાખલ થઇ અને બંદાબહાદુરના જીવતા રહેલા તમામ સૈનિકોને કેદ કરી લીધા. બંદાનું શરીર ભુખના લીધે દુર્બળ પડયું હતું. તેના શરીરમાં લડવાની તાકાત હોય એમ જણાતું નહોતું, છતાં તેની પાસે જવાની કોઇની હિંમત ચાલી નહિ. મરણ પામતા સિંહની પાસે જતાં પણ ભય લાગે છે. બંદએ સઘળી સ્થિતિ જાણી લીધી. થવાનું થઇ ગયું છે, બનનાર હશે એ બનશે. સામે થવું એ હવે નકામું છે, આમ વિચારી બંદાએ તેનાં ધનુષ્ય બાણ નીચે મૂકી દીધાં. આ વખતે તેની પત્નિ અને પુત્ર તેની પાસે હતાં, શત્રુ સૈનિકો દૂર ઉભા રહ્યા હતા. હજી પણ એ વીરની પાસે જવાની કોઇની હિંમત ચાલતી નહોતી. છેવટે બંદાએ સ્વમુખે પોતાને કેદ કરી લેવાનું જણાવ્યું, સેનાપતિએ બંદાબહાદુરને જંજીરોથી જકડી લીધો. એમ કેટલાકનું કહેવું છે કે આ છેલ્લી લડાઈમાં ખાલસાએ બાદશાહને સારી મદદ આપી હતી; અને બંદાને જીવતો કેદ કરવામાં પણ તેમણે મુખ્ય ભાગ ભજવ્યો હતો.

આ વિજયથી અબ્દુલસમન્દખાંની ખુશાલીનો પાર રહ્યો નહિ. મુસ્લીમોમાં આનંદ-આનંદ વર્તાયો, હિન્દુ જનતાના શોકનો પાર રહ્યો નહિ. શાહિ સેના ધર્મવીર બંદાને અને તેની સાથે પકડાએલા સૈનિકોને લઇ દિલ્હી તરફ ચાલતી થઇ.

૧૩

"તે દૈવી મનુષ્યો છે કે જે સ્વદેશ અને ધર્મને માટે જીવન સમર્પે છે."

ભારતવર્ષના પાટનગર દિલ્હીની રંગભૂમિપર અનેક અજબ-ગજબ-અવનવા બનાવો બન્યા છે. કાળચક્રના અનેક સપાટા અને પરિવર્તનોમાંથી આ પુણ્યશાળી નગરને પસાર થવું પડયું છે. આખા ભારતવર્ષનો ઇતિહાસ દિલ્હીના ઇતિહાસમાં સમાઈ જાય છે. મોગલ સમયમાં દિલ્હીની જાહોજલાલી અપૂર્વ-ચિત્તાકર્ષક હતી. "દિલ્હીપતિ જગતના ઇશ્વર છે" એમ કહેવાતું.

પ્રાચીન કાળમાં યુરોપમાં જેવી મહત્તા રોમની હતી અને અત્યારે યુરોપમાં લંડનની જેવી મહત્તા છે; તેવી જ મહત્તા-પદ એશિયાના દિલ્હીને પ્રાપ્ત થયું હતું. આ પ્રાચીન ભૂમિમાં શું નથી થયું ? પાંડવ-કૌરવોની પૂણ્ય ભૂમિ આ હતી. અનેક પ્રતાપી રાજપૂત રાજા મહા-રાજાઓ આ ભૂમિ પર થયા હતા. પરાક્રમી વીર પૃથ્વીરાજની રાજ-ધાની આ નગરમાં હતી. અનેક મુસલમાન વંશ આ સ્થળે થયા. મોગલોએ આ સ્થળે રાજ્ય કર્યું. મરાઠાઓએ આ ભૂમિમાં પણ પેસારો કર્યો. છેવટે બ્રિટીશ રાજ્ય પણ દિલ્હી આવી સ્થિર થયું. પાટનગર દિલ્હી અને એક કોહીનુર હિરામાં ભારત વર્ષની અનેક રાજ્ય, ક્રાન્તિઓનો સંપૂર્ણ ઇતિહાસ સમાઇ જાય છે. દિલ્હીમાં અનેક હત્યા

કાંડ રચાયા. દિલ્હીમાં રક્તના પ્રવાહ રેલાયા. તૈમુર–નાદિર અને અબ્દાલીનાં આક્રમણ–લૂંટ પ્રજાની કત્લ દિલ્હી કદી નહિ ભૂલે. પરંતુ ધર્મવીર બંદાના પકડાયા પછી જે બનાવ દિલ્હીમાં બન્યા તેવા બનાવ દેખાવ દિલ્હીમાં કદી બન્યા નથી અને હવે પછી કદાપિ બનવાના નથી. આ બનાવ–ઘટના ભયંકર છે–હૃદયવિદારક કરૂણ છે. જગતના ઇતિહાસમાં ભયાનક છે. એક મહાવીર–સાચો ત્યાગી–ધર્મવીર–તપસ્વિ ચારે તરફ લોઢાની જંજીરોથી જકડાઇ દિલ્હીના કાળરૂપ કેદખાનામાં પૂરાયો છે. તેના સુગ સાથીઓ કે જેઓ સુખ–દુઃખમાં–શરદી–ગરમીમાં–જય પરાજયમાં તેની સાથે રહ્યા હતા, ખાલસાના જુદા પડવા પછી પણ જેઓએ બંદાનો સંગ છોડયો નહોતો અને ભૂખમરાનું કારમું કષ્ટ સહન કરી જીવતા રહ્યા હતા, તેઓ પણ લોહ શૃંખલાથી બંધાઇ કારાગારમાં પૂરાયા હતા. આ નરશાર્દુલોની સંખ્યા લગભગ સાતસો ચાલીશની હતી. આ કોઇ સાધારણ મનુષ્યો ન હતા; પણ બધા સાચા દેશભક્તો હતા–ભારત માતાના લાડકા લાલ હતા.

બહાદુરોજ બહાદુરોની કદર કરી શકે છે. મહાન સીકંદર અને પોરસ મહારાજા વચ્ચેનું યુદ્ધ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. દેશની સ્વતંત્રતાને રક્ષવા રણ નિપુણ પોરસ અપૂર્વ યુદ્ધ કૌશલ્ય દર્શાવી અનેક વીરયોદ્ધાઓનાં બળિદાન આપે છે. છેવટે સીકંદર વિજેતા બને છે. પરાજીત પોરસને તેની પાસે લાવવામાં આવે છે. સીકંદર પૂછે છેકે "મારે તમારી સાથે કેવી રીતે વર્તવું ? અર્થાત તમને કેવું માન આપવું !" સ્વદેશાભિમાની મહારાજા જવાબ આપે છે કે "એક મહારાજા માફક" આ પ્રત્યુત્તરથી સીકંદર પ્રસન્ન થાય છે. તેના હૃદયમાં વીર રાજા પ્રત્યે સન્માન પ્રગટે છે. વીર વિજેતા પરાજીત રાજાને ભેટી સન્માની રાજ્ય પાછું આપે છે અને પોરસની મિત્રતા કબુલે છે.

જ્યારે મહાનવીર બંદાબહાદુર અને તેના સાથીઓની દશા ખરે-ખર શોચનિય હતી. બંદા બહાદુર હતો—નર કેશરી હતો; પણ તેના શત્રુ-ઓની દૃષ્ટિમાં બંદા અને તેના સાથીઓ વીર ન્હોતા. અજ્ઞાન—જંગલી રાજાઓ—મનુષ્યોમાં અને જ્ઞાનવાન—વિચારવાન રાજા મનુષ્યોમાં આટલો ફેરફાર હોય છે. બંદાબહાદુરના નામ માત્રથી જે શત્રુઓ ફફડી ઉઠતા; જેના નામ માત્રથી પરાજય પામતા સૈનિકો વિજય પ્રાપ્ત કરતા અને જેના યુદ્ધ કૌશલ્યથી બળવાન નર વીરો આશ્ચર્યચકિત્ થતા, તે બંદાને બાદશાહ ફરૂખશિયર ભયંકર શત્રુ માનતો અને તેથી તેને દેવાય એટલાં દુઃખો દઇ, બની શકે એટલાં અપમાનો સહન કરાવી ઘણી જ ઘાતકી રીતે મારી નાખવાનો તેણે મન સાથે નિશ્ચય કર્યો હતો.

મનુષ્ય પછી ભલેને તે રાજા હોય કે દેવ હોય, પણ જ્યારે તેને અવળી મતિ ઉત્પન્ન થાય છે ત્યારે તે સારાસારનો વિવેક ચૂકે છે. વિનાશકાળ નજીક હોય છે, ત્યારેજ દુર્બુદ્ધિ ઉપજે છે. રાવણ અને કંશનો જ્યારે વિનાશકાળ નજીક આવ્યો ત્યારે તેમનાં કેદખાનાં ઋષી મૂનિયો અને વિદ્વાનોથી ભરાયાં હતાં. મૃત્યુના ઉન્માદે તે બન્ને જણાએ ઘોર કાળાં કામો કરી રાક્ષસ પદ પ્રાપ્ત કર્યું હતું અને પરિણામે મૃત્યુનું શરણ શોધ્યું હતું સૂર્ય અસ્ત થતાં પહેલાં જેમ સંધ્યા ખીલે છે, દીપક હોલવાતાં સચેત થાય છે, તેમ મોગલ શહેનશાહ બંદાના પકડાવાથી ખૂબ ખીલ્યો હતો. મુસ્લીમ જનતાએ તો દીપોત્સવી સમાન ઉત્સવ ઉજવ્યો.

આ પછી કારાગારમાં પૂરાએલા બંદા અને તેના બહાદુર સાથી-ઓને કાળાં બકરાંનાં ચામડાં પહેરાવી ગધેડાપર બેસાડવામાં આવ્યા. બંદાનું મુખ કાળું રંગ્યું, વગેરે અનેક અપમાનો કરી બધાને દિલ્હીની ગલીએ ગલીએ ફેરવી શત્રુઓએ આનંદ અનુભવ્યો. અજ્ઞાનીઓના

આ કાર્યને સમજુ જનસમાજ તરફથી ધિક્કાર ફિટકાર પ્રાપ્ત થયો; પણ તેની પરવા સત્તાના મદમાં અંધ થએલા સત્તાધિશો કે બાદશાહને નહોતી. હિંદુજનતા પોતાના વીર બાંધવોના આ અપમાન કકળતે હૃદયે સહન કરી રહી. બીજા દિવસે મોટો દરબાર ભરવામાં આવ્યો. અમીર ઉમરાવો–મંત્રીઓ અને હિંદુ કુળકંટક દેશદ્રોહિઓથી દરબાર સંપૂર્ણ ભરાયો. શહેનશાહે તખ્તપર સ્થાન લીધું સઘળા કેદીઓને હાજર કરવામાં આવ્યા. કાજીયો ન્યાયાસન પર બિરાજ્યા. સ્વાત્માભિમાની–સ્વતંત્રતાના પૂજક વીર કેદીઓ સિંહ સમાન દેખાવથી ઉભા રહ્યા. કોઇના મુખપર દુઃખ શોકની છાયા જણાતી નહોતી. પ્રસન્નતાનાં ચિહ્ન તેમના મુખપર દૃષ્ટિગોચર થતાં હતાં. કાજીયોએ તેમના નિયમ અને ધર્મશાસ્ત્ર અનુસાર પ્રથમ જણાવ્યું કે "ઇસ્લામ ધર્મ સ્વિકારશો તો તમારા પ્રાણ બચાવવામાં આવશે."

કાજીઓની આ શર્ત અથવા કથન પૂર્ણ થતાંજ મૃત્યુથી બેપરવા બનેલા યોદ્ધાઓએ કાજીઓની આ શરત ધિક્કારી કાઢી કહ્યું.

"તમારી આ શરત અમને નામંજુર છે. પ્રાણ પરહરવા અને આપવાની શક્તિ જેનામાં છેજ નહિ તે આવી રીતે શરત કરવા માટે તદ્દન નાલાયક છે. અમે અમારા ધર્મને ઉત્તમ સમજીએ છીએ. ધર્મ અને દેશના માટે ભયાનકમાં ભયાનક મ્હોતથી મરવા તૈયાર છીએ. આ શયતાનના દરબારમાં અમે મૃત્યુનાં સાજ સજીનેજ ઉભા છીએ." બાદશાહ અને કાજીયો આવા જવાબથી કોપાયમાન થયા. કાજીઓએ ઇન્સાફ કરી નાખ્યો કે; "આ સાતસો ચાલીસ કાફરોને દરરોજ સો–સોની સંખ્યામાં કોટવાલીના મયદાનમાં કત્લ કરો. તેમનાં માથાં ભાલા પર ચઢાવો અને તેમનાં ધડ જાનવરોને ખાવા છૂટાં છવાયાં ફેંકી દયો."

કાજીઓના આ ઇન્સાફને સઘળા કેદીઓએ હર્ષના ગગન ભેદી પોકારથી વધાવી લીધો.

માનવ હૃદયનો જેણે થોડો ઘણો અભ્યાસ કર્યો હશે તે બરાબર જાણી શકશે કે જેનાં હૃદય નિર્બળ—ભીરૂ હોય છે તેવા મનુષ્યો મૃત્યુના નામ માત્રથી જ થરથરે છે અને મૃત્યુને ભેટતાં કરૂણ સ્વરે રૂદન કરે છે, પણ જેનાં હૃદય સાહસી છે, જે આત્મા અને દેહને જુદા માને છે. જેણે આત્માને અજર—અમર માની દેહના મોહને દૂર કર્યો છે; જે સાચા સ્વાતંત્ર્ય પૂજક—સ્વમાની છે, એતો મૃત્યુને રમત —આનંદ માની હોંશથી ભેટે છે અને કત્લ થતાં યાતો કર્તવ્ય પૂર્ણ કરી મ્હોતને શરણ થતાં માને છે કે પોતાનું કર્તવ્ય—ધર્મ યા ફરજ હવે પૂર્ણ થાય છે. જે દેશમાં આવા વીરોની વૃદ્ધિ હોય છે તે દેશને ખરેખર ધન્યવાદ જ ઘટે છે. દેશ અગર ધર્મને માટે મરવાને આતુર બનેલા વીરોને કારાગારના સંકટો અથવા તો સિતમગરોના સિતમોની લેશ માત્ર પરવાહ હોતી નથી. આવા વીરાત્માઓના સંબંધમાં એક કવિ કથે છે કે,

સિતમગર ! તું સબુર કર ના, નઝર કર શિર ઝૂકાવું છું,
ઉછળતી ઉર્મીથી આજે, દિલે ખંજર મૂકાવું છું.
શીખ્યો છું હું સહન કરવું, નથી ડર મ્હોતનો કાંઈ,
કતલ કર ! અય ખૂની ઝાલિમ ! ઉગામી શું ઉભો ભાઈ.
બિછાને ખૂન મૂકયું છે, ખીસામાં સૌ ખુવારી છે,
નથી આરામની ઇચ્છા, અરે છેલ્લી બિમારી છે.
ઘસી લે ધાર છૂરીની, સિતમ કર તું શિતાબીથી,
ભલા જુલ્મી ! હું હાર્યો છું, બધી અહીંની ખિલાફીથી,
હૃદયની વૃત્તિઓ મારી, ફના ફિલ્લાહ થવું ચાહે,

જફાની શું પછી પરવા! જીગર ચાલે જુદા રાહે.
મઝા છે પાયમાલીમાં, અનુભવ હોય તે જાણે,
મીરાંના ઝેરના પ્યાલા, પિછાન્યા ના કુંભારાણે.
નથી ખ્વાહિશ મને કાંઇ, સલામો કેદખાનાને,
રજા બક્ષી અયે દુશ્મન! કતલ કર આ દીવાનાને.
નથી કૈં જખ્મની પરવા, ખુદાની મહેરબાની છે,
નસેનસમાં પરસ્તીની, સિતમગર શહેનશાહી છે.
હવે જો એક ઘા કરતો, ઉપાધી ખલ્કની વામું,
જીગરના ટુકડા થાતાં, અલખનો આશરો પામું,
અલખને આશરે ભાઈ, મઝા હરદમ રહેલી છે,
જગતને જ્ઞાન ના એનું, પરાભક્તિ ન સ્હેલી છે.
અયે બહાદુર તલ્વારી, ચલાવી તેગ કર પૂરો,
ઇજ્જત છે છતાં તું ના કરે કયમ જીસ્મનો ચૂરો.
સિતમગર! શું કહું ઝાઝું? વિયોગે વેદના ભારી,
હણે જો પાક દિલને તું, કૃપાતો હું ગણું તારી.

શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને શ્રી ગીતાજીમાં દેહને નશ્વર અને આત્માને અજર-અમર વર્ણવ્યો છે. જેણે દેહાધ્યાસ અર્થાત્ દેહનો મોહ છોડયો છે અને આત્માનુભવ કેળવ્યો છે, તેને દેહનાં કષ્ટ અસર કરી શકતાં નથી. આવા દૈવી મનુષ્યોના શરીર ઉપર ચાહે તેટલાં સંકટો તૂટી પડે—શરીરના ટૂકડે–ટૂકડા કરી નાખવામાં આવે અરે એથી પણ વધુ ભયંકર યાતનાઓ ભોગવવી પડે તદપિ તે દિવ્યાત્માઓ તેમના ધ્યેયથી વિચલીત થતા નથી. આવા અનેક દાખલા આપણે જોયા છે અને ઇતિહાસમાં વાંચ્યા છે. સ્વમાની–સ્વદેશાભિમાની અને સ્વાતંત્ર્ય પૂજક કેટલાએ વીરાત્માઓ પોતાના ધ્યેયને પૂર્ણ

કરવાની તમન્નામાં શત્રુઓના શિકાર બન્યા. કારાગારની ભયંકર કોટડીઓમાં લોખંડની જંજીરો ધારણ કરી પૂરાયા; છતાં તેમના દિલમાં શોક–દુઃખનો વિચાર સરખો પણ ઉત્પન્ન થયો નહિ. કાર્યની સિદ્ધીને અર્થે કારાગારને જાત્રાનું ધામ અને લોખંડી જંજીરોને સુવર્ણના દાગીના કલ્પ્યા. શત્રુઓએ તેમને તેમના સિદ્ધાંત–ધ્યેયથી ચૂકાવવા અનેક લાલચો જીવનાં દાન વગેરે આપવાનું કહેવા છતાં ભારતમૈયાના એ લાડકા લાલોએ સઘળી લાલચોને ઠોકરે મારી અને શત્રુની દયાથી ગુલામીમાં જીવવા કરતાં મરણને ઉત્તમ માન્યું. આવા વીરાત્માઓ હસતા–હસતા જાલીમોની તલ્વારોથી કતલ થયા છે. અનેક કેદખાનામાં રીબાઈ–રીબાઈ મરણને શરણ થયા છે. અનેક જીવનભર પરદેશના આશ્રિત બન્યા છે અને અનેક ફાંસીના માંચડે લટકી અમર થયા છે. દેશ અને ધર્મની સ્વતંત્રતાને માટે આવાં કારમાં સંકટો સહન કરનારા વીરાત્માઓ ખરેખર દૈવી મનુષ્યોજ હોય છે. આવા પુણ્યશાળી–કર્તવ્યનિષ્ટ મહાનુભાવોનાં મૃત્યુ–સહન કરેલાં સંકટો નિરર્થક જતાં નથી. સ્વાતંત્ર્યપ્રેમી–નિર્દોષ દેશભક્તોનાં બલિદાનોથી આખરે જુલ્મીઓની જડ ઉખડી ગઈ છે. મહાન સામ્રાજ્યો આજે હતાં નહતાં થઈ ગયાં છે.

આજની રાત્રિ ભયંકર ભાસતી હતી. સત્તાધિશોનાં કાળાં કામથી કંટાળેલી રજનીએ પણ વધુ કાળાશ ધારણ કરી હોય એમ જણાતું હતું. નિશાચર પક્ષીઓ મોગલ સલ્તનતના ભાવી વિનાશ સૂચક કર્કશ અવાજોથી રાત્રિને વધુ ભયાનક બનાવી રહ્યાં હતાં, દિલ્હીનાં નર–નારીઓની આંખ્યોમાં આજે નિદ્રા નહોતી. સર્વનાં હૃદય શોકથી છવાએલાં હતાં. આંખ્યો અશ્રુઓથી ભરાએલી હતી. કોમળ હૃદયના હજારે–હજારો શ્રાપ સત્તાધિશો પર વરસી રહ્યા હતા. છેવટે

રાત્રિ પૂરી થઈ. પ્રભાતનું ઝાંખું અજવાળું જગતપર પથરાયું. કારાગારની કોટડીઓમાં ખડખડાટ થયો. જંજીરોથી જકડાએલા અને મરણને ભેટવા આતુર બનેલા સો કેદીઓને મયદાનમાં લાવી ઉભા રાખ્યા. કાજીઓ—અફસરો અને મરનારનાં સગાં—વ્હાલાં—મિત્રો મેદાનમાં આવી પહોંચ્યા. સગાં—મિત્રોનું મિલન કરૂણ હતું. બંદા બહાદુરને પણ આ કરૂણ દશ્ય બતાવવા મેદાનમાં લાવવામાં આવ્યો.

કતલની આજ્ઞા અપાઇ ચૂકી. તલ્વારો ઉંચકાઈ અને અલ્પ સમયમાં જ બહાદુરોના ગળા પર પડી. આ સાથેજ " ધર્મની જય " ના પ્રચંડ અવાજો થયા. બહાદુરોએ હસ્તા ચ્હેરે પુષ્પની માફક તલ્વારો ઝીલી. ધડથી માથાં અલગ થયાં. ધોધબંધ લોહી વહેવા માંડયું. પોચાં કાળજાંના જનો આ કરૂણ દશ્યથી બેશુદ્ધ બન્યાં. પાપાચારથી પૃથ્વી કંપતી હોય એમ જણાયું. સો બહાદુરો દેશ અને ધર્મના નામ પર આજે શહીદો થયા. તેમનાં માથાંને ભાલાપર પરોવવામાં આવ્યાં અને શબને દૂર ખાડામાં ફેંકાવી દીધાં.

બીજા દિવસે બીજા સોનો વારો આવ્યો. ધર્મવીર બંદા તેનો પુત્ર અને પત્નિને આ ભયાનક દશ્ય બતાવવા શાહી સિપાહીઓ પ્રથમ દિવસની માફક આજે પણ મયદાનમાં લઇ આવ્યા. ધર્મવીરના મુખપર હર્ષ કે શોકનાં કંઇ પણ ચિન્હ જણાતાં નહોતાં. તેમના મુખપરથી તેઓ આત્મ આનંદ અનુભવતા હોય એમ અનુમાન થતું હતું. જ્યારે બીજા સોને મેદાનમાં લાવવામાં આવ્યા ત્યારે એ સોએ જણાએ ધર્મની જય, જય સ્વદેશ વગેરેની જય ગર્જના પોકારી બંદા બહાદુરને દૂરથી મસ્તકો નમાવ્યાં. ધર્મવીરે કરૂણ દષ્ટિએ તેમની તરફ નજર કરી આશિષ સમર્પી. કાજી વગેરે આવ્યા બાદ રોજના નિયમાનુસાર સોએ જણાને જણાવવામાં આવ્યું કે, "જીવ બચાવવો હોય તો ઈસ્લામ સ્વિકારો."

મરીને અમર થવા ઈચ્છતા સોએ જણાએ ઈન્કાર કર્યો. વધની તૈયારી થઈ, પણ આ વખતે એક અજબ ઘટના બની. કોઇ એક વૃદ્ધ ડોશી દિવાના મનુષ્યની માફક એકાએક ત્યાં દોડી આવી અને કાજીઓની સમક્ષ ઉભી રહી મોટા અવાજે બોલી. " દયાકરો-દયાકરો, મારા એકના એક છોકરાને બચાવો. " કાજીએ તેને પૂછયું. "તારો છોકરો ક્યાં છે?' તરતજ તે ડોશી કેદીઓ તરફ દોડી અને જંજીરોથી જકડાએલા એક સુકુમાર છોકરાને વળગી પડી બોલી; " આ મારો પુત્ર છે. તેની ઉમ્મર સોળ વર્ષથી વધારે નથી. મેં ના કહેલું છતાં તે બંદાની સાથે જોડાયો. વળી તે શીખ પણ નથી. દયા કરો, ગરીબ રાંક જાણી મારા પુત્રને બચાવો. "

કાજીએ તે છોકરાને પોતાની પાસે લાવવાની સિપાહીને આજ્ઞા કરી. દેશભકિતના રંગે રંગાએલા અને સ્વાતંત્ર્યને માટે મરવા આતુર બનેલા એ સોળ વર્ષના જુવાનને સિપાહીએ કાજીની સન્મુખ લાવી ઉભો રાખ્યો. કાજીએ તેના સામે જોઇ પૂછયું. " આ તારી માતા શું કહે છે ? "

" એ જુઠ્ઠું બોલે છે. હું મારી રાજી ખુશીથી જ મારી માતૃભૂમિના ઉદ્ધારને અર્થે ધર્મવીર બંદાના સૈન્યમાં જોડાયો છું. ધર્મવીર બંદા મારા ગુરૂ છે, હું તેમનો બાળક છું."

" તારી માતાની સામે તો જો ! તારી પ્રત્યેના પ્રેમભાવથી તે કેટલી રડી રહી છે ? " એક અમલદારે કહ્યું.

" દેશભક્તોની માતા દેશભક્ત જ હોય છે. દેશના ઉદ્ધારને અર્થે મરણને શરણ થઈ અમર બનતા બાળકની ખરી માતા તો અંતરની આશિષ આપે છે; પણ મારી આ માતા અત્યારે દિવાની બની હોય એમ જણાય છે. જો એમ ન હોત તો તે અત્યારે આવી

રીતે માતૃભૂમિના શત્રુઓ સમક્ષ આવી દયાની ભીખ માગત નહિ. દેશ સેવકનો ધર્મ દેશના ઉદ્ધારને અર્થે કાયાની કુરબાની કરવાનો હોય છે. મારે માટે આ અમૂલ્ય સમય છે. હું મ્હોતથી ડરતો નથી. મારા આ પુણ્ય કાર્યમાં વચ્ચે આવનારી મારી માતાને હું હવે માતા માનતો નથી; પણ મારી શત્રુ સમજુ છું. હું ..."

તે છોકરો વધુ બોલે એ પહેલાં તો તેની માતા તેને ગળે વળગી પડી કહેવા લાગી, "બેટા ! તું આવું શા માટે બોલે છે ? તારે મરવાની હજી ઘણી વાર છે. મારો આધાર..."

છોકરાએ ડોશીને ગળેથી દૂર કરી ગુસ્સાથી કહ્યું, "દેશદ્રોહી માતા ! મારાથી દૂર થા. હવે તું મારી માતા નથી અને હું તારો પુત્ર નથી. મને અફસોસ થાય છે કે આવી માતાના પેટે પ્રભુએ મને જન્મ કેમ આપ્યો ? ઓ દુર્ભાગી માતા ! જા, જતી રહે. તું મને સ્વર્ગમાંથી ખેંચી નર્કમાં નાખવા ઇચ્છે છે. મારી આ અમૂલ્ય પળો વહી જાય છે. છોકરાનો સંબંધ ભૂલી જા. હું મરણ સમયે તારા જેવી નિર્માલ્ય માતાનું મુખ જોવા ઇચ્છતો નથી. મારી સાચી માતા તો મારી માતૃભૂમિ છે." આમ બોલતા તે બહાદુર છોકરાએ પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી લીધું. મુસ્લીમ અમલદારે ગુસ્સાના આવેશથી કહ્યું, "છોકરા ! શા માટે નાદાની કરે છે ? તું હજી બાળક છે. તારી માતાની અને તારી અમને દયા આવે છે."

"દૈત્યોના દિલમાં દયા કદી સંભવેજ નહિ. તમારી એ કહેવાતી દયા તમારા પત્થર હૃદયની નથી પણ જીભની જ છે."

"છોકરા ! તું ઘણો ઉદ્ધત હોય એમ જણાય છે ?" બીજો અમલદાર બોલી ઉઠયો.

"તમે ગમે એમ માનો, મને કોઇની પરવાહ નથી."

"છોકરા ! શા માટે જીંદગી ગુમાવે છે ?"

"મારા દેશને માટે; મારા ધર્મને માટે."

"તેથી શું ફાયદો ? મનુષ્યની જીંદગી સુખને માટે છે. મરણ પછી શું મળવાનું છે ?"

"સુખ-દુઃખ એ જગતના ખેલ છે. મરણ-જીવનની બાજી શ્રી હરીના હાથમાં છે. જીવાડવા યા મારવાની સત્તા જગતના કોઈપણ મનુષ્યના હાથમાં નથી. ગુલામી જીવન જીવવા કરતાં મરીને અમર થવું એજ ઉત્તમ છે."

"છોકરા ! હજી પણ કહું છું કે ઈસ્લામ સ્વિકારી સુખી થા."

"હું તમારૂં કહેવું કબુલ કરી શકતો નથી. તમે પોતાને ઈસ્લામ ધર્મીઓ માનો છો; પણ તમારાં હૃદયમાં સાચો ઇસ્લામ ધર્મજ ક્યાં છે ? ઈસ્લામ ધર્મમાં સત્યનું પ્રતિપાલન અને નિર્દોષનું રક્ષણ કરવાનું સૂચવેલું છે. તમારામાં એ ક્યાં છે ? જ્યાં તમે પોતેજ તમારા ધર્મથી વિરૂદ્ધ વર્તો છો તો પછી અન્યને ઇસ્લામી બનવા-બનાવવાનું કહેવાનો તમને શું અધિકાર છે ? સમજો-વિચારો-ઇસ્લામની સાચી ખૂબીઓનું પાલન કરી તમે પોતેજ સાચા ઇસ્લામી બનો અને પછી બીજાને ઈસ્લામ સ્વિકારવાનું કહો."

એક નાદાન છોકરાને આવી રીતે બોલતો સાંભળી કાજીઓ-અમલદારો ઉશ્કેરાઇ ગયા. તેના વધની આજ્ઞા અપાઈ ચૂકી તે નવજુવાને બંદા બહાદુર તરફ દૃષ્ટિ કરી શિર નમાવ્યું. એ સાથેજ તલ્વારે તેના માથાને ધડથી જુદું કર્યું. છોકરાની માતા કારમી ચીસ નાખી જમીનપર ઢળી પડી. આ પછી હત્યાકાંડ શરૂ થયો. સો બહાદુરો જગતમાંથી જતા રહ્યા. પ્રથમનાની માફક આ લોકોનાં માથાં પણ ભાલાઓ પર પરોવવામાં આવ્યાં અને તેમના શબ દૂર ફેંકાવી દીધાં.

આવી રીતે દરરોજ સો—સોની કતલ થવા લાગી. સાત દિવસમાં તો સાતસો ચાલીસ વીરાત્માઓ જાલીમોની તલ્વારોથી શહીદો થઇ ચૂક્યા.

સાતમા દિવસની રાત્રિ પડી. સવારમાં જ બંદા બહાદુરની વારી હતી, બંદાએ આખી રાત્રિ જાગરણ કરી અકાલ પુરૂષનું ધ્યાન ધર્યું. પ્રાતઃકાળ પૂર્વેજ તેણે સઘળી તૈયારી કરી લીધી. પુત્ર—પત્નિને પાસે બેસાડી કેટલીક સૂચનાઓ સાથે ધૈર્ય ધરવાનું સૂચવ્યું. પત્નિ અને પુત્રે પણ મરીને અમર થવાનો નિશ્ચય જાહેર કર્યો. પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઇ થાય છે અને થશે માની બંદા બહાદુર પ્રાતઃકાળના સમયની રાહ જોવા લાગ્યો.

પ્રભાત થયું. આજે સાત દિવસની ઘાતકી ઘટનાઓ કરતાં પણ વિશેષ ઘાતકી કાર્ય થવાનું હતું. આ પાપકર્મ નહિ જોવાની ઇચ્છા હોય કે ગમે તે હોય પણ સૂર્ય ઉદય પહેલાં આકાશ વાદળોથી છવાઈ ઘનઘોર બની ગયું. બંદા બહાદુરનાં છેવટનાં દર્શન કરવાને દિલ્હીનાં નર—નારીઓ મેદાન પાસે એકત્ર થયાં. અમીર—ઉમરાવો—શીખ કુળકંટકો—દેશદ્રોહીઓ વગેરે આવી પહોંચ્યા. મયદાનમાં દરબાર ભરાયો. સમય થતાં બાદશાહે પણ ત્યાં આવી સુવર્ણના આસન પર સ્થાન લીધું. બાદશાહના આસનની સામે થોડેક દૂર એક નાનું મેદાન ખુલ્લુ રાખવામાં આવ્યું હતું. ત્યાં ચારે તરફ ભાલાઓ રોપવામાં આવ્યા હતા અને તે ભાલાઓ પર બંદાના વફાદાર શહીદોનાં માથાં પરોવેલાં હતાં. આ ભાલાઓની વચમાં બંદાને માટે એક કાષ્ટાસન તૈયાર રાખવામાં આવ્યું હતું. આ આસનની સમીપમાં એક ભાલા પર બંદાની પાળેલી બીલાડીનું માથું પણ પરોવેલું હતું. સમય થતાં બાદશાહની આજ્ઞાથી બંદા—તેનો પુત્ર અને તેની પત્નિને ત્યાં લાવવામાં આવ્યાં.

માર્ગ પર મળેલી મેદનીએ બંદા બહાદુરની જય-ધર્મવીરની જય પોકારી. સત્તાધિશો ગુસ્સે થયા; પણ આ વખતે પ્રજા પર ગુસ્સો ઠાલવવા સાહસ કરી શકયા નહિ. બંદાબહાદુરે સ્મિત્ હાસ્યથી લોકોના સામે જોઈ નમનનો સ્વિકાર કર્યો. ખુલ્લી તલવારે આગળ-પાછળ ચાલતા જલ્લાદો આ ત્રિપુટિને ભાલાઓની વચમાં લઈ આવ્યા. બંદાએ આસનપર સ્થાન લીધું. તેનો પુત્ર અને પત્નિ તેની પાછળ બેઠાં. આ સમયે એક વૃદ્ધ ડોશી નિર્ભયતાથી ચાલી આવી અને ભાલાઓની વચમાં બંદાનાં ધર્મ પત્નિ સાથે જઈ બેઠી. આ વૃધ્ધા અન્ય કોઈ નહિ પણ શહીદ થએલા સોળવર્ષના બહાદુર છોકરાની માતા હતી. છોકરાનું મૃત્યુ અને તેનાં છેલ્લાં વચનોએ તેને અજબ અસર કરી હતી. છોકરાના મૃત્યુબાદ તે જીવવાને ઈચ્છતી નહોતી, પણ મરણ પહેલાં એવું કરવાની અથવા શત્રુઓને બતાવવાની તેની ઇચ્છા હતી કે ભારતની વૃધ્ધાઓ પણ સ્વમાનને માટે હોંશથી પ્રાણ ત્યાગે છે. બંદાનાં પત્નિએ અને તેણે થોડીવાર સુધી વાતો કરી કંઈક છેવટનો નિર્ણય કરી લીધો.

કાષ્ટાસન પર બિરાજેલા બંદાએ આસપાસ નજર કરી સર્વ દૃશ્ય અવલોકી લીધું. ભાલાઓપર પરોવેલાં લોહીચૂતાં વફાદારોનાં મુખ જોતાંજ તેના મુખપર ગંભીરતા છવાઈ. તેનું મન બોલી ઉઠયું, "ખરેખર! ખાલસાની અવળી મતીનાંજ આ પરીણામ છે. થવાનું હતું તે થઈ ચૂકયું છે મારા વફાદારો-બહાદુરો-દેશના હિરાઓએ સ્વતંત્રતાને ખાતર કાયાની કુરબાની કરી. અરે તેમનાં મૃત માથાંપણ આ ભાલાઓ પર પરોવાયાં. બહાદુરો ! તમે તો જગતમાં અમર થઇ ગયા. પણ ભારત માતા ! શીખ જાતી ! આજે તમારૂં સદાને માટે પતન થાય છે. દેશ અને જાતીના દુર્ભાગ્યેજ ખાલસાને અવળી બુદ્ધિ ઉત્પન્ન થઈ.

રાજકિય ભેદ ન સમજાયો. ખાલસા ! ત્હેં ભયાનક દેશદ્રોહ કર્યો છે. આજે તારી જાતીનું પતન થાય છે. તારા કર્મે સદાને માટે ગુલામીના લેખ લખાય છે. સ્વતંત્રતા હવે સદાને માટે દૂર સમજજો." આમ બોલતા વિચારતા બંદાએ આંખ્યો બંધ કરી પ્રભુનું સ્મરણ કર્યું. આ અરસ્સામાંજ બાદશાહે પૂછયું, " કાં ધર્મવીર ! આનંદમાં તો છો ના ?"

બંદાએ આંખ્યો ઉઘાડી. તેના મુખપરની ગંભીરતા દૂર થઇ અને તેની જગાએ પ્રફુલ્લતા પ્રકટી. તેણે સહાસ્ય વદને કહ્યું. "બાદસાહ ! આ પ્રશ્ન પૂછવાનું શું પ્રયોજન છે ? બહાદુરો—દેશભક્તો અને આત્મજ્ઞાનીઓ તો સર્વદા આનંદમાંજ રહે છે."

બંદાનો આવો જવાબ સાંભળી મુહમ્મદ અમીન નામના એક અમીરે બંદાનું હાસ્ય કરતાં પૂછયું. "આપના જેવા શ્રીમાન પુરૂષને શા માટે બાદશાહ સાથે શત્રુતા કરી છેવટે આવી કંગાલ દુર્દશા કરવી પડી ?"

બંદાએ ઉચ્ચ અવાજે કહ્યું, "મનુષ્ય કંઇક જ કરી શકતો નથી. સઘળું ઇશ્વરની ઇચ્છા મુજબ થાય છે. હું તો ફકત પ્રજાને પીડનાર પાપીઓનુ પતન કરનાર ઇશ્વરના હથીઆર રૂપ હતો. શું તમે સાંભળ્યું નથી કે મનુષ્યોમાં જ્યારે ખોટું અભિમાન વધે છે, સત્તાધિશોની સત્તાનો ગર્વ સીમા ઓળંગી સત્તાધિશોને અંધ બનાવે છે અને તેમના દ્વારા ગરીબ પ્રજા જુલ્મોના દુઃખથી પીડાય છે ત્યારે તે નિર્દોષોનું રક્ષણ કરવા અને જુલ્મીઓની જડ ઉખેડવા મારા જેવા આ જગતમાં જન્મ લે છે ?"

અમીર ઉમરાવોએ બંદાના આ કથનને હસી કાઢયું. બાદશાહે રક્ત નેત્રો વડે બંદા સામે નજર કરી પૂછયું, " તમે કેવા મ્હોતથી મરવા ઇચ્છો છો ?"

બંદાએ ગંભીરતાથી જવાબ વાળ્યો, "તમારી ઈચ્છામાં આવે એવા મ્હોતથી મારો. મારે માટે તો બધી જાતનાં મ્હોત એક સરખાં જ છે. હું તો આ શરીરને જ દુઃખનું કારણ માનું છું."

"અહો તમે તો કોઇ મોટા આત્મજ્ઞાની હો એમ સમજાય છે. જો તમે સાચે જ આત્મજ્ઞાની હો અને દેહને નશ્વર માનતા હો તો તમારી નજીક બેઠેલા તમારા પુત્રનો વધ કરી નાખો." આમ કહેતા બાદશાહે એક અમીરને નેત્રનો સંકેત કર્યો કે જેથી તે અમીર બંદાની પાસે ગયો અને બંદાના સુકુમાર બાળકને ઉંચકી ધર્મવીરની સામે ધર્યો. બહાદુર બાળક તરતજ શત્રુના હાથથી મૂક્ત થઇ પિતાના ગળે વળગી બોલ્યો; "પિતાજી ! શા માટે વિચાર કરો છો ? આપની કસોટી પરિક્ષાનો આ સમય છે. તમે સાચા આત્મજ્ઞાની છો એવું આ નારકી જીવોને બતાવી આપો વચન અને ટેકને ખાતર ભારતના દેશભક્તોએ પોતાના પ્યારા પુત્રોના બળિદાન આપ્યાં છે તે વિચારો. બાપુ ! હું આ પાપાત્મા મુસ્લીમોના હાથે મરવાનું પસંદ કરતો નથી. તેમના હાથે મરવું એ પાપરૂપ સમજું છું. આપ મારા પિતા છો–ધર્માત્મા છો. જગત આપને ધર્મવીરના નામથી સંબોધે છે. આપ આ સમયે પુત્ર ભાવનાનો હૃદયમાંથી ત્યાગ કરી સાચા વૈરાગી બનો. નામ તેનો નાશ અવશ્ય છે. જ્યારે ત્યારે મરવાનું તો નિર્માણ થયું જ છે, તો પછી મૃત્યુથી શા માટે ડરવું ? પિતાજી ! વ્હાલા પિતાજી ! આ બાળકની ધન્ય પળો વહી જાય છે. જુઓ દુષ્મનો હસે છે. તેઓ તમારા આત્મબળની પરિક્ષા કરવા ઈચ્છે છે. ઉઠો તલ્વાર હાથમાં પકડો. દેશ અને ધર્મના માટે બહાદુર બાપના બહાદુર બેટા કેવી હોંશ અને કેટલા આનંદથી કાયાની કુરબાની કરી જગતમાં અમર બને છે: એ જગતને અને શત્રુઓને બતાવવાની મારી તમન્ના કૃપા કરી પરિપૂર્ણ કરો."

આમ બોલતો તે વીર બાળક તેના પિતાની સામે જોઇ રહ્યો. દયા–માયા–મમતાના કારણે વિચાર વમળમાં ડૂબેલો બંદા સાવધ થયો. તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. શત્રુઓ હસી રહ્યા હતા. બંદાએ પુત્રના સામે જોઇ તેના માથે હાથ મૂકી આકાશ પ્રતિ નિહાળ્યું. આ પછી તરત જ તેણે પાસે ઉભેલા જલ્લાદની પાસેથી તલ્વાર આંચકી લીધી અને પુનઃ પુત્રના માથે હાથ મૂકી કહ્યું, "દિકરા! દેશ અને ધર્મના માટે કુરબાન થઈ અમરધામમાં પ્રયાણ કરો. તારા વિશુદ્ધ બળિદાનથી–તારા ધગધગતા લોહીથી આજે દેશની ભયંકર ભાગ્ય દેવીઓને તૃપ્ત કરૂં છું. તારા જેવાં નિર્દોષ બાળકનાં બળિદાન નિષ્ફળ નહિ જ જાય. કલ્યાણ–જય શ્રી અકાલ." આમ બોલતાં જ ધર્મવીર બંદાએ પુત્રનો વધ કર્યો. દુષ્મનો સ્તબ્ધ બન્યા. એકત્ર થએલાં નગર જનોની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. વીર બાળકની માતા બેશુદ્ધ બની ગઇ.

કેટલાક વિદ્વાનોનું કહેવું છે કે બંદાના વીર પુત્રનો વધ શત્રુના હાથે થયો હતો. ગમે એમ હોય; પણ પુત્રના વધ વખતે ધર્મવીર બંદાએ અપૂર્વ આત્મબળ દર્શાવ્યું. પાષાણ હૃદયના શત્રુઓ એટલેથી પણ વિરામ્યા નહિ. ધડથી છૂટા પડેલા બાળકના શીરને એક પાપાત્માએ ઉંચકી લીધું અને તેમાંથી વહેતું લોહી બંદાના શરીરપર છાંટયું. આ પછી તે નરપિશાચે બાળકના શરીરમાંથી કાળજું બ્હાર કાઢયું અને બંદાના શરીર પર ફેંકયું. જુલ્મગારો આ કૃત્યને મહાન વિજય સમજી મોટેથી હસવા લાગ્યા. ધર્મવીર બંદા આ સર્વ પ્રકાર પુર્ણ શાન્તિથી સહન કરી રહ્યો હતો. આ સમયે તેનો દેખાવ અદ્‌ભુત હતો. તેના મુખપર નહોતી ગંભીરતા કે નહોતી દુઃખની છાયા. એકાએક તેની નજર બેશુદ્ધ બનેલી પત્નિ પર પડી. પત્નિના

લલાટે કર મૂકી બંદાએ તેને સાવધ કરવા માંડી. થોડા સમયમાં જ વીર પત્નિ સાવધ થઈ. પુત્રની દુર્દશા નિહાળતાં જ તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઇ, આંખ્યોમાંથી અશ્રુધારા વહી રહી. બંદાએ તેને શાન્તવન આપતાં કહ્યું, " દેવી ! આ સમયે તારે તો હૃદય પત્થરનું બનાવવું જોઈએ. તારૂં કલ્પાંત—તારાં અશ્રુ જોઇ જાલીમ દુષ્મનો હસે છે. તું વીર પત્નિ છે—વીર બાળકની માતા છે, તારો પુત્ર મરી નથી ગયો પણ અમર થયો છે. જો, જો, આમ ઉંચે નજર કર, સ્વર્ગના દેવો તારા પુત્રનું સ્વાગત કરી રહ્યા છે. આપણું સૌભાગ્ય માન કે પુત્ર દેશ અને ધર્મના માટે કુરબાન થયો. દુષ્મનો ભલે તેને મરેલો માને, પણ જગત તેને અમર દેવ માને છે અને માનશે. દેવી ! શાન્ત થા. આપણો પુત્ર દૂર નથી, પણ આપણી પાસે જ છે, અકાળ પુરૂષના શરણમાં નિર્ભય છે."

આવી રીતે વીર વાણીથી પત્નિને હિંમત આપી બંદાએ શત્રુઓ પ્રતિ દષ્ઠિ કરી. આ વખતે તેની આંખ્યો તેજથી ચમકતી હતી.

પુનઃ બાદશાહે તેના સામે કટાક્ષમય નેત્રે નિહાળી કહ્યું,

" કેમ હવે શું વિચાર છે ? મરવું છે કે ઇસ્લામ ધર્મ સ્વિકારી સુખી થવું છે ? "

તત્કાળ બંદાએ કહ્યું. "ધર્મ પાળવાને મનુષ્ય સ્વતંત્ર છે. બળાત્કારે ધર્મ પળાવવાનું કોઈ પણ શાસ્ત્રનું ફર્માન નથી. કયો ધર્મ પાળવો અને કયો ન માનવો એ હું બરાબર સમજું છું. જે કોઇ મનુષ્ય બીજાને પોતાનો ધર્મ પળાવવાનું દબાણ કરે છે તે મનુષ્ય તેનો ખરો ધર્મ સમજતો જ નથી. દરેક ધર્મ સત્ય—દયા અને નીતિથી ભરેલો છે. તેના શાસ્ત્રોમાં પણ સત્યનું જ સૂચન છે; તો શા માટે મનુષ્યે જે ધર્મમાં જન્મ થયો હોય તેજ ધર્મ યથાર્થ રીતે પાળી જીવન સફળ કરવું

ન જોઇએ ? એમાંજ તેનું જીવન છે–ગૌરવ છે. બાદશાહ ! તું મને ઇસ્લામ સ્વિકારવાનું સૂચવે છે, હું તને પુછું છું કે ઇસ્લામ શાસ્ત્રમાં શું લખેલું છે ? ઇસ્લામમાં બળાત્કારે ધર્મ પળાવવાનું ફરમાન કરેલું છે ? ઇસ્લામમાં નિર્દોષ જનોની હત્યા કરવાનું લખેલું છે ? ઇસ્લામમાં ખુનામરકી–પાપ–પાખંડ અને અન્યને પીડા રૂપ થવાનું કહેલું છે ? પવિત્ર ધર્મ શાસ્ત્રોમાં પાપમય ફર્માનો કદી હોય જ નહિ. ધર્મ એ સત્ય વસ્તુ છે. બાદશાહ ! તું સાચો ઇસ્લામી નથી, પણ કૃત્રિમ ઇસ્લામી છે. સાચો ઇસ્લામી તો દયાનો ભંડાર—સત્યનો પાલક અને નિર્દોષનો રક્ષક બને છે, પણ તુ—તું એક રાક્ષસ રૂપ બન્યો છે. ઇસ્લામનાં સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્ત્યો છે. તું બીજાને ધર્મનો ઉપદેશ કરવા કે ધર્મ પાળવાનું કહેવાને તદ્દ ૧ નાલાયક છે. તું"...

...બંદા વધુ બોલે એ પહેલાં જ બાદશાહ અકળાઇને બોલી ઉઠયો; " બસકર, મારે તારૂં ભાષણ સાંભળવું નથી. દિલ્હીના બાદશાહમાં ઇશ્વરનો અંશ હોય છે. દિલ્હીના બાદશાહને જગતના લોકો પ્રભુ સમાન સમજે છે. દિલ્હીની સત્તા સામે માથું ઉંચકતાં તારી શું દશા થઇ તે જોયું ને ? તારા સરદારો–સૈનિકો કુતરાના મ્હોતે માર્યા ગયા. તારા વ્હાલા છોકરાના શરીરના ટૂકડા થયા, છતાં તારૂં અભિમાન ઓછું થતું નથી. બંદા ? સમજ. બાજી હજી તારે હાથ છે. શાહિસત્તા ધારે તે કરવા સમર્થ છે. વિચારી લે, તારે માટે આ છેલ્લી તક છે."

તત્કાળ બંદા ગર્જી ઉઠયો; " ન ફુલાઈશ ! સત્તાના મદમાં મસ્ત બનેલા બાદશાહ ? ગર્વથી ફુલાઇશ નહિ. સત્તાનો ગર્વ કોઇનો સદાકાળ રહ્યો નથી અને રહેવાનો નથી. નિર્દોષ જનો પ્રત્યેના અત્યાચાર–અધર્મ–ત્રાસના પરીણામે મહાન જબરજસ્ત સામ્રાજ્યો જમીન દોસ્ત થઇ ગયાં છે. ઇતિહાસ ઉકેલી જો. તમારા પાપાચારથી–અધર્મ

—અન્યાયથી મોગલ સામ્રાજ્યનો વિનાશ હું હવે સમિપમાં જ જોઉં છું. તેનાં મૂળ ખવાઇ ગયાં છે, સામ્રાજ્ય વૃક્ષ હવે તૂટી પડવાની તૈયારીમાં છે. બાદશાહ ! મનમાં ખુશી થઇશ નહિ. તું પોતાને દિલ્હીશ્વરો યા જગદિશ્વરો માને છે-મનાવે તે સઘળું હવે સ્વપ્નવત્ છે. મારા બહાદુરો કે જેઓને તું કુતરાને મ્હોતે માર્યા સમજે છે, તે બહાદુરો તો જગતમાં અમર થઇ ગયા. મારો વ્હાલો પુત્ર દેશના ખાતર હસતે મુખે કુરબાન થયો: પણ તારી દષ્ટિમાં અને મારી દષ્ટિમાં ફેર છે. તું તારી સત્તાને સબળ થતી જુએ છે, હું તારી સત્તાને જડ મૂળથી ઉખડી જતી જોઉં છું. મારા બહાદુરોની જેવી ગતી તું માને છે તેનાથી વધારે ખરાબ ગતી શાહી સત્તાની હું અવલોકું છું. બાદશાહ ! સત્તાના નિશામાં ચકચૂર થએલા શહેનશાહ ! યાદ રાખજે, મારી આ ભવિષ્ય વાણી તું અને તારા સરદારો હૃદય પટમાં બરાબર કોતરી રાખજો. બાદશાહ ! તારું તો અકાળે અવશાન થશે. આહ ! મોગલ સામ્રાજ્યના ચૂરેચૂરા થતા આજે પ્રત્યક્ષ અવલોકું છું. અરે ! જુઓ–જુઓ, પોતાને પ્રભુ તુલ્ય માનનારા બાદશાહની દશા ? ” આમ બોલતા બંદાએ એક તરફ હાથ લંબાવી પુનઃ બોલવા માંડયું. “ મોગલ સત્તા જમીન દોસ્ત થાય છે, બાદશાહ બુરા હાલે મરે છે, તેના શાહજાદાઓ—કુટુંબીઓ કોઈ પ્રબળ ત્રીજી સત્તાના હાથે કાળના ગ્રાસ થતા જણાય છે. બાદશાહ ! ચેતી લે, ગગનમાંથી ગયબી વાણી સંભળાય છે, કરેલાં કર્મ કોઇને છોડનાર નથી. ”

બંદાની આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હોય એમ જણાયું. તેના શબ્દોથી બાદશાહ ક્રોધાક્રાન્ત બની બોલી ઉઠયો, “ મ્હોતને મળવા તૈયાર થએલા દિવાના ! તારી જીભને વધુ વધતી અટકાવ, તારા શબ્દોએ મારા હૃદયમાં ભયાનક આગ સળગાવી છે. ”

" પ્રભુનો પાડ માન કે તને તેમાં ભસ્મ થતો હજી બચાવે છે." બંદાએ આવેશથી કહ્યું.

" તારી નાપાક જીભને બહાર ખેંચી કઢાવીશ."

" તેથી શું ? આ શરીરના કોઇપણ અવયવનો મને મોહ નથી."

" તારા શરીરની ચામડી ઉતરાવીશ, માંસના લોચા બહાર ખેંચી કઢાવીશ."

" મૂર્ખ ! વારંવાર શું બકે છે ? તને એકવાર કહિ દીધું કે બંદા શરીર ધારી નથી પણ અજર–અમર આત્મા છે. તારા ભયાનક મૃત્યુથી બંદા ડરનાર નથી. તારાથી થાય એટલા સિતમો આ શરીર પર ગુજારી લે, ચામડી ચીરવી હોય તો ચીરી લે; જીભ ખેંચવી હોય તો ખેંચી લે; માંસના લોચા બહાર કાઢવા હોય તો ખુશીથી કાઢી લે; અરે તેથી પણ વધુ સિતમ ગુજારવાની તારી તાકાત હોય તેટલી અજમાવી લે." બંદાએ પડકાર કર્યો. બાદશાહ અને સરદારો ક્રોધથી કંપવા લાગ્યા. બંદાની ચામડી બાળી અંદરથી માંસ ખેંચી કાઢવાની આજ્ઞા આપી.

બે મોટી સઘડીઓમાં અંગારા ધગધગી રહ્યા હતા. તેની અંદર ચીપીઆને લાલચોળ બનાવવામાં આવ્યા. બીજા લોખંડના સળીયા લાલચોળ બનાવી બંદાના શરીર પર ચાંપવા માંડયા. ચામડી ચરચર અવાજ કરતી બળવા લાગી. પિશાચી–રાક્ષસી કાર્ય શરૂ થયું. સિતમગારો સિતમની હદ વટાવી ગયા. જોતજોતામાં બંદાની ચામડી બળી ગઈ. આ પછી લાલચોળ થએલા ચીપીઆથી તેના શરીરનું માંસ ખેંચવા માંડયું. કોમળ હૃદયમાંથી ધિક્કાર ધિક્કાર, પાપીઓનો નાશ થાઓ વગેરે અવાજો નીકળવા લાગ્યા. જ્યાં સુધી બંદાનાં હાડકાં

દેખાયાં નહિ, ત્યાં સુધી તમામ માંસ ખેંચી કાઢયું. આટલી વેદના સિતમ ગુજરતાં પણ ધર્મવીર બંદાએ દુઃખ વેદનાનો એક ઝીણો અવાજ પણ મુખની બહાર કાઢયો નહીં. શરીરની તમામ ચામડી–માંસ શરીરથી અલગ થયું. કેવળ અસ્થિ પિંજર કાયમ રહ્યું; છતાં એ ધર્મવીર એના એજ હાસ્યથી એજ ગંભીરતાથી અને એજ સ્વાત્માભિમાનથી બેસી રહ્યો હતો. તેના મુખમાંથી એક પણ નિઃશ્વાસ નીકળતો નથી જાણી શત્રુઓને અદેખાઇ આવતી હોય એમ એમાંના એક સરદાર નિજીમુલદૌલાએ બંદાને પૂછયું " આટલું બધું કષ્ટ પડવા છતાં હજી તમે ખુશી કેમ જણાઓ છો ? "

બંદાએ ગંભીર અવાજે જવાબ વાળ્યો, "જેને આત્માનું સાચું જ્ઞાન છે એતો આત્માને દુઃખથી મૂક્ત માને છે."

આટલું બોલી ધર્મવીર બંદાએ આંખ્યો સદાને માટે બંધ કરી. તેમનો અમર આત્મા દિવ્ય ધામ પ્રતિ પ્રયાણ કરી ગયો.

લોક કથન છે કે આટલું કર્યા છતાં પણ શત્રુઓને શાન્તિ વળી નહિ. બંદાના અસ્થિપિંજર સમા શરીરને હાથીના પગ તળે કચરાવી એક ખાડામાં ફેંકી દીધું.

બંદા બહાદુરની ધર્મપત્નિએ પોતાના પતિને બહાદુરીથી મરતાં જોયો. પતિના પ્રાણ પ્રયાણ પછી તત્કાળ એ વીર નારીએ અને તેની પાસે બેઠેલી બુદ્ધિએ એક બીજાના હૃદયમાં કટારો ભોંકી પ્રાણ ત્યાગ્યા.

ધર્મવીર બંદા દેશ અને ધર્મને માટે શહીદ થયા. જગતમાં અમર નામના મૂકતા ગયા. ખરૂંજ કહ્યું છે કે,

મરના ભલા હૈ ઉસકા જો અપને લીએ જીવે,
જીતા હે વહ જો મર ચૂકા સ્વદેશ કે લીએ.



# પંજાબ પતન.

## ૧

ધર્મવીર બંદાના મૃત્યુથી મોગલ સત્તાધિશોએ પોતાના ઉપરથી આફતનું મહાન વાદળ દૂર થયું માની આનંદોત્સવ ઉજવ્યો. અબ્દુલ સમન્દખાં તુરાની કે જેણે બંદાને ગીરફતાર કર્યો હતો તેને લાહોરની સૂબાગીરી પ્રાપ્ત થઇ. લાહોરના આ સૂબાએ શીખ લોકોનો નાશ કરવાનો મનમાં સંકલ્પ કર્યો હતો. જે ખાલસાએ બાદશાહની સાથે સંધી કરી મૈત્રિ સ્વિકારી હતી, જે ખાલસાએ બંદાની સાથેના યુદ્ધમાં બાદશાહને મદદ કરી હતી, તે ખાલસાનો હવે કોઇ પણ ઉપાયે નાશ કરી નાખવો જોઇએ. તત્‌ખાલસા ઇસ્લામનો શત્રુ છે. બંદા જેવા વીર સરદાર વિના હવે તે નિરાશ્રય છે. સળગતી આગને એકદમ બુઝાવી દેવાથી ભવિષ્યમાં ભય પામવાનું રહેશે નહિ. આવા અનેક વિચારોને હૃદયમાં સ્થાન આપતો સૂબેદાર ખાલસાના વિનાશનો માર્ગ ખોળવા લાગ્યો. બાદશાહ સાથેની સંધી ફક્ત સ્વાર્થ પૂરતી છે એવો ખ્યાલ ખાલસાને સ્વપ્ને પણ નહોતો. ખાલસાના ભોળા સરદારો તો આ સંધીની શરતોનું બરાબર પાલન કરી રહ્યા હતા.

બંદાના મૃત્યુને થોડા દિવસ વિત્યા ન વિત્યા એટલામાંતો લાહોરના સૂબાએ સંધીની શરતો તોડી શીખોની જાગીરો જપ્ત કરવા માંડી. જમીનદારો પર ભારે કર નાખ્યા. જેઓ નોકર રહ્યા હતા તેઓના પગાર અર્ધા કરી નાખ્યા. શીખ સરદારો અમલદારોનાં અપમાન થવા લાગ્યાં. આ સાથેજ તુરાનીએ એક જાહેરનામુ બહાર પાડી જાહેર કર્યું કે "ગત્ વર્ષોમાં શીખોએ જેની માલ મિલ્કત લૂંટી લીધી હોય, જેને દુઃખ દીધાં હોય તેઓએ સૂબા સાહેબને અરજી કરવી." આ જાહેરાત થઈ કે તરતજ અનેક મુસ્લીમોએ

શીખો વિરૂદ્ધની અરજીઓ કરવા માંડી. એવો કોઇ શીખ બાકી ન રહ્યો કે જેની વિરૂદ્ધ અરજી ન થઇ. બસ આ પછી પૂછવુંજ શું ? પકડા પકડી શરૂ થઇ. અનેક શીખોને ચોરી-લૂંટ-ખૂન વગેરેના અપરાધી ગણી કેદ કરવામાં આવ્યા. એવું પણ કહેવામાં આવે છે કે શીખોનાં માથાં કાપી લાવનારને દસ-દસ રૂપીઆ આપવામાં આવતા. અનેક શીખો કારાગારમાં પૂરાઈ નારકી યંત્રણા ભોગવવા લાગ્યા. અનેક શીખો ફાંસીએ ચઢયા. અનેકને કતલ કરવામાં આવ્યા. સર્વત્ર હાહાકાર વર્તાયો. શીખ જનતાના સંકટની સીમા રહી નહિ. આવી કારમી અવદશા અવલોકતાં શીખોને પોતાની નિરાધાર દશાનું ભાન થયું. આંખ્યો ઉઘડી. સંધીના ભેદની બરાબર ખબર પડી. પણ હવે શું કામનું ? વિજયી વીર સ્વર્ગે સિધાવ્યો, શીખોના સર્વસ્વનો નાશ થયો. આ સ્થિતિમાં શું થાય ? ચારે તરફ લાગેલી આગ કોણ બુઝાવે ? શીખોની આંખ્યોમાંથી અશ્રુધારાઓ નીકળવા લાગી. હૃદયમાં પશ્ચાતાપનો અગ્નિ ભડભડાટ સળગવા લાગ્યો. ધર્મવીર બંદાની ભવિષ્યવાણી સફળ થતી જણાઇ. દુઃખથી ત્રાસેલા શીખો ધર્મ ઉદ્ધારક બંદાને સાદ કરી આક્રંદ કરવા લાગ્યા.

જગતનો નિયમ છે કે મનુષ્ય જ્યાં સુધી જીવતો હોય છે ત્યાં સુધી તેની કદર થતી નથી; પણ તેના મરણબાદ જનતામાં તેની સાચી કદર થાય છે. બંદાએ શીખ સરદારોને ઘણાએ સમજાવ્યા હતા, બાદશાહની પ્રપંચ જાળથી ચેતવ્યા હતા; પણ તેની અસર તે વખતે ન થઇ. અત્યારે બંદાની એ ચેતવણી એ શિખામણ યાદ કરી શીખો અશ્રુપાત સિવાય શું કરી શકે ? ચારે તરફથી શીખોની ઉપર સંકટોના પહાડ તૂટી પડયા. ભયંકર જાનવરને જોતાંજ જેમ તેનો નાશ કરી નાખવામાં આવે છે એવી રીતે શીખોની કતલ ચાલવા લાગી. આખો

ત્રાસ ક્યાં સુધી સહન થાય ? શીખો જીવ બચાવવા જ્યાં ફાવ્યું ત્યાં નાશી છૂટ્યા. કેટલાક રાજપુતાનાની રીયાસતોને આશ્રયે ગયા તો કેટલાક કોતરોમાં–જંગલોમાં છૂપા રહેવા લાગ્યા. શીખોનાં સુરદાર ઉજજડ થયાં. લાચાર–ગરીબ હિન્દુઓ કે જેઓ નાશી શક્યા નહિ તેવાઓએ મુસલમાન થઇ પોતાના પ્રાણ બચાવ્યા. ધર્મ ઝનુનથી પ્રેરાએલા મુલ્લાંઓએ હિન્દુઓને મુસલમાન બનાવવાનું કાર્ય ધમ ધોકાર ચલાવવા માંડયું. દરેક બાબતની હદ હોય છે. મનુષ્ય પોતાને માથે પડતાં સંકટો સહન શક્તિ હોય છે ત્યાં સુધી સહન કરી શકે છે; પણ જ્યારે સહન શક્તિનો અંત આવે છે ત્યારે તે મરણીયો બને છે. કેદખાનામાં પૂરાએલા અનેક શીખો પોતાની ઉપર ગુજરતા ગજબનાક જુલ્મોથી છેવટે મરણીયા બન્યા. સઘળાએ સંપ કરી જેલખાનાં તોડી નાખ્યાં. છૂટા થએલા શીખોએ લૂંટફાટ શરૂ કરી. પર્વતોમાં છૂપાએલા અનેક શીખો આ લોકોને આવી મળ્યા. રાજપૂતાનામાં રહેલા શીખો પણ આ સમાચાર સાંભળતાંજ પોતાના ભાઇઓની મદદે આવી પહોંચ્યા. શીખોએ પ્રચંડ બળવો કર્યો.

તેઓએ પ્રથમ તો જેણે જેણે ખોટી અરજીઓ કરી હતી તેઓને ખોળી–ખોળીને ઠાર કરવા માંડયા. આ પછી મુલ્લાંઓ કે જેમણે હિંદુઓને બળાત્કારે મુસલમાન થવાની ફરજ પાડી હતી તેમને શોધી–શોધીને મારી નાખ્યા. સુબેદારે આ બળવો દાબવાને અનેક પ્રયત્નો કર્યા; પણ મરણીયા થએલા શીખોનો બળવો શાન્ત કરી શકાયો નહિ. શીખોએ રૂદ્ર રૂપ ધારણ કરી વેરની વસુલાત કરવા માંડી. આ સ્થિતિ જો વધુવાર કાયમ રહેશે તો ઘણી ખરાબી થઇ જશે. દરેક મુસલમાનના જીવ જોખમમાં હતા. સુબેદારે મોટું લશ્કર લાવી શીખોને ઘેરી લેવાનો પ્રયત્ન આરંભ્યો. શીખોમાં આ વખતે કોઇ બંદાસમાન બળ

શાયી–કાર્યદક્ષ સરદાર નહોતો. સરદારના અભાવે શીખો ફાવે એમ વર્તતા હતા. છેવટે બાદશાહી લશ્કરે ચારે તરફથી શીખોને ઘેરી લઈ કત્લ ચલાવવા માંડી. નાશી છૂટયા એટલા બચ્યા અને બાકીના કપાઇ મુઆ. અનેક કેદ પકડાયા. સૂબેદારે આગેવાનોને રીબાવી–રીબાવી મારી નાખ્યા.

આ સમયે દિલ્હીમાં બાદશાહ ફરૂખશિયર માંદો પડયો. તેની પીઠપર પાકું પડયું હોવાથી તેને કારમી વેદના થતી હતી. અનેક વૈદ ડાકટરો આ દર્દ મટાડવાને નિષ્ફળ નિવડયા. બાદશાહના પ્રારબ્ધમાં હજી થોડુંક જીવવાનું લખાએલું હોવાથી એક અંગ્રેજ ડાકટર હેમીલ્ટને દવા કરી આરામ કર્યો. બદલામાં બાદશાહે તેને ઇનામ માગવા કહ્યું. આપણા દેશનો જો કોઇ વૈદ્ય–દાક્તર હોત તો ઇનામમાં પુશ્કળ રૂપીઆ અથવા તો ગામ–જાગીર માગી પોતાનો સ્વાર્થ પૂર્ણ કરત પરંતુ અંગ્રેજો કે જેઓ " પ્રથમ પોતાનો દેશ અને પછી પોતાનો સ્વાર્થ " એ સિદ્ધાંત માનનારા હોવાથી એ સ્વદેશાભિમાની દાક્તરે પોતાના દેશના લાભ માટે બંગાળમાં કેટલીક જમીનદારી અને કંપનીના માલના હાંસલની માફીની સનંદ માગી. બાદશાહે ખુશીથી તેની માગણી સ્વિકારી.

હિંદુસ્થાનને સુવર્ણભૂમિ માની પોતાનું દુઃખ દારિદ્રય દૂર કરવાના હેતુથી યુરોપની કેટલીક જાતીઓ આ દેશમાં વેપારને અર્થે આવી હતી. આ જાતીઓમાં પ્રથમ આવનાર પોર્ટુગીઝો હતા. ભારતમાં મુસલમાનોનાં આક્રમણો કયારનાં શરૂ થઈ ચૂકયાં હતાં. મારે એની તલ્વાર. બળવાનની બોલબાલા બોલાતી. સૌને પોતપોતાનું સંભાળવાની પડી હતી. આવા વખતે વેપારી પોર્ટુગીઝોને રાજય સ્થાપવાની લાલસા ઉત્પન્ન થઇ. આલ્બુકર્ક નામના

એક હોંશીયાર પોર્ટુગીજે હિંદના પશ્ચિમ કાંઠાપર પોતાની કંઇક સત્તા બેસાડી. મલબાર કાંઠાના ભોળા હિંદુરાજાઓ ભોળવાઇને આ લોકોના મદદગાર બન્યા. તક મળતાં આ લોકોએ ગોવા જીતી લઇ ત્યાં રાજ્યધાની સ્થાપી. તે પછી દીવ-દમણ જીતી રાજ્ય સાથે વેપાર ધમધોકાર ચલાવવા માંડયો. સોળમાં સૈકાની આખર સુધીમાં યુરોપની પ્રજામાં પોર્તુગીજ લોકોજ હિંદમાં વેપાર કરનારા હતા. હિંદમાં પોર્ટુગીજ સત્તા સ્થાપનાર આલ્બુકર્ક ઇ. સ. ૧૫૧૫ માં મરણ પામ્યો.

આપણે મુસલમાનોને દોષ દઇએ છીએ કે તેઓએ હિંદુઓને બળાત્કારે મુસલમાન બનાવ્યા પણ ઇતિહાસ જોતાં જણાય છે કે પોર્ટુગીજોએ પણ હિંદુઓને ખ્રિસ્તી બનાવવાના કાર્યમાં પાછું વાળીને જોયું નથી. હિંદ આ વખતે નિર્બળ બન્યું હતું. ઐકય-સંગઠન અને સાચા સ્વદેશાભિમાનનો મહામંત્ર ભૂલ્યું હતું અને તેથીજ તે પરદેશીઓના આક્રમણોનો ભોગ બન્યું હતું. પોર્ટુગીજો ધર્માંધ હોવાથી મૂર્તિપૂજક હિંદુઓને ધિક્કારતા અને શત્રુ ગણતા. આ સમયે ફ્રાન્સિસ ઝેવીયર નામનો માણસ ધર્મ પ્રચારનું કાર્ય પ્રબળ વેગથી કરતો હતો. તેણે હિન્દી અને મલાયી ભાષાનો ભાગ્યો તૂટયો અભ્યાસ આ દેશમાં આવ્યા પછી કરી લીધો હતો. ગોવાથી મલબાર સુધીના પ્રાંતમાં ઝેવીયર ધર્મપ્રચારાર્થે દોડાદોડી કરી રહ્યો હતો. અન્ય મનુષ્યને તો તે દિવાના જેવો લાગતો; પણ તેનું અંતઃકરણ સાબુત હતું. લોકોનાં ટોળાં એકઠાં કરી ભાષણ આપતો અને પછી પોતાની પાસે રાખેલા ક્રોસને ચુંબન કરતો અને બીજાં માણસો પાસે ચુંબન કરાવતો. આ પછી દરેકને એકેક માળા આપતો. ચુંબન કર્યું અને માળા લીધી કે તરત એ હિન્દુ વટલાએલો મનાતો. આવી રીતે અનેક હિન્દુઓને ભોળવી તેણે ખ્રિસ્તી બનાવ્યા. રાજ્યસત્તાની તેને પુરતી મદદ હતી. હિંદુઓનો કોણ બેલી ? ઝેવીયરે

હિંદુઓનાં દેવળ તોડી મૂર્તિઓના કટકે કટકા કરી નાખી માલમિલ્કત લૂંટી લીધી. એટલેથી પણ તેને શાન્તિ વળી નહિ. તેણે હિંદુઓનાં મંદિરોને ખ્રિસ્તી દેવળ બનાવી દીધાં, મૂર્તિની જગાએ ક્રોસનું સ્થાપન કર્યું. પોર્ટુગાલની રાજ્યસત્તાએ આ કાર્ય કરવા બદલ ઝેવીયરને ધન્યવાદ આપ્યો અને ખ્રિસ્તી ધર્મ પ્રચારકોનાં ધાડે ધાડાં હિન્દમાં મોકલ્યાં.

એકલા ગોવામાં એકસો વીસ છોકરાઓને બંદુકોની બેયોનેટ બતાવી બળાત્કારે વટલાવી દીધા. બીજા અનેક હિન્દુઓની પણ એ દશા કરી. સીલોનમાં કોઈના રાજાએ કંઈક માથું ઉંચક્યું કે તરતજ તેને સોલ્જરોથી ઘેરી લઈ બળાત્કારે ખ્રિસ્તી ધર્મ સ્વિકારવાની ફરજ પાડી. આ પછી ત્યાંના અમલદારો અને પ્રજાને ખ્રિસ્તી બનાવવામાં આવ્યા. જો કોઈ આનાકાની કરતું તેની માલ મિલ્કત લૂંટી લઇ રીબાવી રીબાવી મારી નાખવાની ધમકી મળતી. જુલ્મ અને ત્રાસના પરિણામે હજારો હિન્દુઓને બળાત્કારે વટલી જવું પડતું. ઝેવીયરનો ધંધો ધમધોકાર ચાલતો. બેપ્ટીઝમમાંથી તે પરવારતોજ નહિ.

આવી રીતે જો કે સંખ્યાબંધ હિન્દુઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવી દીધા, પણ એ ગોરા દેવો જતા કે તરતજ એ વટલાએલા લોકો હિન્દુ ધર્મમાં દાખલ થવા ઈચ્છા દર્શાવતા. ગામના બ્રાહ્મણો પણ ઉદારતાથી તેમની શુદ્ધિ કરી હિન્દુ ધર્મમાં દિક્ષીત કરી લેતા. આવું થવાથી ખ્રિસ્તી ધર્મ પ્રચારકોની મહેનત પાણીમાં જવા લાગી. બ્રાહ્મણોને તો તેઓ કાળરૂપ સમજવા લાગ્યા. ઈશુના એક ગાલે તમાચો પડે તો બીજા ધરવાના સિદ્ધાંતવાળા ખ્રિસ્તીઓએ બ્રાહ્મણોની કતલ કરવા માંડી. બ્રાહ્મણોનું લોહી વહેવાથી હિન્દુ પ્રજા ઉશ્કેરાઇ ગઇ. બ્રહ્મહત્યાનું વેર વાળવા હિન્દુઓ ખ્રિસ્તીઓ પર તૂટી પડ્યા. વટલાવવાનું કાર્ય છોડી દઇ ખ્રિસ્તીઓ જાન બચાવવા જીવ લઇને નાસી છુટ્યા. કેટલાક જીવથી માર્યા ગયા.

આથી ફ્રાન્સિસ ઝેવીયરના ક્રોધે સીમા ઓળંગી. તેણે બ્રાહ્મણ વિધાતક મંડળ સ્થાપી આજ્ઞા કે જેઓ તેમની મહેનત પર પાણી ફેરવતા હતા, તેમને પકડી પકડીને અત્યંત ભયંકર અમાનુષી શીક્ષા કરવા માંડી. સત્તાધિશોએ તેને લશ્કરની મદદ આપવાથી બાકી શું રહે ? મર્કટે મદિરા પીધી એ મુજબ ઝેવીયરે ખુલ્લી તલ્વારે ઘુમવા માંડયું. જેટલા બ્રાહ્મણો તેની નજરે ચડયા, તેની હત્યા કરી નાખી. કેટલાકને ફાંસીને માંચડે લટકાવી મારી નાખ્યા. કેટલાકને જીવતા સળગાવી દીધા. આવા કારમા અત્યાચારના કારણે અનેકાનેક હિન્દુઓ ખ્રિસ્તી બન્યા.

આ પછી એ ઝેવીયર સાહેબ જાપાન તરફ સીધાવ્યા અને ત્યાંજ મરણને શરણ થયા. તેની પછી પણ સંખ્યાબંધ જાલીમ જુલમગાર ખ્રિસ્તીઓ પાદરીવેશે આવ્યા. તેમણે શાળા દવાખાનાં અનાથાલયો સ્થાપ્યાં. બ્રાહ્મણો જેવા પોષાક પહેરી હિન્દુ અને ખ્રિસ્તી ધર્મ એકજ છે એમ ભોળા લોકોને સમજાવવા માંડયું. આ બધું હિંદમાં ચાલી શકયું પણ જાપાનમાં તો તેથી ઉલટું બન્યું. ધર્મ પ્રચારાર્થે જાપાન ગએલા ખ્રિસ્તીઓને જાપાનીઓએ બરાબર ઠેકાણે આણ્યા.

જાપાનીઓએ ખ્રિસ્તીઓને પકડી પકડીને ફાંસીએ ચડાવ્યા. કેટલાકને કાપી નાંખ્યા. જે કહેતા કે અમે ખ્રિસ્તી નથી તેમના પગ તળે ઇશુ અને મેરીની છબી કચરાવતા. ખ્રિસ્તીઓ નાસી ગયા. અનેક ખ્રિસ્તીઓમાંથી ફક્ત તેર ખ્રિસ્તીઓ જીવતા રહ્યા. જાપાનીઓએ તેમના ગળે પાટીઆં લટકાવ્યાં અને તેમાં લખ્યું કે જ્યાં સુધી સૂર્ય ચંદ્ર હોય ત્યાં સુધી કોઇ ખ્રિસ્તીએ જાપાન આવવું નહિ; નહિતો તેમનાં માથાં સલામત રહેશે નહિ. હજી પણ ખ્રિસ્તી ધર્મ પ્રચારકો જાપાન જતાં ડરે છે.

હિંદુસ્થાનના લોકો જ્યાં સુધી ધર્મનું તત્વ બરાબર સમજતા હતા, તેમનામાં ઐકયતા હતી ત્યાં સુધી દરેક બાબતનું સુખ-સ્વતંત્રતા હતી, પણ કાળે કરી ઐકય તુટયું, ન્યાતો-ધર્મ-પંથમાં હિંદીપ્રજા વ્હેંચાઇ ગઇ. ધર્મના સાચા તત્વને બદલે રૂઢીએ ધર્મનું રૂપ ધારણ કર્યું. ઉપદેશકો સ્વાર્થ સાધુ બન્યા; પરીણામે હિંદી પ્રજાને પરધર્મીઓના ત્રાસ-અત્યાચાર સહન કરી અનેકને પરધર્મમાં વટલાવવું પડયું. હિંદમાંથી સાચો ધર્મ અદૃશ્ય થયો; એ સાથેજ દેશ અને ધર્મની સ્વતંત્રતા નષ્ટ થઇ. આમ થવાથી દેશમાં નિર્બળતાની વૃદ્ધિ થઇ. દેશની દશા ન ધણીયાતા સમાન થઇ પડી. આ સ્થિતિનો લાભ પરદેશીઓએ બરાબર લીધો. મુસલમાનોએ અને પોર્ટુગીઝોએ રાજ્યસત્તા સ્થાપી. પોતપોતાનો ધર્મ પળાવવા-ફેલાવવા યથેચ્છ જુલ્મો પ્રજાપર ગુજાર્યા.

હિંદુસ્થાન ધન પ્રાપ્ત કરવાનું વિશાળ ક્ષેત્ર માની પોર્ટુગીઝોની પછી વલંદા-ફ્રેંચ અંગ્રેજ વગેરે લોકો પણ આ દેશમાં વેપાર અર્થે આવ્યા. નિરંતરની લૂંટફાટ-ધર્મના ત્રાસ વગેરેથી કંટાળેલા હિંદીજનોએ આ ધોળા લોકોની મીઠી—મધુરી વાણીથી ભોળવાઇ તેઓને દેવ જેવા માની આશ્રય આપ્યો. યુરોપની જાતીઓ એક બીજાની સાથે વેપારની હરીફાઇમાં ઉતરી. આ હરીફાઇમાં કાર્ય કુશળ-સુચતુર અંગ્રેજો આગળ વધ્યા. દેશની અંધાધુંધીનો લાભ લઇ અંગ્રેજોએ વેપારની સાથે ધીમે ધીમે રાજય સત્તા સ્થાપવા માંડી. ઈસ્ટ ઇંડીયા કંપનીના વેપારીઓ પરસ્પરમાં લડતા રાજાઓના હિતચિંતક બન્યા. કેટલાક રાજાઓના તો સ્હાયક બની રાજ્ય વિસ્તાર વધારવા લાગ્યા.

ફરૂખશિયર બાદશાહને આરામ કરવાથી તે પ્રદેશ અને બંગાળમાં અંગ્રેજોને સારો લાભ પ્રાપ્ત થયો. ધર્મવીર બંદાના મૃત્યુ પછી બાદશાહના સરદારો-સૂબેદારો ઘણા બળવાન થઇ પડયા. બાદશાહની

સત્તા નામની હતી. આ સાથે શીખ–મરાઠાઓનાં તોફાન વધવા લાગ્યાં. બાદશાહી દરબારમાં સૈયદ ભાઇઓનું જોર વિશેષ હતું. એ બે ભાઇઓના લીધેજ પોતાને બાદશાહી પ્રાપ્ત થએલી–બંદાનો વિનાશ થએલો હોવાથી બાદશાહનું તેઓની આગળ કંઈ ચાલતું નહિ. બાદશાહ છેવટે આ સરદારોથી કંટાળી તેઓનાથી વિરૂદ્ધ વર્તવા લાગ્યો. પરીણામે સૈયદભાઇઓએ બાદશાહને મરાવી નાખી યથેચ્છ રાજ કારભાર ચલાવવા માંડયો. આ પછી ખૂબજ અંધાધુંધી ચાલી. દિલ્હીની ગાદી-પર નામના બાદશાહો થવા લાગ્યા. સરદારો—સૂબેદારો પોત પોતાની સત્તા સ્થાપવા—મજબૂત બનાવવા પરસ્પરમાં લડવા લાગ્યા. કાળાં-કામ કરનારા સૈયદ ભાઇઓને પણ છેવટે દિલ્હીની ગાદીએ બેઠેલા મહમદશાહે મરાવી નાખ્યા. આ વખતે કોઇને શાન્તિ નહોતી. પ્રજાના દુઃખ–દર્દની કોઇને પરવાહ નહોતી. મરાઠાઓનાં ધાડે ધાડાંએ મોગલાઇની આસપાસ ફરીવળી મોગલાઇને છેકજ નિર્બળ કરી નાખી. બાકી હતું તે ઇરાનના શાહ નાદીરશાહે દિલ્હીપર ચઢી આવી પૂરૂં કર્યું. નાદિરે દિલ્હીની પ્રજાની કત્લ કરી લગભગ ત્રીસ હજાર માણસોને મારી નાખ્યા, બાદશાહી ખજાનો લૂંટી લીધો, વીસથી ત્રીસ કરોડ રૂપીઆની લૂંટ સાથે મયુરાસન અને સુવિખ્યાત કોહિનૂર હિરો લઇ નાદીરશાહ ઇરાન ચાલ્યો ગયો.

મોગલ બાદશાહો નબળા પડયા સરદારો સૂબેદારો પરસ્પર લડવા લાગ્યા અને હાથમાં આવ્યાં તે ગામ નગરો કબજે કરી સ્વતંત્ર સત્તાધિશો થઈ પડયા. મોગલ સત્તાની નબળાઇ નિહાળી તથા તેમનો પોતાની તરફ ધર્મભેદ અને જુલમ જોઇ હિંદુઓ મોગલાઇનો નાશ કરી દેશના માલીક થવાની ઇચ્છા કરવા લાગ્યા. આ વખતે હિંદુઓ તરફથી લડનાર માત્ર મરેઠાજ હતા. મહાત્વાકાંક્ષી મરાઠાઓએ આ

વિચાર-મુચ્છા ઉપજાવતા પહેલાં હિંદુબળ એકત્ર કરવા પ્રત્યે લક્ષ્ય આપ્યું નહિ. તેમણે રજપૂતોને લૂંટીને પાયમાલ કર્યાં હોવાથી તેઓ તેમની મદદે આવે તેવી સ્થિતિમાં નહોતા. આથી એકલા મરાઠાઓ મોગલાઈની સામે થયા. પરીણામે હિંદુ મુસલમાનો માંહોમાંહે લઢી છેક જ નિર્બળ બન્યા. સને ૧૭૬૧ ની હિંદુ મુસલમાન વચ્ચેની મોટી ખૂનખાર લડાઈમાં મરાઠી બળ તૂટયું અને આ સાથે મોગલાઈનો પણ અંત આવ્યો.

વિદેશથી વેપાર કરવા આવેલી ગોરી પ્રજા આ બધી વસ્તુ સ્થિતિ તટસ્થ પણે અવલોકતી હતી. આમાંની ફ્રેંચ અને અંગ્રેજ પ્રજા આ દેશમાં રાજ્ય પ્રાપ્ત કરવા-સત્તા જમાવવા પરસ્પર લડી. તેમાં અંગ્રેજોનો વિજય થયો. આ પછી ઈસ્ટ ઈંડીયા કંપનીના મુત્સદીઓએ પરસ્પરમાં લડીને નિર્બળ બનેલા હિંદના જુદા-જુદા મુસલમાન સત્તાધિશોને પ્રથમ હરાવ્યા. આ પછી મરાઠાઓની ખબર લઈ રાજયમાં વૃદ્ધિ કરી.

અંગ્રેજોએ કળા-કૌશલ્ય અને ચતુરાઈથી રાજય ચલાવવા માંડવું. નિરંતરની લડાઈઓ-લૂંટફાટ—ત્રાસ વગેરેથી કંટાળેલી પ્રજાએ શાન્તિ પ્રાપ્ત થતાં આ રાજયને રામ રાજ્ય માન્યું. બિચારા ભોળા જનોને તે વખતે કયાંથી ખબર પડે કે આ શાન્તિની પાછળ ભાવિની ભયાનક અશાન્તિ છૂપાએલી છે ? જેનો રાજા વેપારી તેની પ્રજા ભીખારી, એ ન્યાયે વેપારી રાજ્ય કરતાઓ રાજયની પ્રજાને ઉન્નત-ધનવાન બનાવવાને બદલે પ્રથમ પોતાના વ્યાપારી લાભ જ ઇચ્છે અને તે પ્રાપ્ત કરવાના દરેકે દરેક પ્રયત્નો કરે. હિંદની દુઃખી પ્રજાને તે વખતે કયાંથી ખ્યાલ આવે કે એ રામ રાજ્ય મનાતું રાજ્ય વેપારી હોવાથી ભવિષ્યમાં ભારતના વેપાર-હુન્નર નાશ પામશે અને હિંદી પ્રજા દુઃખ-દારિદ્રય અને ભૂખમરાના સંકટમાં સપડાશે ?

શાન્તિ સ્થાપવા કંપની સરકારના રાજ્યમાં વખાણ થવા લાગ્યાં. ભોળા જનો કહેવા–બોલવા લાગ્યા કે “ આ રાજ્ય સુખ–શાન્તિનું છે. વાઘ બકરી આ રાજ્યમાં સાથે પાણી પીએ છે. ”

હિંદના ભોળા પ્રજાજનો ક્યાંથી જાણે હોય કે “વાઘના દાંત અને નખ તોડ્યા પછી એ વાઘ શું કરી શકે ? દાંત અને નખ વિનાના વાઘની સાથે બકરી કદાચ સાથમાં ઉતરે તો પણ એ વાઘથી કંઈ ન થાઇ શકે. ”

વેપારીઓ રાજ્ય કર્તા બનવાથી તેમની રાજ્ય લાલસા દિન પ્રતિદિન વધવા લાગી. કંપની સરકારની રાજ્ય તૃષ્ણાની આગમાં અનેક રાજ્યો સ્વાહા થઇ ચૂક્યાં હતાં અને બાકી રહ્યાં હતાં તે થવાની તૈયારીમાં હતાં.

---

## ૨.

મોગલ સત્તાનો અંત આવ્યો. બંદાની ભવિષ્યવાણી સાચી થઇ. દેશમાં બળાયાના બે ભાગ જેવી સ્થિતિના સમયે શીખો કંઈ શાન્ત બેસી રહ્યા નહોતા. પંજાબમાં જુદી–જુદી જાગીરોની સ્થાપના થઇ ચૂકી હતી. શીખોનાં બાર મંડળ હતાં. આ મંડળોમાં “ ડેરા ” નો સરદાર મહાસિંહ બળવાન અને કાર્ય દક્ષ હતો. તેણે શીખોએ કરેલી ભૂલ સુધારવાનો આરંભ કર્યો. બાર મંડળોનું સંગઠન થયું. મહાસિંહ દેશ ભક્ત હતો. તેણે માતૃભૂમિની શોચનિય દશા અવલોકી. શીખ જાતીની સ્વતંત્રતા સ્થાપવાનો તેણે નિશ્ચય કર્યો. તેનો મંત્રી મોતીરામ પણ તેના જેવોજ કાર્ય કુશળ હતો. શીખ મંડળોને એકત્ર કરી મહાસિંહે પંજાબમાં કેટલાંક સ્થાન જીતી લઇ શીખ રાજ્યની સ્થાપના કરી.

મહાસિંહના ગૃહે એક પુત્રનો જન્મ થયો. આ પુત્રનું નામ રણજીતસિંહ. પુત્રના લક્ષણ પારણામાંથી તે મુજબ રણજીતસિંહ ઉમ્રે વધતાં ચાલાક અને તેજસ્વી જણાયો. મહાસિંહે દેશ ભક્તિનો મહામંત્ર બાળકના કર્ણમાં મૂકયો. બાળક રણજીત ભણવા-ગણવાને બદલે લડાયક વૃત્તિમાં વિશેષ ધ્યાન આપતો. મહાસિંહની મહાત્વાકાંક્ષા મોટી હતી પણ વિકાળ કાળે કોની ઇચ્છા આશા પૂર્ણ કરી છે? રણજીતની બાર વર્ષની વય થતાં તેના પિતાનો મૃત્યુ કાળ પાસે આવ્યો. મહાસિંહે બાળકુમારની રક્ષાનો ભાર મંત્રિ મોતીરામને સોંપી શીખ સરદારોને એકત્ર કરી માતૃભૂમિનો ઉદ્ધાર કરવાની સૂચના કરી. આ પછી તેમનું મૃત્યુ થયું. રણજીત બાર વર્ષની વયે પિતાની ગાદી પર આવ્યો. તેણે બાળ વયમાં બળીયાથી એક આંખ ગુમાવી હતી. ગાદીએ બેઠા બાદ તેણે મોતીરામ મંત્રિની સલાહનુસાર રાજ્ય કારભાર ચલાવવા માંડયો. જુવાન રાજા ભણેલો નહિ હોવા છતાં તેનામાં રાજ્ય ચલાવવાની કુશળતા નિહાળી સઘળા આશ્ચર્ય પામતા.

આ વખતે પંજાબ કાબુલના દુરાની રાજાના તાબામાં હતું. રણજીતની યુવાન વયે કાબુલના ઝમાનશાહે હિંદ ઉપર સ્વારી કરી. બહાદુર રણજીતે તેને મદદ કરી વિજય અપાવ્યો. શાહે ખુશી થઈ તેને લાહોર ઇનામમાં આપ્યું અને તેને સમસ્ત પંજાબનો સૂબો બનાવ્યો. રણજીત રાજ નીતિજ્ઞ હતો. કુનેહથી રાજ્ય ચલાવી તેણે પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો. તેના ભાગ્યમાં યશ રેખા હોવાથી તે જેજે કાર્ય કરતો તેમાં તેને વિજય-યશ પ્રાપ્ત થતો. સમસ્ત પંજાબમાં શીખ જાતીનું સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તેની ઈચ્છા હતી. કાબુલમાં દુરાની ભાઈઓ એક બીજાની સાથે લડી નબળા પડયા હતા. રણજીત આ તક કેમ ચૂકે ? તેણે સ્વતંત્રતા જાહેર કરી.

આ પછી તેણે શીખોમાં સ્વદેશ ભાવના જાગૃત કરી સંખ્યાબંધ શીખ લડવૈયાઓનું મોટું સૈન્ય તૈયાર કર્યું. આ સૈન્યની મદદથી તેણે સતલજ નદી સૂધીનો પ્રદેશ જીતી લઇ તાબે કર્યો. સતલજ અને જમના નદીની વચ્ચે આવેલા સરહિંદ પ્રાંતમાં નાના—નાના શીખ સરદારો રાજ્ય કરતા હતા. રણજીતે માતૃ ભૂમિના ઉદ્ધારની ખાતર એ લોકોને એકજ ઝંડા નીચે એકત્ર થવાનું સૂચવ્યું, પણ એ લોકોએ તેની સૂચના પ્રત્યે ધ્યાન આપ્યું નહિ. રણજીતે તેમની પર ચડાઇ લઇ જવાની તૈયારી કરી. ચડાઇની ખબર સાંભળતાં જ એ પ્રદેશના શીખ સરદારોએ અંગ્રેજોનો આશ્રય માગ્યો. અંગ્રેજોએ આશ્રય આપવાના બદલામાં પોતાને કેટલીક અનુકુળ શરતો કરી તેમને પોતાના આશ્રયમાં લીધા.

વીરભૂમિના શીખોએ વિદેશીઓનો આશ્રય સ્વિકારવાથી રણજીતના હૃદયમાં કોપાનળ સળગી ઉઠયો. તેણે બરાબર બળ પ્રાપ્ત કર્યા પછી એ લોકોની ખબર લેવાના વિચારે લડાઇ કરવાનું માંડી વાળ્યું. રણજીતની રાજનીતિ—તેનો લડાયક જુસ્સો અને મળતા વિજયોથી અંગ્રેજોને પણ તેનો ભય લાગવા માંડયો. આવા બળવાન વીરને મિત્ર બનાવ્યો હોય તો ભવિષ્યમાં ભય પામવાનું કંઇ કારણ રહે નહિ એમ માનીને કંપની સરકારના કર્મચારીઓએ મેટકાફ નામના સરદારને કેટલાક સૈનિકો સાથે રણજીતના દરબારમાં મોકલ્યો. તે સરદાર તેના રસાલા સાથે લાહોર આવી પહોંચ્યો. રણજીતે તેનો સારો સત્કાર કર્યો.

અંગ્રેજ સરદારે પોતાની સરકારની ઇચ્છા રણજીતસિંહને વિદિત કરી. શીખ રાજ્યની અને અંગ્રેજી રાજ્યની સરહદો નક્કી કરવામાં આવી. અંગ્રેજ સરદારની સાથે આવેલા સિપાહીઓની કવાયત જોઇ રણજીતને આનંદ થયો. તેણે પણ પોતાના લશ્કરને કવાયત શીખવવાનો

વિચાર કર્યો. શીખ સૈનિકોએ પ્રથમ તો જુની રીત છોડવાની ના પાડી; પણ રણજીતે તેમને સમજાવી-પગાર વધારવાની લાલચ આપીને પોતાનો વિચાર અમલમાં મુકાવ્યો. લશ્કરની સાથે પોતે પણ કવાયત કરવા માંડી. સમય વિતતાં તો તેનું સૈન્ય કવાયતી બન્યું.

આ પછી તેણે ધીમે ધીમે શીખ સરદારોને તાબામાં આણી શીખ રાજ્ય વધારવા માંડયું. આ સમયે મુલતાન કાબુલના અમીરના તાબામાં હતું. રણજીતનું ધ્યાન એ તરફ ખેંચાતાં તેણે મુલતાન પર સ્વારી કરી. ત્યાંનું લશ્કર કસાએલા શીખ વીરો સામે ટકી શકયું નહિ. રણજીત ત્યાંથી બે લાખ રૂપીઆ ખંડણી લઇ પાછો ફર્યો. પંજાબ પ્રદેશમાં વીરની વીરહાક વાગવા લાગી. ધર્મવીર બંદાની " શીખ સ્વાતંત્ર્ય " ની ઇચ્છા રણજીતે પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાયું. કાબુલના વજીર સાથે સંધી કરી તેણે કાશ્મીર જીતવાનો ઠરાવ કર્યો; પણ વજીરે સંધીનો ભંગ કરી કાશ્મીર જીતી લીધું અને રણજીતને કંઇ આપ્યું નહિ. આથી તેણે મોટા લશ્કર સાથે કુચ કરી વજીર સાથે લડાઈ આરંભી. વજીર હાર્યો. આ લડાઇ જીતવાથી તેને અટક અને આસપાસનો પ્રદેશ પ્રાપ્ત થયો. શીખ રાજ્યની હદ સિંધુ નદી સુધી વધી. આ અરસામાં કાબુલની અંદર ખટપટ જાગવાથી ત્યાંનો અમીર શાહસુજા રણજીતના આશ્રયે આવી રહ્યો. હિંદનો પ્રખ્યાત હિરો આ વખતે શાહસુજા પાસે હતો. રણજીતે એ હિરો તેની પાસેથી લઇ લીધો. આથી કાબુલનો એ શાહ અંગ્રેજોને શરણે ગયો અને પોતાની વિતક કહી. અંગ્રેજો રણજીતની સાથે દુશ્મનાવટ કરવા ઇચ્છતા નહોતા. તેઓ તેને પંજાબનો સિંહ કહેતા. રણજીતે તેમના એ કથનને બરાબર સત્ય કરી બતાવ્યું.

વીર કેશરી કાબુલમાં ચાલતી અંધાધુંધીનો લાભ લઇ કાબુલ પર ચડયો. ખુનખાર લડાઇ થઇ: છેવટે શીખોએ કાબુલ જીતી અફ-

ગાનીસ્થાનનો કબજો મેળવ્યો. પવનના પ્રચંડ વંટોળીઆની માફક એ પંજાબ કેશરી ચારે તરફ ઘુમી રહ્યો હતો. કાબુલ સર કર્યા પછી તેણે મુલતાન અને કાશ્મીર જીતી લીધાં. વીરકેશરીને ઉપરા ઉપરી વિજયો મળવા લાગ્યા. અંગ્રેજો પણ તેનાં પરાક્રમ નિહાળી સ્તબ્ધ બન્યા. રણજીતસિંહે જોતજોતામાં સુલેમાન અને સિંધુ નદી વચ્ચેની સિંધ સુધીની પટી જીતી લઈ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપી મહારાજા પદ ધારણ કર્યું. શીખોનું સ્વતંત્ર સામ્રાજ્ય સ્થાપવાની બંદાબહાદુરની ઇચ્છા કંઈક અંશે સફળ થઈ. રણજીતના નામ માત્રથી શત્રુઓ ભયભીત થવા લાગ્યા.

મહારાજા રણજીતસિંહ બહાદુરોની કદર સારી રીતે કરી જાણતા. મહાન વીર નેપોલીયન બોનાપાર્ટના સરદાર કર્નલ એલાર્ડ અને વેનચુરા તેના લશ્કરમાં નોકર રહ્યા હતા. આ બે સરદારોએ શીખ લશ્કરને એવી તો સરસ કવાયત કળા શીખવાડી કે જેથી રણજીતના લશ્કર અને તોપખાનાની આખા હિંદમાં પ્રશંસા થવા લાગી. રણજીતની નજર પેશાવર પર પડતાં તત્કાળ કુચ શરૂ કરી. નૌશેરા આગળ ભયાનક લડાઈ શરૂ થઈ. આ વખતે તેની પાસે વિશેષ સૈન્ય નહિ હોવાથી હાર થઇ, પણ પછી તરતજ મોટું સૈન્ય લાવી તેણે પેશાવર જીતી લીધું. પેશાવર જીતનાર સૈન્યનો સરદાર જનરલ આવીટેબાઇલ હતો. આ વીર સરદારનો પણ શીખ સૈન્યને કવાયતી બનાવી કેળવવામાં સારો હિસ્સો હતો. એ વીર સરદારને પેશાવરનો સૂબો ઠરાવ્યો. રણજીતના સૈન્યમાં અનેક પરદેશી સરદારો હતા. રણજીતને તે આ છેવટ સુધી વફાદાર રહ્યા. એ વફાદારીની કદરમાં તેમને મહારાજાએ પોતાના રાજ્યમાં મોટા સૂબેદારો બનાવ્યા.

ભાગ્યની લીલા અજબ છે. રણજીતે એક નાની ઠકરાતમાંથી સિંધ સુધી અને સતલજથી સુલેમાન સુધીનું વિસ્તીર્ણ સામ્રાજ્ય

બનાવ્યું. કહેવાય છે કે એના રાજ્યની ઉપજ અઢી કરોડ રૂપીઆની હતી. એક લાખ માણસનું કવાયતી લશ્કર તેની પાસે હતું. એના રાજ્યની પૂર્વ હદપર અંગ્રેજ અને તેમના મિત્રોનો મુલક હતો. સને. ૧૮૦૫ ની સંધી પ્રમાણે એ મુલક પર સ્વારી કરવાની મના હતી. રણજીતના સરદારોનો એ મૂલક જીતી લેવાનો વારંવાર આગ્રહ હોવા છતાં પણ એ પંજાબ કેશરીએ પોતાની નજર એ તરફ ફેરવી નહિ. રણજીતના હૃદયમાં અપૂર્વ દેશ પ્રેમ હતો. દેશની પરતંત્રતા તેમને ખૂંચતી હતી. અંગ્રેજોની કળા તે સારી રીતે સમજી ચૂકયા હતા. હિંદની પરિસ્થિતિનું પણ તેમને જ્ઞાન હતું. જતે દિવસે કાર્યદક્ષ અંગ્રેજો આખા હિંદના માલીક થશે એવી શંકા તેમના હૃદયમાં ઉંડી ઉંડી છૂપાઈ હતી. તેમણે પોતાના એક સરદારના છોકરાને અંગ્રેજી ભણવા મોકલેલો. તે ભણીને જ્યારે મહારાજાને પ્રણામ કરવા આવ્યો ત્યારે મહારાજાએ તેની સમક્ષ હિંદનો નકશો પથરાવી લાહોર બતાવવા કહ્યું. છોકરાએ લાહોર બતાવ્યું. તે પછી તેમણે હિમાલયથી લંકા સુધી દોરેલી લાલ લીટી પર આંગળી મૂકી પૂછ્યું કે આ હદ કોની છે ? છોકરાએ જવાબ આપ્યો કે " એ તો અંગ્રેજી રાજ્યની હદ છે. "

આ સાંભળી મહારાજાના મુખમાંથી એક ધીમો નિઃશ્વાસ નીકળી ગયો. તેમણે નકશાને લાત મારી દૂર કરતાં જણાવ્યું કે "જતે દિવસે આખું હિંદ લાલ રંગે રંગાઈ જશે. "

મહારાજાની ઇચ્છા સિંધ જીતવાની હતી; પણ અંગ્રેજ મિત્રોની ના મરજી હોવાથી તેમણે એ ઇચ્છા પોતાના મનમાં જ સમાવી. મહારાજા ભણેલા નહોતા; ધણુ ભલભલા ભણેલાઓ તેમની કાર્ય દક્ષતા–બુદ્ધિની પ્રશંસા કરતા. મંત્રીઓ કાગળ પત્રો લાવતા તેની પર

સંભાળ ભર્યો વિચાર કરી પોતાનો અભિપ્રાય આપતા. પોતાના બાહુબળથી તેમણે મુલકો મેળવ્યા; પણ તે બાબતનું તેમને લગીરે અભિમાન ન્હોતું. એક મોટા શીખમહારાજ્યના માલીક હોવા છતાં તેઓ પોતાને મહારાજા નહિ પણ ખાલસાના મુખી તરીકે માનતા. શીખ સન્ય ખાલસાનું સૈન્ય ગણાતું. વિજય ગર્જનામાં ખાલસાનો વિજય એમ બોલાતું. પોતે મેળવેલા વિજયો પોતે નહિ પણ પ્રભુના પ્રતાપે-ગુરૂગોવીંદના પ્રતાપે મેળવ્યા છે; અને એ સઘળું ખાલસાની કીર્તિને ખાતર છે. આવા તેમના કથનથી તેમણે શીખ જાતીનો અપૂર્વ પ્રેમ સંપાદન કર્યો હતો. સમસ્ત હિંદુસ્થાનમાં તેમણે શીખ જાતીની કીર્તિ વધારી હતી.

સમય સમયનું કાર્ય કરે જાય છે. મહારાજા રણજીતસિંહે શીખ જાતીનું એક બળવાન સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. સુખ-શાન્તિમાં વર્ષો વિતવા લાગ્યાં; પણ કાળ ઘટના અજબ છે. મહારાજાને પક્ષા ઘાતનો રોગ લાગુ પડયો. મહારાજાએ પોતાના પુત્ર ખડ્ગસિંહને રાજ્ય ગાદીપર બેસાડયો. રોગ શૈય્યા પર હોવા છતાં પણ ઉત્તમ રીતે રાજ્ય વ્યવસ્થા ચાલવા લાગી. મહારાજા કોઇ કોઇ વાર બોલી જતા કે " હું નહિ હોઉં તો પણ દસ વર્ષ સુધી મારાં જુતાં રાજ્ય ચલાવી શકશે. " અર્થાત દસ વર્ષ સુધી રાજ્યની સામે કોઈ નજર પણ કરી શકશે નહિ. તેમનું આ કથન સત્ય હતું. રોગના કારણે તેમનાથી ઉઠી શકાતું નહોતું-બેસી શકાતું નહોતું કે નહોતું બોલી શકાતું; તે સમયે પણ તેમની ધાક-બીકથી કોઇપણ સરદારે યા આ-ત્મીય જને કંઇપણ બાબતનો ઝઘડો ઉઠાવવાની હિંમત કરી નહોતી. મૃત્યુની રાહ જોઇ રહેલા રણજીતથી લોકો ધ્રુજતા. તેમનામાં વિજય પ્રાપ્ત કરવાની જેવી શક્તિ હતી, તેવીજ શક્તિ રાજ્ય સાશન ચલા-

વવામાં પણ હતી. આવા કાર્યદક્ષ રાજસાશકની દેશને ઘણી જરૂર હતી, પરંતુ કાળની ગહન ઘટનાને રોકવા કોણ સમર્થ છે?

પંજાબકેશરી મહારાજા રણજીતસિંહ ઓગણસાઠ વર્ષની ઉંમરે સુડતાલીસ વર્ષ રાજ્ય કરી સ્વર્ગે સિધાવ્યા.

: ૩ :

રણજીતસિંહના મૃત્યુ પછી થોડા દિવસે મહારાજા ખડગસિંહ અને મંત્રી વચ્ચે અણબનાવ શરૂ થયો. મહારાજા અને મંત્રી રણજીતસિંહનો અંતિમ્ આદેશ ભૂલી ગયા. રાજ્યમાં ખટપટો શરૂ થઈ. શીખ સામ્રાજ્યના પતનનાં બીજ વવાયાં. ખડગસિંહે ચેતસિંહ નામક સરદારને મંત્રી પદ પર નિયુક્ત કર્યો. ધ્યાનસિંહને આમાં પોતાનું અપમાન સમજાતાં ઘણું ખોટું લાગ્યું. ચેતસિંહ દુષ્ચારિત્ર્ય અને દુષ્ટ સ્વભાવનો હતો. મહારાજ ખડગસિંહ કાષ્ટના પુતળાની માફક તેના હાથમાં રમવા લાગ્યા. ધ્યાનસિંહ અને ચેતસિંહ વચ્ચે બે પક્ષો પડયા. આ દ્વેશના પરીણામે કેટલાક સરદારોનાં ખૂન થયાં. ધ્યાનસિંહની હત્યા કરવાની પણ ગુપ્ત તૈયારીઓ થઇ રહી. વૃદ્ધ મંત્રી દરેક બાબત સમજી ગયો. તે સમયે શીખ સામ્રાજ્યમાં ધ્યાનસિંહ મંત્રી વિલક્ષણ શક્તિ સંપન્ન પુરૂષ મનાતો. દેશહિત તેના હૃદયમાં હતું. આ ખટપટથી પંજાબનું પતન થશે કે શું એવી શંકા તેના હૃદયમાં થતી અને સમાતી. એવામાં એકાએક એવી અફવા ફેલાઈ કે મહારાજા ખડગસિંહે અંગ્રેજોની આધિનતા સ્વિકારી છે અને તેમની મદદથી પોતાના વિરોધીઓને દૂર કરવાની તૈયારી કરી છે. આ વાતે જોત જોતામાં મોટું રૂપ પકડયું. ધ્યાનસિંહે મહારાજા ખડગસિંહના પુત્ર નોનિહાલસિંહને અને મહારાજાની પત્નિ ચાંદકૌરને પક્ષમાં મેળવી ખડગસિંહ પર પૂરતી દેખરેખ રાખવા માંડી. ચેતસિંહ અનેક કાવત્રાં કરતો હોવાથી છેવટે ધ્યાનસિંહે પોતાના સરદારો

દ્વારા તેને મારી નખાવ્યો. ચેતસિંહની હત્યા પછી ખડગસિંહ નામ માત્રનો રાજા રહ્યો. આ સમયે કોઈ બાહોશ રાજ્યકર્તાની જરૂર છે એમ માની મંત્રીએ અને અન્ય સરદારોએ ખડગસિંહને રાજ્ય ગાદીપરથી દૂર કરી તેના પુત્ર નૌનિહાલસિંહને રાજ્યની લગામ સોંપી. મહારાજા રણુજીતસિંહની હયાતીમાં જ મંત્રી ધ્યાનસિંહ અને ગુલાબ-સિંહની શક્તિ સરદારોમાં અને લશ્કરીઓમાં વધેલી હતી. નૌનિહાલસિંહ પણુ જતે દિવસે એ બંને સરદારોનું પ્રબળ નિહાળી ડરવા લાગ્યો. મોટું સ્વતંત્ર સામ્રાજ્ય હોવાના કારણે શીખ સરદારો અને સનિકોમાં ગર્વ ઉત્પન્ન થયો હોય એમ જણાતું. જુવાન રાજાની સામે એક મજબૂત વિરોધી પક્ષ ઉભો થયો હતો. કેટલાક દેશદ્રોહીઓ અંગ્રેજોની સાથે મળી ખટપટ કરવા લાગ્યા. જુવાન રાજા અંગ્રેજોનો વિરોધી છે, અંગ્રેજોની વિરૂદ્ધ ખટપટ કરી રહ્યો છે વગેરે વાતો ચાલવા લાગી. આવી વાતો ખટપટના પરીણામે બ્રીટીશ સરહદના એજન્ટ મી. કલાર્કને પણુ મહારાજા પ્રત્યે શંકા ઉદ્‌ભવી. બ્રીટિશ સિંહની આંખ્યો તો કયારનીએ પંજાબ તરફ વળેલી હતી; પણુ કારણુ સિવાય શું થાય ? કુંવર નૌનિહાલસિંહ અફગાન અમીર શાહસુજાની પ્રજાને ઉશ્કેરે છે અને અંગ્રેજોના કટ્ટા દુશ્મન દોસ્ત મહમ્મદને ધનની મદદ આપવાનું વચન આપ્યું છે વગેરે આક્ષેપો થવા લાગ્યા. નૌનિહાલસિંહે આવી શંકા અને આક્ષેપોનો ઇન્કાર કરી બધી વાતો બનાવટી છે એવું સાબિત કરી આપ્યું. આ પછી આ જુવાન રાજાનું ખૂન કરવાની પેરવીઓ થવા માંડી. આ અરસામાં મહારાજા ખડગસિંહનું મૃત્યુ થયું. પોતાના પિતાની છેવટની ક્રિયા કરી નૌનિહાલસિંહ પાછો ફરતો હતો, તેવામાં એક દરવાજો તેની પર એકાએક તૂટી પડી તેનું

પણ મ્હોત થયું. પિતા-પુત્ર એકજ દિવસે સ્વર્ગે સિધાવ્યા. શીખ સામ્રાજ્ય પર છવાએલા અંધકારમાં વધારો થયો. બળના ગર્વમાં છકેલા સૈનિકો અને સરદારોમાં ઝઘડા ઉત્પન્ન થયા. એ સર્વ ઝઘડાઓને પતાવી મંત્રી ધ્યાનસિંહે મહારાજા રણજીત-સિંહના બીજા પુત્ર શેરસિંહને ગાદીએ બેસાડયો. શીખ સામ્રાજ્યનું ભાવી ઘોર અંધકારમય હોવાથી આ નવા રાજા અને મંત્રી વચ્ચે પણ અણબનાવ શરૂ થયો. પરીણામ એ આવ્યું કે સરદાર લહના-સિંહ અને અજીતસિંહ કે જેઓ સિંધાનવાલાના નામથી ઓળ-ખાતા હતા, તેઓના હાથે મહારાજા શેરસિંહ અને મંત્રી ધ્યાનસિંહ નાં ખૂન થયાં.

મંત્રીવર્ય ધ્યાનસિંહના મરણ બાદ તેમના પુત્ર હિરાસિંહે શીખ સેનાને પોતાના પક્ષમાં મેળવી લીધી અને પછી પોતાના પિતાને મારનાર સિન્ધાનવાલાઓને ઠાર કરી પિતૃવૈર લીધું. આ કાર્યથી પરવારી હિરાસિંહે મહારાજા રણજીતસિંહના પાંચ વર્ષના પુત્ર દલીપસિંહને રાજ્ય સિંહાસને બેસાડી મંત્રીપદ ધારણ કર્યું. મહા-રાજા રણજીતસિંહને લગભગ સોળ-સત્તર રાણીઓ હતી, તેમાં દલીપસિંહની માતા મહારાણી જીન્દા પ્રત્યે તેનો પૂર્ણ પ્રેમ હતો.

મહારાણી જીન્દા બુદ્ધિવાન હતી. રાજ્યકારભાર ચલાવવાના ગુણો તેનામાં હતા. મંત્રી હિરાસિંહ પણ કાર્યકુશળ હતો. રાજ્ય-કારભાર શાંતિથી ચાલવા લાગ્યો; પણ આ શાંતિ થોડા સમયની હતી. પંજાબના ભાગ્યમાં સુખ-શાંતિના લેખ લખાએલા ન્હોતા. કેટલાક સરદારોને સારા રાજ્યકારભારની ઇર્ષ્યા આવી. મંત્રી હિરાસિંહ તેના શત્રુઓની આંખ્યોમાં કંટકની માફક ખુંચતો. મહારાજા દલીપ-સિંહના મામા જવાહિરસિંહ અને તેની પક્ષના કેટલાક સરદારોએ

હિરાસિંહને મંત્રીપદ પરથી દૂર કરવાના ગુપ્ત પ્રયત્નો કરવા માંડયા. આ કાવત્રામાં હિરાસિંહના કાકા કે જેમનું નામ સુચેતસિંહ હતું તેઓ પણ સામેલ થયા. મહારાણી જીન્દાબાઇ સુચેતસિંહને પ્રધાન બનાવવા ઇચ્છતી હતી. એક દિવસ સાંજના સમયે સુચેતસિંહના કહેવાથી સરદાર જવાહિરસિંહ મહારાજા દલીપસિંહને ખાલસા સેનાની પાસે લઈ ગયો; અને સનિકો સમક્ષ તેણે કહ્યું કે " મંત્રી હિરાસિંહ મહારાજાને ઘણું કષ્ટ આપે છે. જો આપ સૌ મહારાજાનું રક્ષણ નહિ કરો તો હું મહારાજાને અંગ્રેજોના શરણે લઇ જઇશ."

જવાહિરસિંહ અંગ્રેજોનો પક્ષપાતી છે એવી વાતો પ્રથમથી જ ચર્ચાઇ રહી હતી. સૈનિકોએ આ વખતે તેના મુખથી જ અંગ્રેજોનું નામ સાંભળ્યું. સઘળા ચમકી ઉઠયા. સૈનિકોના કોપનો પાર રહ્યો નહિ. મહારાજાની સાથે જવાહિરસિંહને આખી રાત પહેરા નીચે રાખવામાં આવ્યો અને સવાર થતાં આ બાબતની ખબર હિરાસિંહને પહોંચાડવામાં આવી. હિરાસિંહે તરતજ જવાહિરસિંહને કેદ કર્યો અને તેના સૈન્યની બે પલ્ટનો કે જે કિલ્લામાં હતી તેનાં હથીઆર કબજે કરી બહાર કાઢી મૂકી. સુચેતસિંહને આમાં પોતાનું ભયંકર અપમાન સમજાયું. અપમાનનું વેર લેવા તે તૈયાર થયો પણ રાજા ગુલાબસિંહ તેને સમજાવી જમ્મુ લઇ ગયો. આ દિવસથી ખાલસા સેના સુચેતસિંહને લાહોર દરબારનો દુષ્મન માનવા લાગી. આવી રીતે હિરાસિંહે બન્ને દુષ્મનોને થોડા દિવસને માટે દબાવી દીધા પણ આ દમનની અંદર અશાન્તિની જવાળા હમ્મેશાંને માટે સળગતી રહી, કે જે જવાળાએ સમય આવતાં પ્રચંડ રુપ ધારણ કર્યું. સમય વિકટ હતો. આ સમયે પ્રત્યેક સરદારના હૃદયમાં રાજ્ય સત્તા પ્રાપ્ત કરવાની પ્રબળ લાલસા ઉત્પન્ન થઈ હતી. એ લાલ-

સાના પરીણામે તેમના હૃદયમાંથી સારૂં-નરસું પારખવાની શકિત-બુદ્ધિ પણ નષ્ટ થઇ હતી.

સરદારો સ્વાર્થ સાધવાને અનેક કારસ્થાનો રચી રહ્યા હતા. ખાલસા સેનાનું પ્રબળ વધતું હતું, લાહોરમાં હમેશાં નવાજુની થયા કરતી. જમ્મુ જઇ રહેલો ગુલાબસિંહ પણ સત્તા પ્રાપ્ત કરવાને પ્રબળ પ્રયત્નો કરી રહ્યો હતો. તેણે લાહોર દરબારમાં એક બનાવટી પત્ર લખીને જણાવ્યું કે "કે મહારાજા રણજીતસિંહના બે પુત્રો કુંવર પિશોરાસિંહ અને કાશ્મીરાસિંહ સિન્ધાનવાલા અતરસિંહને મળી રાજ્ય પ્રાપ્ત કરવાનું કાવત્રુ રચી રહ્યા છે."

કુંવર કાશ્મીરાસિંહ અને પિશોરાસિંહની પાલક માતાનું નામ દયાકોર હતું. ગુજરાતના સરદાર સાહેબસિંહ દયાકોરના પતિ થતા હતા. સાહેબસિંહના મૃત્યુબાદ મહારાજા રણજીતસિંહે ચદર ડાલવાની રીતીને અનુસરીને તેની સાથે વિવાહ કર્યો હતો. રાણી દયાકોરે પોતાને પુત્ર નહિ હોવાથી કાશ્મીરાસિંહ અને પિશોરાસિંહને તેમના માબાપ પાસેથી ખરીદીને પોતાના પુત્રો બનાવ્યા હતા. મહારાજા રણજીતસિંહ આ બન્ને પુત્રોને પોતાના ઔરસ પુત્ર સમાન માનતા અને બન્નેને શ્યાલકોટની જાગીર આપી હતી.

હિરાસિંહે ઉપર પ્રમાણેનો પત્ર મળતાંજ બન્ને કુંવરોના દમનને માટે સેના મોકલી. ખાલસા સેના મહારાજા રણજીતસિંહના પુત્રો તરફ ઘણા માનની નજરથી જોતી હતી. તેને શંકા થઈ કે હિરાસિંહે મોકલેલી સેના કદાચ એ બે ભાઇઓને મારી નાખે. ગુલાબસિંહનું ગૃહ કલેશ વધારવાનું કાવત્રુ સફળ થયું. હિરાસિંહની સેના આવી પહોંચે એ પહેલાં તો ખાલસા સેનાએ હિરાસિંહને એક મહેલમાં કેદ કરી લીધો. હિરાસિંહે બન્ને કુમારોને કંઇપણ

હાની નહિ કરવાનું વચન આપ્યું ત્યારે ખાલસા સેનાએ તેને મૂક્ત કર્યો. આ પછી ગુલાબસિંહે પોતાના સૈન્ય સાથે જઈ બન્ને કુંવરોની જાગીરો જપ્ત કરી. બન્ને કુંવરો નાશી છૂટયા. થોડા દિવસ પછી ગુલાબસિંહ તે બન્નેને સમજાવી પોતાને ત્યાં લઇ આવ્યો અને તેમને નજરકેદ રાખી તેણે લગભગ એક લાખ રૂપીઆ તેમની પાસેથી લીધા. આ બધી વાતની ખબર પડતાં ખાલસા સેનાએ તે બન્ને કુંવરોનો પક્ષ લીધો. ગુલાબસિંહ ગભરાયો. કહેવામાં આવે છે કે તે બન્ને પાસેથી વીસ હજાર રૂપીઆ નજરાણું લઇ ગુલાબસિંહે તેમને છોડી દીધા. આટલું મળતાં પણ ગુલાબસિંહના હૃદયને સંતોષ થયો નહિ. પાયદળ લશ્કરનો એક વખતનો સૈનિક કે જે મહારાજા રણજીતની કૃપાના પરીણામે મોટો સરદાર અને જમ્મુનો જાગીરદાર બન્યો હતો; તે ગુલાબસિંહ પોતાની સ્વાર્થ લાલસા પૂર્ણ કરવા અને શીખ સરદારોમાં વિદ્રોહાનલ જગાડવા આકાશ—પાતાળ એક કરી રહ્યો હતો.

અશાન્તિએ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું હતું. કોઇનાથી રાજ્ય વ્યવસ્થા પ્રત્યે ધ્યાન અપાતું નહિ. નિરંતર નવનવા પ્રપંચો અને ઉપદ્રવો ચાલુ હતા. આ સમયનો લાભ મેળવી મુલતાનના સૂબા મૂળરાજે લાહોર દરબારને કર આપવાનું બંધ કરી મુલતાનને સ્વતંત્ર રાજ્ય જાહેર કર્યું. અંદર અંદરના ઝઘડાના કારણે ખર્ચ પણ વધી ગયું. ખાલસા સૈન્યના પગારો ચઢી ગયા હતા. કાશ્મીરમાં રહેલો સુચેતસિંહ પણ શાન્ત બેઠો નહોતો.

ખાલસા સૈન્ય અને કેટલાક સરદારો સાથે પોતાની સ્વાર્થ સિદ્ધિને માટે તે વાટાઘાટ ચલાવી રહ્યો હતો. સરદારો અને સૈનિકોએ તેને બોલાવી મંત્રીપદ સ્વિકારવાનું કહ્યું. હિરાસિંહને આ વાતની

ખબર પડતાં ખૂબ ચિંતા થઇ. તરતજ તે ખાલસા સેના સમક્ષ આવ્યો અને પ્રત્યેક ઘોડેસ્વાર અને પાયદળ સૈનિકને એકેક સોનાનું કડુ અને પ્રત્યેક સરદાર—અફસરને સોનાના કંઠા આપવાનું વચન આપી કહ્યું કે, " મારા બહાદુર મિત્રો ! આપ સૌ અત્યારની પરિસ્થિતિથી પૂરેપૂરા વાકેફ છો. આપણી સામે અત્યારે વિકટ પ્રસંગ ઉભો છે. આ ગૃહકલહનું પરીણામ પંજાબના પતનમાં વિરમશે એવી શંકા પ્રતિપળે થયા કરે છે. દુષ્મનો લાગ તપાસી રહ્યા છે. દેશદ્રોહીઓ પંજાબને પરતંત્ર કરવાના સંદેશા દુષ્મનો સાથે ચલાવી રહ્યા છે. આ સ્થિતિમાં આપણે કંઇપણ પગલું ભરતાં પહેલાં ખૂબ વિચાર કરવાની જરૂર છે. આ કારણથી હું તમારી પાસે હાજર થયો છું. તમારી નજરમાં જો હું દોષને પાત્ર જણાયો હોઉં તો આ મારી તલ્વાર લ્યો અને તેનાથી મારૂં શીર ઉડાવી દયો. બહાદુરો ! હું તમારા હાથથી મરવાને ઘણો જ ખુશી છું પણ મારા કાકા અને તેના ફીરંગી દોસ્તોના હાથે મરવા ખુશી નથી. ભાઇઓ ! બોલો શું કરવા વિચાર છે ? જો હું આપનો વિશ્વાસ પાત્ર હોઉં તો મને મદદ કરો. અત્યારે કોઇનો ભરોસો રાખી શકાય એમ નથી. પંજાબમાં દેશદ્રોહિઓની વૃદ્ધિ થઇ રહી છે, શીખ જાતીની ઈજ્જત સ્વતંત્રતા તમારા હાથમાં છે. "

હિરાસિહના આ બોલવાની અસર બરાબર થઇ, ખાલસા સેના તેની શત્રુ મટી સ્હાયક બની. ખાલસા સેનાએ સુચેતસિંહને તેના માણસો સાથે ચાલ્યા જવાનું સૂચવ્યું, પણ સ્વાર્થ વશ બનેલા એ સરદારે સૂચનાનો અસ્વિકાર કર્યો.

ખાલસા સેનાએ તરતજ તેના નિવાસ સ્થાનને ઘેરી લીધું. તેનો મુકામ એક જુની મસ્જીદમાં હતો. તેના સાથીઓ સાથે સુચેતસિંહ

મસ્જીદમાં ઘેરાયો. શીખસેનાએ તોપ–બંદુકોનો મારો શરૂ કર્યો. સુચેતસિંહ અને તેના સાથીઓ મરણીયા બની ખાલસા સૈનિકો પર તૂટી પડયા, પણ ઘણાની આગળ થોડાનું શું ગજું? સુચેતસિંહ અને તેના સાથીઓ પૂર્ણ પરાક્રમ બતાવી રણમાં પડયા. હિરાસિંહે પોતાના કાકાના શબની પૂર્ણ માનથી અંત્યેષ્ટિ ક્રીયા કરી. સુચેતસિંહના મરણથી સરદાર જવાહિરસિંહને ઘણું લાગી આવ્યું. તે તેના જમણા હાથરૂપ હતો. જવાહિર લાહોરમાં પોતાની સલામતી નહિ સમજવાથી અમૃતસર ચાલ્યો ગયો. પણ ત્યાં તે શાન્ત બેસી રહ્યો નહિ. અમૃતસરમાં રહેતા અકાલી ભૈયા–બાબા–પુરોહિત–ગુરૂઓ વગેરેને મળી તેણે ષડ્યંત્ર રચવા માંડયું.

આ સ્થળે જવાહિરને લાલસિંહનો મેળાપ થયો. લાલસિંહ દુષ્ટ વૃત્તિનો માણસ હતો. સ્હાયકો અને મિત્રોના વિશ્વાસઘાતમાં તે પોતાની ઉન્નતિ માનતો. રાજા ધ્યાનસિંહની કૃપાના પરીણામે લાહોર દરબારમાં તેને સ્થાન મળ્યું હતું. હિરાસિંહ સાથે તેને ગાઢ મિત્રતા હતી. હમેશાં તે હિરાસિંહની સાથે રહેતો, પણ તેની આ મિત્રતા "હાથમાં માળા અને બગલમાં છૂરી" સમાન હતી. સ્વાર્થ સિવાય તે કોઈની મિત્રતા કરતો જ નહિ. ઉપરથી સફેદ દેખાવના અને અંદરથી કાળા હૃદયના આ મિત્રની કોઇને ખબર પડી નહિ. અમૃતસરમાં તેણે જવાહિરને મળી હિરાસિંહનું કાશળ કાઢવાની પેરવી કરવા માંડી. બન્નેની આ તૈયારી આબાદ નિવડી. કાવત્રુ સફળ થયું. ખાલસા સેના હિરાસિંહની વિરોધી બની. છેવટે હિરાસિંહ અને તેનો સાથી એક પંડીત ખાલસા સેનાને હાથે માર્યા ગયા. હિરાસિંહના મૃત્યુ બાદ જવાહિરસિંહને મંત્રિપદ પ્રાપ્ત થયું, પરંતુ તેનાથી મંત્રિપદનો ઉપયોગ ઘણા દિવસ સુધી કરી શકાયો નહિ. તેના મંત્રીપદ દર્મિયાન પંજાબમાં ચારે તરફ ઘોર અશાન્તિની જ્વાળાઓ ભભુકી નીકળી હતી. મહારાજા રણજીતસિંહની

ઉપપત્નિના પુત્ર પિશોરાસિંહનો ઘાટ ઘડવાનો દાવ જવાહિરસિંહ શોધી રહ્યો હતો. નવા મંત્રીના આ વિચારમાં ગુલાબસિંહ સંમત હતો. આમ કરવામાં તેનો સ્વાર્થ છૂપાએલો હતો. તેનો પ્રથમ સ્વાર્થ તો એ હતો કે પિશોરાસિંહ જો મરણ પામે તો જમ્મુ રાજ્યમાં આવેલી તેની જાગીર પોતાને મળે. બીજો સ્વાર્થ એ હતો કે ખાલસા સેના રણજીતસિંહના આ પુત્ર પ્રતિ માનની નજરથી જોતી હતી; તેથી જો પિશોરાસિંહ માર્યો જાય તો ખાલસા સેનાના હાથથી જવાહિરસિંહ પણ માર્યો જાય. આવી રીતે એક કાંકરે બે પક્ષી મારવાની પ્રબળ ઇચ્છા તે ધરાવી રહ્યો. આ અરસામાં પિશોરાસિંહે અટકનો કિલ્લો પોતાને સ્વાધીન લીધો, આથી તેને શિક્ષા કરવા જવાહિરસિંહે ફતેહખાં અને અટારીવાલા ચતરસિંહને સૈન્ય સાથે મોકલ્યા. પિશોરાસિંહને આ સમાચાર મળતાં તેઓની ભેટ લેવાને સજ્જ થઇને ઉભો. તેની પાસેનું સૈન્ય મોટું અને વફાદાર હતું. જવાહિરસિંહે મોકલેલા સરદારો અટક આવી પહોંચ્યા. તેમણે સૈનિકોની સંખ્યા અને વલણ જોઈ જાણી લીધું કે લડાઇ કરવાથી કંઇ વળનાર નથી. આથી તેમણે એક યુક્તિ કરી. પિશોરાસિંહને પોતે મિત્ર હોવાનું સમજાવી લડાઇની ભમણા દૂર કરી અને પછી ખુબ દિલાસા દઇ તેને પોતાની સાથે લાહોર ચાલવાની વિનંતી કરી. પિશોરાસિંહ ભોળવાયો અને બન્નેમાં વિશ્વાસ મૂકી થોડાં માણસો સાથે લઇ લાહોર જવા નીકળ્યો. માર્ગમાં એક સ્થળે મુકામ કર્યો. સ્થળ અનુકુળ માની એક રાતના તે બન્ને સરદારો પોતાની કાર્ય સિદ્ધી માટે તૈયાર થયા; અને પોતાની સાથે થોડા સૈનિકો લઈ પિશોરાસિંહના તંબુમાં પ્રવેશ્યા. પિશોરાસિંહ ગાઢ નિદ્રાને સ્વાધીન થઇ પડેલો હતો. આ સ્થિતિમાં જ અચાનક તેના હાથ-પગ બાંધી દેવામાં આવ્યા. પિશોરાસિંહે પોતાની ભયંકર દશા

અવલોકી, પણ બંધન દશામાં શું કરી શકે ? કેદીની અવસ્થામાં જ તેને અટકના કિલ્લામાં પાછો લઇ જવામાં આવ્યો અને ત્યાંજ તેને મારી નાખી તેના શબને અટક નદિમાં ફેંકી દેવામાં આવ્યું. પિશોરાસિંહની હત્યાના સમાચાર સાંભળતાં જ ખાલસા સેનામાં ક્રોધની આગ ભભુકી નીકળી. આ બધું કરાવનાર જવાહિરસિંહ છે એવી સર્વની માન્યતા થઇ ચૂકી. ખાલસાએ જવાહિરસિંહને મારી નાખવાનો નિશ્ચય કર્યો. જવાહિરસિંહને આ બાબતની ખબર પડતાં તેણે પોતાની પ્રત્યેનો અવિશ્વાસ દૂર કરવાના ખુબ પ્રયત્નો કર્યા. ખાલસા સેનાના સિપાહીઓ–આગેવાનોને મોટી મોટી લાલચો આપી, પણ ખાલસા સેના પોતાના નિશ્ચયથી લેશમાત્ર પણ વિચલિત થઇ નહિ. જવાહિરસિંહે બીજી યુક્તી આદરી. એક દિવસે જવાહિરસિંહ મહારાજા દલીપસિંહને ખોળામાં લઇ હાથી પર સ્વાર થયો. બીજા હાથી પર પોતાની બ્હેન અને મહારાજાની માતા જીન્દાબાઇને બેસારી. આ હાથીઓની સ્વારી ખાલસા સૈન્યની છાવણી આગળ આવી પહોંચી.

જવાહિરસિંહને જોતાં જ સૈનિકોના કોપની જવાળા વધુ તિવ્ર બની. અનેક સૈનિકો જવાહિરના હાથી તરફ ધસ્યા અને તેના ખોળામાંથી બાળક મહારાજાને ખેંચી લઈ જવાહિરસિંહને ત્યાંને ત્યાં જ મારી નાખ્યો. હાહાકાર થઇ રહ્યો. પોતાના ભાઈ જવાહિરના મરણથી મહારાણીને ઘણું લાગી આવ્યું. તેના આક્રંદનો પાર રહ્યો નહિ. જવાહિરસિંહના મૃત્યુ પછી પંજાબમાં સંપૂર્ણ અશાન્તિ વ્યાપી રહી. ખાલસા સૈન્યના પ્રબળથી મહારાણી અને સરદારો ડરવા લાગ્યા. કોઇ પણ ઉપાયે ખાલસાનું બળ તોડવું જોઇએ એવા વિચાર વાળા કેટલાક સરદારો અનેક પ્રયત્નો અને કાવત્રા-રચવા લાગ્યા. અવ્યવસ્થાના કારણે પ્રજામાં પણ અસંતોષ ફેલાયો હતો. પંજાબની સ્થિતિ નધણીયાતા

સમાન થઈ પડી. ગુલાબસિંહને મંત્રી થવાનું કહેવામાં આવ્યું, પણ ખાલસા સેનાના બળથી હમેશાં ભયભીત રહેનાર ગુલાબસિંહે ના પાડી. સરદાર તેજસિંહને કહેવામાં આવતાં તેણે પણ ના પાડી. આવા સમયે પંજાબના મંત્રી થવામાં ઘણું જોખમ સમાએલું હતું. પંજાબનો મંત્રી આ વખતે એજ થઈ શકે કે જેનામાં ખાલસા સેનાને પોતાને તાબે રાખવાની શક્તિ હોય, પણ એવો શકિતશાળી વીર અત્યારે પંજાબમાં કોઇ નજરે પડતો નહોતો. ખાલસા સેનાથી સરદારો એટલા તો ડરતા કે જેને જેને મંત્રીપદ માટે કહેવામાં આવ્યું તે દરેકે ચોકખી ના પાડી.

આથી મહારાણી જીન્દા કે જે બાળ મહારાજાની વતી રાજ્ય કારભાર ચલાવતી હતી, તેણે પોતાના સલાહકાર દિવાન દિનાનાથ ભાઇ રામસિંહ અને મિસર લાલસિંહની સલાહ લઇ રાજ્યનું નાવ હંકારવા માંડયું. આ ત્રિપુટીમાં લાલસિંહ સ્વાર્થી અને ભયંકર માણસ હતો. પંજાબના દુર્ભાગ્યે તેનીપર મહારાણીની કૃપા પણ વિશેષ ઉતરી હતી. સમય વિતતાં લાલસિંહ રાણીના જમણા હાથરૂપ થઇ પડયો. રાણીની ઇચ્છા તેની ઉન્નતિ કરવાની હતી. છેવટે દિવાન પદને માટે પાંચ માણસોના નામની ચિઠ્ઠીઓ નાખવામાં આવી. તેમાંની એક ચિઠ્ઠીને ઉપાડવામાં આવી. તેમાં લાલસિંહનું નામ નીકળ્યું. ખાલસા સેનાએ તેને મંત્રી તરીકે સ્વિકારવાની ચોકખી ના પાડી. રાણી અને લાલસિંહને આથી ઘણું લાગી આવ્યું. લાલસિંહે ખાલસા સેનાનું અનિષ્ટ કરવાની મન સાથે ભયંકર પ્રતિજ્ઞા કરી. રાણીએ સભા ભરી લાલસિંહને રાજાનો ઇલ્કાબ આપ્યો અને તેના મિત્ર તેજસિંહને સેનાપતિ પદ પર સ્થાપ્યો. લાલસિંહે રાજાની ઉપાધી પ્રાપ્ત કરી અને તેજસિંહ સેનાપતિ બન્યો, પણ સઘળી સત્તા ખાલસા સેનાને આધિન હોવાથી બન્ને જણા પોતાનું ધાર્યું કરી શકતા નહિ.

૪

જે સમયે પંજાબમાં આવી રીતે ખટપટ અને અશાન્તિનાં વાદળ ચારે તરફ છવાઇ રહ્યાં હતાં, તે સમયે કાર્યસાધક અંગ્રેજો શાન્ત થઇ બેસી રહ્યા નહોતા. ઇસ્ટ ઈંડીઆ કંપનીના દૂરદર્શી અંગ્રેજ કર્મચારીઓની ખાત્રી હતી કે જ્યારે ને ત્યારે શીખ લોકો સાથે રણજંગ ખેલવો પડશે. વળી તેઓ એમ પણ સમજતા હતા કે પંજાબ હસ્તગત કર્યા સિવાય ઉત્તર અને પશ્ચિમ હિંદમાં અંગ્રેજોનું રાજ્ય સલામત રહી શકશે નહિ. પંજાબની આંતરીક અશાન્તિને લઇ ને અંગ્રેજોએ પણ એવાં–એવાં કાર્ય કરવા માંડયાં કે જેથી શીખોના મનમાં ચોકકસ ઠસી ગયું કે અંગ્રેજો પંજાબને પચાવવા ઇચ્છે છે. ખાલસા સૈન્યમાં આ વાત વિશેષ પ્રમાણમાં ચર્ચાવા લાગી. વળી મહારાજા શેરસિંહના સમયમાં જે સમયે ખાલસા સેના ઉત્તેજીત થઈ ગઇ હતી અને મહારાજાને પોતાના જીવનની ભીતી ઉત્પન્ન થઈ હતી તે વખતે અંગ્રેજોએ મહારાજાને એવું કહેવરાવ્યું હતું કે " તમારી સામે થનાર સૈન્યને અમે દબાવી દેવા તૈયાર છીએ પણ તેના બદલામાં તમારે ચાળીશ લાખ રૂપીઆ અને સતલજ નદીનો દક્ષીણ પ્રદેશ અમને આપવો પડશે. " આ કહેણથી મહારાજા શેરસિંહ ભયભીત થયા. તેમને ડર હતો કે જો આ વાત પ્રકાશમાં આવશે તો ખાલસા સેના તેમના જીવનનો અંત આણશે. મહારાજાનો આ ભય ખાલી ભય નહોતો. તે વખતે શીખવીરો પૂર્ણ સ્વદેશાભિમાની હતા. વિદેશીઓને સ્વતંત્રતા વેચવાની દુષ્ટ ભાવના વાળા નહોતા. આ બાજુ અંગ્રેજો પણ તેમનાથી જાય એવા નહોતા. હિંદમાં રાજ્ય સ્થાપી જગતમાં પોતાના દેશની યશપતાકા ફરકાવવાની તેમને ઉંડી–ઉંડી પણ પ્રબળ ઇચ્છા હતી. ફાટફુટ આ દેશનો અસાધ્ય રોગ છે એ તેમણે બરાબર જાણી

લીધું હતું અને પોતાનો લાભ એમાં જ સમાએલો માની એ રોગને વધુ અસાધ્ય બનાવવા રાજ્યનિતી કુશળ રાજ્ય કર્મચારીઓ કેમ ચૂકે ?

આ અરસ્સામાં અફગાનિસ્થાનમાં રહેતા અંગ્રેજ એજંટે જાહેર કર્યું કે "અમારી સાથે થએલી પંજાબની સંધી તૂટી ગઇ છે અને તેથી અમે શીખોની પાસેથી પેશાવર છીનવી લઇ અફગાનોને ભેટ કરીશું." અગ્રેજ એજંટના આ કથનથી શીખોને માથે વિજળી પડવા જેવું થયું. તેઓ વિચારવા લાગ્યા કે "જે અંગ્રેજો સાથે મિત્રતા બાંધી છે તેઓ શું મૈત્રિનો ભંગ કરવા ઇચ્છે છે ! આ કેવી મિત્રતા ! અંગ્રેજો આ શું કરી રહ્યા છે !"

પ્રથમનાં આવી કેટલીક ઘટનાઓથી શીખોના હૃદયમાં અંગ્રેજો પ્રત્યે થોડો–થોડો અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો. અંગ્રેજોએ પ્રતિજ્ઞા કરી હતી કે શીખ રાજ્યની નજીકમાં અંગ્રેજી છાવણી બનાવવામાં આવશે નહિ; પણ સમય વિતતાં અંગ્રેજો એ પ્રતિજ્ઞા ભૂલી ગયા હોય એમ જણાયું. શીખ રાજ્યધાની લાહોરની નજીક લુધીઆણામાં તેમણે અંગ્રેજી છાવણી બનાવી. સંવત ૧૮૬૫ ની સાલમાં લાહોરની પડોશમાં બે સ્થળે બે અંગ્રેજી બળવાન સેના રાખવામાં આવી. એકવાર અંગ્રેજોએ ઇરાન પર ચડાઇ કરવાનું બ્હાનું બતાવી ફિરોજપુરમાં અરાઢ હજાર સૈન્યની છાવણી નાખી હતી. ફિરોજપુર લાહોરથી બહુ દૂર આવેલું નહોતું. પ્રથમ ફિરોજપુર મહારાજા રણજીતસિંહના રાજ્યમાં હતું. પંજાબ કેશરી મહારાજા રણજીતસિંહના સમયમાં ફિરોજપુર રાણી લછમનકોરને આધિન હતું. રાણી વિધવા અને નિઃસંતાન હોવાથી એક રાજ્ય લોભીએ તેનું રાજ્ય લઇ લેવાની તૈયારી કરી હતી. પણ મહારાજા રણજીતસિંહે તેને મદદ આપી શત્રુથી તેનું રક્ષણ કર્યું હતું.

રાણીના મૃત્યુ બાદ અંગ્રેજોએ ફિરોજપુર રાજ્ય ઉપરનો શીખોના અધિકારનો અસ્વિકાર કરી ફિરોજપુરને પોતાના રાજ્યમાં મેળવી દીધું. એ ફિરોજપુરમાં અંગ્રેજોની બાર હજાર સેના રાખવામાં આવી. સેના રાખતી વખતે કહેવામાં આવ્યું હતું કે આ સૈન્ય ફક્ત એક વર્ષને માટે રાખવામાં આવે છે, પણ વર્ષ પૂરૂં થતાં સેના ત્યાંથી ઉઠાવવામાં આવી નહિ. વિશેષમાં અફગાનિસ્થાન સાથે યુદ્ધ થયા પછી તો તે છાવણી ત્યાં કાયમની બની ગઇ. વળી ફિરોજપુર–લુધીયાણા ઉપરાંત અંબાલા અને અન્ય પ્હાડી સ્થાનોમાં પણ લશ્કરી છાવણીઓ બનાવવામાં આવી. સને ૧૮૩૮ની સાલમાં સરહદ પર અંગ્રેજોનું લશ્કર કેવળ પચ્ચીસો માણસોનું હતું. લોર્ડ ઓકલાંડના સમયમાં તે લશ્કર વધીને આઠ હજારનું થયું અને પછી તો હાર્ડિંજના સમયમાં બત્રીસ હજાર થયું, છ તોપો ને બદલે અડસઠ તોપો સરહદ પ્રદેશ પર ગોઠવવામાં આવી. આ બધી હિલચાલ કરવાના કારણમાં અંગ્રેજો જણાવતા કે "અમારા રાજ્યની રક્ષાને માટે આમ કરવું અમે જરૂરી માનીએ છીએ." ઇસ્ટ ઇંડીઆ કંપનીના રાજ્ય શેત્રંજના ખેલાડીઓ ગમે તે કહે પણ શીખોની ખાત્રી થઇ ચૂકી હતી કે ચારે તરફની અંગ્રેજોની આ તૈયારી કેવળ પોતાના રાજ્યની રક્ષાને માટે નથી પણ કંઇક ગુપ્ત ઉદ્દેશ પાર પાડવાને માટે છે. કદાચ પંજાબ રાજ્ય સ્વાહા કરવાનો પણ તેમનો ઇરાદો કેમ નહોય ? આ શંકા દિવસે—દિવસે પ્રબળ થતી ગઇ. આ સઘળા કારણો ઉપરાંત શીખોને ઉશ્કેરવાનું બીજું પણ કારણ એ હતું કે, કુમાર નૌનિહાલસિંહના સમયમાં કેટલાક અંગ્રેજ રાજકર્મચારીઓ એવું બોલ્યા હતા કે " કુમાર નૌનિહાહાલસિંહના મૃત્યુ પછી પેશાવરને પંજાબથી જુદું પાડી તે વખતના

કાબુલના અમીર શાહસુજાને ભેટ કરવામાં આવશે." અફગાન યુદ્ધ પછી વળી એવા સમાચાર વિજળીના વેગે પંજાબમાં ફેલાયા કે "અંગ્રેજોએ સતલજ નદીપર વ્હાણોનો પુલ બનાવવા માટે મુંબાઈથી અનેક વ્હાણ મંગાવ્યાં છે; અને મુલતાન પર ચડાઇ કરવાને માટે સિંધમાં પાંચ હજાર સૈનિકો એકત્ર કર્યા છે." આવી અફવાઓ ધીમે ધીમે ભયંકર સ્વરૂપ પકડવા લાગી. શીખોના હૃદયમાં અંગ્રેજો પ્રતિ ઘૃણા ઉત્પન્ન થઇ. સને. ૧૮૬૦ની સાલમાં મેજર બ્રાડફુટ નામક સાહેબ એજંટ પદ પર નિયુક્ત થયો. શીખ લોકો આ એજંટથી ઘણા નારાજ હતા. કારણકે આ એજંટે એજંટ પદ પર આવ્યા પછી તરતજ લાહોર રાજ્યનાં આધિન પતિયાલા અને સતલજ પાસેનાં રાજ્યોને અંગ્રેજોનાં રક્ષીત બનાવ્યાં. આટલું કરીને પણ તે એજંટ સાહેબે શાન્ત નહિ બેસતાં જાહેર કર્યું કે "મહારાજા દલીપસિંહ ના મૃત્યુ બાદ અથવા કોઇ કારણથી એ રાજ્યભ્રષ્ટ થતાં શીખ રાજ્યોના અધિકારીઓ અંગ્રેજી રાજ્યને સ્વાધિન થઇ જશે." આવી અનેક નાની-મોટી વાતો-અફવાઓથી શીખોની અંદર ધુંધવાતો અગ્નિ ધીમે ધીમે પ્રચંડ રૂપ ધારણ કરવા લાગ્યો. આવી અફવાઓ-વાતો ફેલાવવામાં ખાલસા સૈન્યનું બળ તોડવા આતુર બની રહેલા અને સ્વાર્થી તૃષ્ણા પરિપૂર્ણ કરવા ઇચ્છતા દેશદ્રોહી શીખ સરદારોનો હિસ્સો કંઇ ઓછો નહોતો આવાં અનેક કારણ હોવા છતાં શીખ સેનાએ ધૈર્યનો ત્યાગ કર્યો નહિ.

કટકપુરા નામક સ્થાનમાં રહેતા શીખ ઘોડેસ્વારો પર એજંટ સાહેબે ચડાઈ કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી. આમ છતાં પણ શીખો શાન્ત રહ્યા. આ વખતે અંગ્રેજોનાં નાનાં નાનાં વ્હાણ સતલજ નદીમાં આવ જાવ કરતાં હતાં. ફિલૌરનાં કિલ્લાની પાસેજ

શીખોની ગગન વિદારી તોપોની સામે એક જહાજ લંગર નાખી ઘણા દિવસ સુધી પડી રહ્યું, પણ શીખોએ તેની તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. શીખોના આ શાન્ત સ્વભાવની કેટલાક સહૃદયી અંગ્રેજોએ મૂક્ત કંઠે પ્રશંસા કરી હતી, પરંતુ મેજર બ્રાડફુટ સાહેબ શીખોની આ શાન્તિ સહન કરી શક્યા નહિ.

ખટપટ કાવત્રાં પૂર જોસથી ચાલી રહ્યાં હતાં. પંજાબની ભયાનક ભાગ્યદેવી ભયંકર ખેલ ખેલી રહી હતી. મુલતાનનો દિવાન મુલરાજ શીખ દરબારને આધિન હતો, તેણે શીખ દરબારની આજ્ઞાનો ભંગ કરી અંગ્રેજોની સ્હાયતા માગી. કાર્ય સાધક બ્રાડફુટ સાહેબે તેને સ્હાય કરવાનું કહ્યું. શીખોના હૃદયને આથી સખ્ત આઘાત થયો.

મેજર બ્રાડફુટ સાહેબ ઉપરાંત સિંધ પર વિજય પ્રાપ્ત કરનાર નેપીઅર સાહેબે પણ શીખોને ઉશ્કેરવામાં કંઇ બાકી રાખ્યું નહિ. સને ૧૮૪૫ ની સાલમાં કેટલાક શીખ ઘોડેસ્વારો લુંટારાઓની પાછળ પડયા હતા. એ સ્વારો સિંધ પ્રદેશની નજીક આવી પહોંચ્યા. તરતજ નેપીઅર સાહેબે સીમા પ્રવેશનો આરોપ મૂકી તે ઘોડેસ્વારો પર આક્રમણ કર્યું. નેપીઅર સાહેબની ઇચ્છા સિંધની પાસે અંગ્રેજોની છાવણી બનાવવાની હતી. આ ઇચ્છા તેમણે સરકારને વિદીત કરી હતી, પણ સરકારે સંમતિ આપી નહોતી. આમ છતાં પણ નેપીઅર અને બહાદુર બ્રાડફુટ શાન્ત બેઠા નહિ.

તેઓ એક પગલું આગળ વધ્યા. આ પગલું ભરતાં તેમણે પરીણામનો કંઇ પણ વિચાર કર્યો નહિ. મેજર સાહેબે લુધીયાણાની નજીકના બે શીખ પ્રદેશોને અંગ્રેજી રાજ્યમાં મેળવી દીધા. શીખ દરબાર તરફથી પૂછવામાં આવતાં એમ જણાવવામાં આવ્યું કે "અંગ્રેજી રાજ્યના ગુન્હેગારો એ પ્રદેશમાં ભરાઈ રહેતા હોવાથી આમ કરવાની જરૂર હતી."

પ્રશ્ન એ થાય છે કે મેજર સાહેબને આ પ્રદેશ લેવાની શું જરૂર હતી? શીખ રાજ્ય તેમનું મિત્ર રાજ્ય હતું. મિત્ર રાજ્ય પાસેથી અંગ્રેજી હદના ગુન્હેગારો મેળવવાનું કાર્ય કંઇ મુશ્કેલ નહોતું. પરંતુ મેજર સાહેબના હૃદયની વાત તો કંઇજ જુદીજ હતી.

સહનશીલતાની પણ કંઇક સીમા હોય છે. કાષ્ટને ખૂબ ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. આવી અનેક ઘટનાઓથી શીખ સૈનિકોનું લોહી ઉકળી રહ્યું હતું. વળી દેશદ્રોહી સરદારો શીખ સૈન્યનું બળ તોડવા અને પોતાનો સ્વાર્થ પરીપૂર્ણ કરવા શીખ સૈન્યને અંગ્રેજો સાથે લડવાને વારંવાર ઉશ્કેરતા હતા. સરદારોમાં લાલસિંહ અને તેજસિંહ ઘણા દુષ્ટ હતા. જેનાથી પોતે સુખી થયા હતા તેનુંજ સર્વનાશ કરવાને ઇચ્છતા હતા.

દુષ્ટ લાલસિંહે મહારાણીને ખૂબ સાચું જુઠું સમજાવી સૈનિકો પ્રત્યે અવિશ્વાસી બનાવી હતી. શીખ રાજ્ય અને મહારાણીને વફાદાર હોવાનો દાવો ધરાવનારા એ બન્ને સરદારોનાં હૃદય અંદરથી કાળાં હતાં. પરસ્પરના અવિશ્વાસ--દ્વેશ સ્વાર્થ વગેરેના કારણે રાજ્યવ્યવસ્થા શિથીલ થઇ પડી હતી. રાજ્ય કોષ ખાલી થઇ ગયો હતો. કોઇને રાજ્યની પડી નહોતી. રાજ્યમાં લાલસિંહ અને તેજસિંહ કર્તા–હર્તા થઇ પડયા. શીખ સેના આ વખતે ન જાણી શકી કે ઉપરથી દેશભક્તિનો ડોળ કરતા એ સરદારો અંદરથી ભયંકર ભુજંગ સમાન વિષધારી છે. એકાએક વાત ઉડી કે સતલજની દક્ષિણ અને પૂર્વ બાજુથી અંગ્રેજી સેના આગળ વધી રહી છે અને એ તરફના શીખ રાજ્યમાં પ્રવેશી ત્યાંની પ્રજાને હેરાન કરી રહી છે. શીખ સેનાની ખાનાખરાબી કરવા ઇચ્છતા દેશદ્રોહી સરદારોએ આ વાતને વજનદાર બનાવવા કેટલીક બનાવટી ચીઠ્ઠીયો

બનાવી ખાલસા સેનાને બતાવી. આ પછી પૂછવુંજ શું! ધુંધવાતા અગ્નિનો ભડકો થયો. સને ૧૮૪૫ ના નવેમ્બર માસની શરુઆતમાં લાલસિંહે શાલીમાર બાગમાં સરદારો અને અમલદારોની એક મોટી સભા એકત્ર કરી. આ સભામાં કારભારી દિનાનાથે એક ચિઠ્ઠી વાંચી સંભળાવી. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો. “ સતલજની દક્ષિણે ખાલસાનો જે મુલક આવેલો છે ત્યાંના નિવાસીઓ પ્રત્યે અંગ્રેજ અમલદારો પોતાની રૈયત સમાન વર્તાવ કરી રહ્યા છે અને તેઓ પાસેથી કર લેવા ઇચ્છે છે. પેશાવર અને કાશ્મીરમાં રાજ્ય વ્યવસ્થા બરાબર ચાલતી નહિ હોવાના કારણે ત્યાંથી રાજ્યનો કર વસુલ કરી શકાતો નથી. સમસ્ત રાજ્યમાં અરાજકતા વ્યાપી રહી છે. ”

ચિઠ્ઠી વાંચી દિનાનાથે સરદાર લાલસિંહ તરફ જોયું. લાલસિંહે કંઇક નેત્ર સંકેત કરવાથી પુનઃ કારભારીએ સભાને ઉદ્દેશી બોલવા માંડયું, “ શીખ સામ્રાજ્યના બહાદુર વફાદાર સરદારો અને અમલદારો! અત્યારની પરિસ્થિતિથી આપ સૌ સંપૂર્ણ વાકેફ છો. સ્મરણમાં રાખજો કે આપણા મહારાજા બાળક છે. આ વખતે સમસ્ત શીખ પ્રજાનું સ્વમાન અને સાચું કર્તવ્ય શું છે એ દરેક રાજયભક્ત શીખ સારી રીતે સમજે છે એટલે એ સંબંધમાં અત્યારે વિશેષ કાંઇ કહેવાની આવશ્યકતા નથી. અત્યારે આપણી સમક્ષ વિકટ પ્રસંગ ઉભો થયો છે. શીખ સામ્રાજ્ય અને તેની શક્તિની રક્ષા કરવાને જો આપણે બેદરકાર બનીશું તો તેનું પરીણામ દુઃખદાયી–ભયંકર આવશે. સરદાર લાલસિંહ અને સેનાપતિ તેજસિંહની ઇચ્છા અંગ્રેજો સાથે યુદ્ધ કરવાની છે. મહારાણી પણ સંમત છે. ”

દિનાનાથે આ મતલબનું બોલી પોતાનું ભાષણ બંધ કર્યું. સરદારો–અમલદારોએ પણ યુદ્ધનો નિશ્ચય જાહેર કર્યો. આ પછી

થોડા દિવસે શીખ સરદારો—અમલદારો મહારાજા રણજીતસિંહના સમાધી સ્થળ આગળ એકઠા થયા. ત્યાં લાલસિંહ અને તેજસિંહને સૈન્ય તથા રાજ્ય સંબંધી બીજા કેટલાક અધિકાર સોંપવામાં આવ્યા. આ કાર્ય થઇ રહ્યા પછી ખાલસાના તમામ સરદાર અને સૈનિકોના પંચોએ ગ્રંથસાહેબ તથા અન્ય ધાર્મીક ગ્રંથોને સ્પર્શ કરી પ્રતિજ્ઞા લીધી કે "અમે સૌ મહારાજા દલીપસિંહને વફાદાર—રાજ્યભક્ત રહી રાજા લાલસિંહ અને તેજસિંહની આજ્ઞા માન્ય કરીશું." પ્રતિજ્ઞા થઇ રહ્યા પછી પ્રસાદ વ્હેંચવામાં આવ્યો. સાએ ગ્રંથસાહેબનાં પવિત્ર વચન ઉચ્ચારી પુણ્ય પ્રાપ્ત કર્યું.

યુદ્ધની તૈયારીઓ ધમધોકાર ચાલવા માંડી. છેવટે તા. ૧૭ મી નવેમ્બર સને ૧૮૪૫ ના રોજ નીચેનાં ચાર કારણો દર્શાવી શીખોએ અંગ્રેજો સાથે યુદ્ધ જાહેર કર્યું (૧) અંગ્રેજી સૈન્યે સતલજની આગળ વધી પંજાબ પર ચડાઇ કરવાની પ્રથમ તૈયારી કરી છે. (૨) ફિરોજપુરના અંગ્રેજી ખજાનામાં રાજા સુચેતસિંહના જમા પડેલા અરાઢ લાખ રૂપીઆ લાહોર દરબારના માગવા છતાં અંગ્રેજ અફસરો આપતા નથી. (૩) મૃતરાજા સુચેતસિંહની સંપત્તિપર લાહોર દરબારનો અધિકાર છે. (૪) સતલજની દક્ષિણે ખાલસાના આવેલા પ્રદેશમાં કંપની સરકારે શીખ સૈન્યને આપતા જવાની મનાઇ કરી છે.

દેશદ્રોહી શીખ સરદારોએ અંગ્રેજોના મનમાં પણ ખાલસા સૈનિકો પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો. દુષ્ટ સરદારો એક તરફથી અંગ્રેજોને શંકાશિલ બનાવતા અને બીજી બાજુએ શીખોને ઉશ્કેરતા. તેમના આ પ્રયત્નો બરાબર સફળ થયા. ઘણાં વર્ષોથી શીખોના હૃદયમાં ધુંધવાતો અગ્નિ પ્રચંડ સ્વરૂપે બહાર પ્રગટી નીકળ્યો. ખાલસા સેનાની સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી હતી કે હવે યુદ્ધ સિવાય બાળ મહારાજાના રાજ્યની રક્ષા થઇ શકશે નહિ. વળી આવા સમયે

ઇસ્ટ ઇંડીઆ કંપનીના કર્મચારીઓના વ્યવહાર-વર્તાવ સાથે દેશદ્રોહી શીખ સરદારોની વારંવારની ઉશ્કેરણીથી ખાલસા સેનાની ચોક્કસ માન્યતા થઇ ચૂકી હતી કે હવે હથીઆર હાથમાં પકડયા સિવાય પંજાબની સ્વતંત્રતા જાળવી શકાશે નહિ. આવી સંપૂર્ણ માન્યતાના પરીણામે છેવટે ખાલસા સેનાએ પોતાની સ્વર્ગતુલ્ય જન્મભૂમિના ગૌરવ અને સ્વતંત્રતાની રક્ષાને માટે કંપની સરકાર સામે યુદ્ધ જાહેર કર્યું.

૫

શું છે દોષ વસંતનો નવ ઉગે પત્રો કદી કેરડે ?
શું છે દોષ રવિતણો ઘુવડ ના દેખે કદી દીવસે ?
શું છે દોષ સુવૃષ્ટિનો નવ પડે ધારા બપૈયા મુખે ?
જે પૂર્વે વિધીએ લખ્યું નશીબમાં તે કોણ રે ફેરવે ?

દેવભૂમિ ભારતવર્ષમાં પરિવર્તન યુગની શરૂઆત થઇ ચૂકી હતી. દિનપ્રતિદિન નવનવા ફેરફારો થતા હતા.

મહારાજા પૃથ્વીરાજના પતન પછી હિંદનું ગૌરવ સદાને માટે ગુમ થયું. મોગલ સમ્રાટ ઔરંગઝેબના મૃત્યુની સાથેજ મુસલમાનોનાં બળ-પરાક્રમ સદાને માટે અદશ્ય થયાં. હિન્દુ મુસલમાનો હવે એકજ સ્થિતિમાં-દશામાં આવી પડયા હતા. જે વિદેશી વ્યાપારીઓને પોતાની કોઠીઓ નાખવા અને વ્યાપાર કરવાની પરવાનગી મેળવતાં અનેક અડચણો અને સંકટોની સામે થવું પડતું, તે વ્યાપારીઓએ હવે રાજરાજેશ્વરનું મહાન પદ પ્રાપ્ત કર્યું હતું. પોતાના બુદ્ધિ-બળ અને સાહસના પરિણામે સત્તાધિશ બનેલા એ વેપારીઓ અનેક રાજા-મહારાજાઓને કાષ્ટનાં પુતળાંની માફક નચાવી રહ્યા હતા.

જે મોગલ સમ્રાટના ધન-ઐશ્વર્યની પરદેશીઓને અદેખાઇ આવતી અને જેની કૃપા મેળવવા તેઓ આતુર બનતા, તે મોગલ

સમ્રાટના વંશજો હવે ઓશીયાળાની માફક પોતાના ઉદર નિર્વાહને અર્થે અંગ્રેજ અફસરોના મુખ સામે દીનતાથી જોઇ રહ્યા હતા. હિંદુ-મુસલમાનો એક બીજાના ભયંકર શત્રુ બની ખૂબ લડયા. પરીણામ શું આવ્યું ? તાકાત હતી તેટલી ગૂમાવી. નિર્બળ બન્યા. સર્વસ્વ ખોયું. ભવ્ય ભારતમાતાના પગમાં સદાને માટે ગુલામીની જંજીરો પહેરાવી.

વ્યાપારીઓની તૃષ્ણાનો કદી અંત આવતોજ નથી. ભારતનાં અનેક દેશી રાજ્યો વેપારીઓની રાજ્ય તૃષ્ણાની ક્ષુધામાં સ્વાહા થઈ ચૂકયાં હતાં, અને બાકી રહેલાં રાજ્યોના પાયા ડગમગતા હતા. ગોરા સિંહની ગર્જનાથી રાજા--મહારાજાઓ થરથર ધ્રુજતા અને પોતાનાં રાજ્ય સિંહની ક્ષુધામાં સ્વાહા થઇ જશે કે શું ? એવી શંકાઓ પ્રતિપળે તેમના મનમાં થયા કરતી હતી. કંપની સરકારનું ભાગ્ય બળવાન હતું. હિંદુસ્તાનમાં તેમની વિજયપતાકા ફરકી રહી હતી. આ વ્યાપારીરાજ્યમાં ધર્મપ્રસિદ્ધ હિંદુસ્થાને જે જોયું નહોતું તે જોયું છે, જે સાંભળ્યું નહોતું તે સાંભળ્યું છે અને જેની કલ્પના પણ કરી નહોતી તે બન્યું છે.

અંગ્રેજો પંજાબને હજમ કરવા ઇચ્છે છે એવી ચોક્કસ માન્યતાના પરીણામે શીખોએ અંગ્રેજો સામે યુદ્ધ પોકાર્યું. પ્રત્યેક શીખ આ યુદ્ધને સ્વતંત્રતાનું યુદ્ધ સમજવા લાગ્યો. સ્વદેશપ્રેમિ શીખોમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપ્યો હતો. ખાલસા સૈનિકો માન-અપમાન બાજુએ મૂકી નાનાથી મોટા સુધીનાં દરેક કાર્ય જાતેજ કરવા મંડી પડયા. સને ૧૮૪૫ ની સત્તરમી તારીખે યુદ્ધ જાહેર કર્યું. તા. ૧૧ મી ડીસેમ્બરે શીખ સેનાએ કુચ કરી સતલજ નદી ઓળંગી. અંગ્રેજો શીખ સૈન્યની હિલચાલ તપાસી રહ્યા હતા. તેઓએ પણ જબરી તૈયારી કરી રાખી

હતી. અંગ્રેજોના સૈન્યનો સેનાધિપતિ ડયુકઓફ વેલીંગ્ટન હતો. આ એજ વીર વેલીંગ્ટન કે જેણે વોટરલુના યુદ્ધમાં મહાન નેપોલીયનને હરાવી વિજય પ્રાપ્ત કર્યો હતો. શીખો સાથેના યુદ્ધમાં ભાગ લેવાને તે ખાસ યુરોપથી આવ્યો હતો. ભારતીય સેનાના પ્રધાન સેનાપતિ ગાફ સાહેબે આ યુદ્ધનો તમામ ભાર વેલીંગ્ટન સાહેબને સોંપ્યો હતો. શીખોની યુદ્ધ ઘોષણા સાથે અંગ્રેજોએ પણ યુદ્ધ ઘોષણા કરી. અંગ્રેજોએ યુદ્ધ કરવાના કારણમાં જણાવ્યું કે; "શીખ સેનાએ વગર કારણે અંગ્રેજી રાજય પર આક્રમણ કર્યું છે અને તેથી બ્રીટીશ રાજયનું ગૌરવ-સન્માન જાળવવા સંધીનો ભંગ કરનાર શીખોને શીક્ષા કરવાની જરૂર પડી છે. વળી આ તરફનો સઘળો પ્રદેશ કે જે મહારાજા દલીપસિંહને તાબે છે, તે પ્રદેશ અંગ્રેજી રાજયમાં હવેથી મેળવી દેવામાં આવે છે."

આવી રીતે યુદ્ધ જાહેર કરી અંગ્રેજોએ સૈન્યની ભરતી કરવા માંડી. અંબાલાથી સતલજ સુધીમાં ૩૨૪૭૬ સૈનિકો પહેલેથી જ તૈયાર રાખ્યા હતા. સતલજની તરફ શીખ સેનાના આગમનના સમાચાર સાંભળતાંજ અંબાલા-લુધીઆણા અને ફિરોજપુરના અંગ્રેજ અફસરોએ પોતાની પાસેની સેના તરતજ રવાના કરી દીધી હતી. અત્યાર સૂધી અંગ્રજોને શીખો સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. શીખોના બળથી અપરિચીત અંગ્રેજો શીખોને ઘમંડી-બળ વીનાના સમજતા. વળી તેમની એવી માન્યતા હતી કે હિંદુસ્તાની અને અંગ્રેજ સૈનિકો થોડીવારમાંજ શીખ સેનાને હરાવી નસાડી મૂકશે, પરંતુ અંગ્રેજોની આ માન્યતા યુદ્ધ થતાંજ તેમના દિલમાં દબાઇ ગઇ.

જ્યારે શીખ સેના પંજાબની સ્વતંત્રતાની રક્ષા કરવાને તત્પર થઈ

હતી, ત્યારે દેશદ્રોહી સરદાર લાલસિંહ વિશ્વાસઘાત કરવાને તૈયાર થયો હતો. શીખ સૈન્યનો સેનાપતિ લાલસિંહ હતો. સૈનિકોને તેના હૃદયમાં છૂપાએલા વિશ્વાસઘાતની ખબર કેવી રીતે પડે ? લાલસિંહે સૈન્ય સાથે સતલજ નદી ઓળંગી અને પછી તરતજ અંગ્રેજ એજંટ મી. નિકલસનને એક ગુપ્ત પત્ર પાઠવ્યો કે, "આપ સારી રીતે જાણતા હશો કે હું અંગ્રેજોનો વફાદાર મિત્ર છું ? શીખ સૈન્યને લઇને હું સતલજની આ બાજુએ આવ્યો છું. મારે હવે શું કરવું તે જણાવશો ? "

પ્રત્યુત્તરમાં નિકલસને જણાવ્યું કે, "જો તમે અંગ્રેજોના સાચા મિત્ર હો તો ફિરોજપુર ઉપર આક્રમણ કરશો નહિ અને જેટલો બને એટલો વિલંબ કરશો. તમારા સૈન્યને કેવી રીતે દોરવવું તે તમે જાણો છો."

લાલસિંહે એક આજ્ઞાધિન સેવકની માફક આ આજ્ઞાનો સ્વિકાર કર્યો. ફિરોજપુર પર હલ્લો કરવા ઇચ્છતા સૈન્યને આગળ વધતું અટકાવ્યું. શીખ સૈન્યના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સુચતુર અંગ્રેજોની ચતુરાઇથી ફિરોજપુરની રક્ષા થઇ. ફિરોજપુરમાં આ સમયે સર જોન લીટલરની આગેવાની નીચે ફક્ત આઠ હજારનું સૈન્ય હતું. શીખ સેના જોત જોતામાં એ સૈન્યના ભૂક્કા કાઢી નાખત; પણ ખરા સમયે લાલસિંહે વિશ્વાસઘાત કર્યો.

સનિકોએ સેનાપતિને ફિરોજપુર ઉપર આક્રમણ કરવાનો વારંવાર આગ્રહ કરવા માંડયો; પણ સ્વાર્થના સાગરમાં ડૂબેલો લાલસિંહ કદાપિ એમ કરી શકેજ નહિ. તેણે વિશ્વાસુ સૈનિકોને કહ્યું કે, "ફિરોજપુરમાં રહેલા એક નાના સેનાપતિ અને તેના લશ્કરની સાથે લડવામાં હું માન સમજતો નથી. મારી ઇચ્છાતો ગવર્નર જનરલને કેદ કરી યાતો જાનથી મારી ખાલસાની કીર્તિ વધારવાની છે."

સરળ હૃદયની ખાલસા સેના પોતાના સેનાપતિની કપટ જાળ સમજી શકી નહિ. ફિરોજપુર પર આક્રમણ કરવાનો ઉત્સાહ ધરાવનાર સૈનિકોને ઉત્સાહ ભંગ કરી લાલસિંહ ફિરોજ શહેર તરફ લઇ આવ્યો અને ત્યાં છાવણી નાખી. આવો અમૂલ્ય સમય મળવાથી અંગ્રેજોએ ખૂટતી તૈયારી વિના વિલંબે કરી લીધી.

પૂરતી તૈયારી કર્યા પછી સેનાપતિ ગાફ અને ગવર્નર જનરલ હાર્ડિંજ લશ્કર સાથે આવી પહોંચ્યા. ફિરોજપુરથી લગભગ વીસ માઇલ પર આવેલા મુડકીના મયદાનમાં બન્ને લશ્કરો સામ સામે ઉભાં. રણનાં રણતૂરો વાગવા લાગ્યાં. અલ્પ સમયમાંજ યુદ્ધ શરૂ થયું. “ સત્ શ્રી અકાલ ” ની જય ગર્જના પોકારી શીખોએ તોપો દાગવા માંડી. અંગ્રેજી સૈન્યમાંથી પણ તોપોના ગોળા છૂટવા લાગ્યા. બેઉ બાજુએથી તોપોના ગોળાનો વરસાદ વરસી રહ્યો. શીખોનો ઉત્સાહ અપૂર્વ હતો. અંગ્રેજી સૈન્યની તોપોના કરતાં શીખ તોપખાનાએ ગજબ ગુજારવા માંડયો. શીખોની તોપોએ અંગ્રેજી સન્યના ચૂરેચૂરા કરવા માંડયા. જે અંગ્રેજી અફસરો શીખોને નિર્માલ્ય અને સામા નહિ ટકી શકનાર માનતા હતા તેઓ શીખોનું બળ અને તોપ વાપરવાની કળા અવલોકી આશ્ચર્ય ચકિત બન્યા. તોપોના મારથી છેવટે અંગ્રેજ સૈન્યે પાછું હઠવા માંડયું. શીખો વિજય ગર્જના પોકારતા આગળ વધ્યા. યુદ્ધનો મામલો રંગ પર ચડયો હતો. તોપોના અવાજથી આકાશ અને પૃથ્વી ધમધમી રહ્યાં હતાં. રણચંડીએ અનેક સૈનિકોનાં બળિદાન લઇ લીધાં હતાં. શીખોનો વિજય સમિપ દેખાતો હતો; પણ આ ખરા સમયે સેનાપતિ લાલસિંહ સૈન્યને ત્યજી એકાએક પલાયન કરી ગયો. તેની ધારણા એવી હતી કે સૈનિકો પોતાને નહિ જુએ એટલે નિરુત્સાહિ બની નાશ ભાગ શરૂ કરશે, પણ તેની

ધારણા નિષ્ફળ નિવડી. શીખ સૈનિકો સેનાપતિને નહિ જોતાં ગભરાયા નહિ. દેશની સ્વતંત્રતાની રક્ષા કરવાને જીવન–મરણના ખેલ ખેલતા સૈનિકો બમણા જોર અને ઉત્સાહથી રણજંગ ખેલવા લાગ્યા. “ સત્ય શ્રી અકાલ ” “ વાહ ગુરૂજી કા ખાલસા ” અને “ વાહ ગુરૂજીની ફત્તેહ ” ના અવાજ વારંવાર શીખ સૈન્યમાંથી સંભળાવા લાગ્યા.

અંગ્રેજી સૈન્યમાં પેટની વેઠને માટે જોડાએલા હિંદુસ્તાની સિપાહીઓ કે જેઓ અંગ્રેજ અફસરોની સાથે રહી અનેક લડાઇઓમાં વિજયી થયા હતા; તેઓ તો એમજ સમજતા હતા કે પોતાના સમાન કોઇ બળશાળી નથી. શીખ લોકો કંઈજ વિશાતમાં નથી. તે હિંદી સૈનિકો આ સમયે શીખ સેનાનું પરાક્રમ–યુદ્ધ કૌશલ્ય વગેરે નિહાળી સ્તબ્ધ બન્યા. તેમનો ગર્વ સદાને માટે ગળી ગયો. સેનાપતિ સિવાય લડતા સૈન્યને જોઇ અંગ્રેજ અફસરો પણ આશ્ચર્ય પામ્યા. શીખોના મારથી અંગ્રેજ સેના ખૂબ પાછી હઠી. અફસરો આગળ વધવાના ઘણા પ્રયત્નો કરી રહ્યા હતા, પણ શીખોના અસહ્ય મારથી આગળ વધી શકાતું નહોતું. શીખો તરફથી આવતા તોપોના ગોળા અનેક સૈનિકોનો સંહાર કરી નાખતા. છેવટે અંગ્રેજી સૈન્યના સૈનિકોએ બંદુકોની સંગિનો આગળ ધરી શીખો તરફ આક્રમણ કર્યું. શીખોએ અજબ વીરતાથી દુષ્મનોનો સામનો કરવા માંડયો. આખો દિવસ યુદ્ધ ચાલ્યું, છેવટે અંગ્રેજી સૈન્યનું પ્રબળ વધતાં શીખ સેનાએ પાછું હઠવા માંડયું. રાત્રિ પડી, યુદ્ધ બંધ કરવામાં આવ્યું. સેનાપતિ સિવાય લડેલા શીખ સૈન્યની બહાદુરી શત્રુઓ વખાણવા લાગ્યા. વિજયની આશાએ ઝઝુમેલા શીખો રાત્રિ પડતાં છાવણીમાં પાછા ફર્યા. આ યુદ્ધમાં અંગ્રેજોના

આઠસો ઉપરાંત સૈનિકો માર્યા ગયા. પ્રસિદ્ધ અંગ્રેજ વીર સર રોબર્ટસેલ અને સેનાધ્યક્ષ કસબીલ સદાને માટે આ પૃથ્વીપરથી વિદાય થયા. શીખોની સત્તર તોપો અંગ્રેજોના કબજે આવી હતી. દેશદ્રોહી સેનાપતિ લાલસિંહ નાશી ગયો. શીખોની વિજય આશા સફળ થઈ નહિ. અંગ્રેજો કંઈક વિજય મળવાથી ઉત્સાહી બન્યા.

શત્રુઓ પ્રતિ દયા–ઉદારતા દર્શાવવાના શુભ ગુણો કેવળ એક હિન્દુ જાતી જ જાણે છે. યુદ્ધમાં અનેકવાર હારેલા અને કેદ પકડાએલા શાહબુદ્દિન ઘોરી પ્રત્યે દયા–ઉદારતા દર્શાવનાર હિંદુ વીર પૃથ્વીરાજની ઉદારતા જગપ્રસિદ્ધ છે. સંસારમાં એવી ઓછી જાતીઓ છે કે જેણે પકડાએલા કેદીઓ પ્રત્યે દયા અને ઉદારતાનું વર્તન બતાવ્યું હોય. શીખોએ હિન્દુઓના આ અનુપમ ગુણને ગૃહણ કર્યો હતો. મુડકીના યુદ્ધમાં કેટલાક અંગ્રેજ સૈનિકો શીખોના હાથમાં કેદ પકડાયા હતા. આ કેદીઓ પ્રત્યે શીખોએ માયાળુ અને ઉદાર વર્તન બતાવ્યું હતું. શીખોના હાથે કેદ પકડાએલા કેદીઓમાં લેફ્ટન્ટ બિડલ્ફ નામક એક અંગ્રેજ કેદી થઇ પડયો હતો. એ લેફ્ટન્ટ સાહેબને હાથે પગે બેડીઓ પહેરાવી શીખ અફસરોની પાસે લાવવામાં આવ્યો, તરત જ શીખ અમલદારોએ તેની બેડીઓ કઢાવી નાખી અને હસતાં–હસતાં કહ્યું કે; " શત્રુઓની પાસેથી બદલો લેવાનું આ સ્થળ નથી. આપ સુખેથી આપની છાવણીમાં પહોંચી જાવ અને થોડોક આરામ લઈ લડવા માટે તૈયાર થાવ. "

શીખોના આવા વર્તન અને શબ્દોથી સાહેબના મનમાં વ્હેમ ઉત્પન્ન થયો કે " પાછા જતાં શીખ લોકો રસ્તામાં મારી નાખશે તો?"

શીખ અમલદારે તરત જ તેની શંકા દૂર કરવાને એક શીખને તેની સાથે મોકલ્યો. તે શીખ બિડલ્ફ સાહેબને પાંચ ગાઉ દૂર આ-

વેથી અંગ્રેજી છાવણી સૂધી મૂકી પાછો ફર્યો. શીખોના ઉમદા વર્ત-નથી બિડલ્ફ સાહેબે ગવર્નર જનરલ આગળ શીખોની તારીફ કરી.

મેજર મેકગ્રાફરે લખ્યું છે કે, " મુડકીના યુદ્ધ પછી એક વખત કેટલાક અંગ્રેજો માર્ગ ભૂલવાથી શીખોની છાવણીમાં જઈ ચડયા હતા. શીખોએ તેમની તરફ કંઇ પણ અસભ્ય વર્તન નહિ ચલાવતાં દરેકને એક એક રૂપીઓ વાટખર્ચીનો આપી વિદાય કર્યા હતા.

હવે પછીના યુદ્ધ માટે બન્ને પક્ષો તરફથી ભારે તૈયારીઓ થવા લાગી. તાજું સૈન્ય લઇ કમાન્ડર ઇન ચીફ ગાફ સાહેબ ફિરો-જપુર આવ્યા અને ત્યાંના સૈન્યમાં પોતાના સૈન્યનો ઉમેરો કર્યો. બન્ને સેનાઓ એકત્ર થવાથી અંગ્રેજી સૈન્યની સંખ્યા લગભગ અરાઢ હજારની થઇ. આ વખતે અંગ્રેજી સૈન્યમાં પાંસઠ તોપો હતી. પોતાના દેશનું ગૌરવ વધારવાની પ્રબળ ઇચ્છા ધરાવતા ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંજે પણ આ યુદ્ધમાં પોતાના મોટા પદનો મોભો–માન–પ્રતિષ્ટા વગેરે બાજુએ મૂકી સેનાપતિ ગાફની આધિન સેનામાં સૈનિકોની ટુકડીના અધ્યક્ષનું પદ સ્વેચ્છાપૂર્વક સ્વિકાર્યું હતું. આથી અંગ્રેજી સૈનિકોના ઉત્સાહમાં બમણો વધારો થયો હતો. અંગ્રેજી સૈન્યે ફિરો શહેર આગળની શીખ છાવણી તરફ કુચ કરી. શીખો તેમની ભેટ લેવા તૈયાર જ હતા. મુડકીના યુદ્ધ પછી ફિરોશહેરના રણમયદાનમાં રણચંડીનું તાંડવ નૃત્ય શરૂ થયું. શીખો અપૂર્વ ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. વિજય યા મ્હોતના નિશ્ચયવાળા શીખ સેનાનીઓ કાળ રૂપ ધારણ કરી મરણીયા બન્યા હતા. શીખોની વ્યુહ રચના અજબ હતી. અંગ્રેજી સેનાએ શીખોનો વ્યુહ તોડવાને તોપોનો કારમો મારો ચલા-વી વારંવાર એ બાજુએ હલ્લા કર્યા; પરંતુ શીખોનો વ્યુહ ભેદાયો નહિ. શીખ સૈનિકોએ પણ તોપોનો મારો શરૂ કરી દીધો હતો.

શીખોની તોપો આબાદ કામ કરી રહી હતી. એક પણ ગોળો શત્રુ-ઓના પ્રાણ સંહાર્યા સિવાય ખાલી જતો નહિ. તોપોમાંથી છુટતા અગ્નિ સમાન ગોળા અંગ્રેજોની તોપોના ટુકડા કરવા લાગ્યા. યુદ્ધ સામગ્રીથી ભરેલાં ગાડાંના ચૂરેચૂરા થઈ ગયા. એવામાં થોડાક ગોળા દારૂગોળાના સંગ્રહમાં પડતાં જ આગ સળગી ઉઠી. અંગ્રેજી સૈન્યનો દારૂગોળો સળગતાં તેમના જ સૈન્યનો સંહાર થવા લાગ્યો. અંગ્રેજી સૈન્યમાં હાહાકાર વર્તાયો. અનેક વીર સૈનિકોએ રણશયન કર્યું. અનેકના હાથ-પગ-માથાં ધડથી છૂટાં થઇ ગયાં. આવી કારમી સ્થિતિ હોવા છતાં પણ દેશની કીર્તિ વધારવા ઇચ્છતા અંગ્રેજ સેનાના વીરો પોતાની જગાએથી લગીર પણ ખસતા નહોતા. આજનું યુદ્ધ ભયંકર હતું. અંગ્રેજી સૈન્યે શીખોની છાવણી કબજે કરવા ઘણા પ્રયત્નો કર્યા. સૈનિકોના ભારે ભોગ અપાયા. પરંતુ વિજય પ્રાપ્ત થઇ શકયો નહિ. આખો દિવસ ભયાનક યુદ્ધ ચાલ્યું. કોઇને આરામ કે વિરામ નહોતો. સાંજ પડતાં તો શીખ સેનાનું જોર વધવા માંડયું. રાત્રિ પડતાં પહેલાં શીખ સેનાએ લીટલર સાહેબની સરદારીવાળા સૈન્ય તરફ પ્રબળ ધસારો કરી એ તરફનો વ્યુહ તોડી નાખ્યો. હવે વધુવાર ટકી શકાશે નહિ ધારી લીટલર સાહેબ અને તેના સૈનિકો ત્યાંથી નાશી છૂટયા. સરદાર વાલસ સાહેબ અને તેની બે પલ્ટનોને પણ પોતાની જગાએથી ખસી જઇ નિર્ભય સ્થાનનો આશ્રય લેવો પડયો. આ દશામાં ફક્ત એક ગીલબર્ટ સાહેબ અને તેની સેના તેના સ્થાનેથી તસુ માત્ર પણ ખસી નહિ. આ તરફના વિભાગમાં રહેલા ગાફ અને લોર્ડ હાર્ડિજને આવી સ્થિતિની ખબર પડતાં તેમની દિલગીરીનો પાર રહ્યો નહિ. લોર્ડ હાર્ડિંજે ઉશ્કેરાઇને પ્રતિજ્ઞા કરી કે " ગમે એમ થાય પણ આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી બ્રિટનનું ગૌરવ વધારીશ યાતો રણચંડીને શરીરનું બળિદાન આપી તૃપ્ત કરીશ. "

આ સમયે શીખોની એક તોપ અદ્દભૂત કાર્ય કરી રહી હતી. પ્રતિક્ષણે વિજળીની ઝડપે તેમાંથી નીકળતા ગોળા અંગ્રેજી સેનાના અનેક વીર સૈનિકોનો સંહાર કરી નાખતા. લોર્ડ હાર્ડિંજ આ દશા વધુ વખત જોઇ શક્યા નહિ, તરતજ તે બહાદુર ગવર્નર જનરલે રૌદ્ર રૂપ ધારણ કરી પોતાની સાથેના થોડાક સૈનિકોને લઈ એ તોપ તરફ પૂરવેગથી ધસારો કર્યો. જીવ સટોસટનો આ ખેલ હતો. કાળ તેમના શીરે ફેરા મારી રહ્યો હતો. તોપોના ગોળા તેમની ઉપર–પાસે થઇને વારંવાર પસાર થતા હતા. તદપિ મરણીઆ બનેલા આ વીરો કાળ–મ્હોતથી બે પરવા બની છેવટે તોપની પાસે પહોંચી ગયા અને જોત જોતામાં તે તોપની અંદર ખીલા ઠોકી તોપને નકામી કરી નાખી. આવું નિહાળી શીખ સૈનિકોના ક્રોપનો પાર રહ્યો નહિ. કારમી રણગર્જના પોકારતા શીખો અધિક વેગથી દુશ્મનોનો સંહાર કરવા લાગ્યા. અંગ્રેજ સૈન્યના અકળાટ ગભરાટનો પાર નહોતો. વિજયશ્રી શીખોને વરવા તત્પર થઇ હોય એમ જણાયું. યુદ્ધ સ્થળથી થોડેક દૂર સેનાપતિ લાલસિંહ શીખ સેના સાથે ઉભો રહી શાન્તિથી રણરંગ અવલોકી રહ્યો હતો. શીખ સૈન્યનો વિનાશ જોવાની આતુરતા ધરાવી રહેલા દેશદ્રોહી સેનાપતિએ જ્યારે શીખોનો વિજય જોયો; ત્યારે તેના આંતરીક સંતાપનો પાર રહ્યો નહિ. શીખ સૈન્યના બીજા સેનાપતિ તેજસિંહ–રણજોરસિંહ આદી પણ લાલસિંહની માફક દેશદ્રોહના મહાપાપના પંથે વળેલા હતા. દરેકની ઇચ્છા શીખ સૈનિકોનું સત્યાનાશ વાળવાની હતી.

પૂરજોસથી યુદ્ધ કરતા શીખ સૈનિકોના સરદારોએ વિચાર્યું કે "જો આ સમયે સેનાપતિ લાલસિંહ અને તેના તાબાનું સૈન્ય આવી મળે તો અંગ્રેજ સેનાનો એક પણ સૈનિક જીવતો રહી શકે નહિ."

શીખ સૈન્યના અફસરોએ લાલસિંહ અને તેના સૈન્યને યુદ્ધમાં

જોડાઇ જવાનું કહેણુ મોકલ્યું. આ કહેણુ પ્રત્યે લાલસિંહે બિલ્કુલ ધ્યાન આપ્યું નહિ. તેણે આ સમયે દેશ અને જાતીને દગો દેવા અરે ભયંકર વિશ્વાસઘાત કરવાનો નિશ્ચય કર્યો હતો. યુદ્ધમાં ઝઝુમતા દેશભક્તો તેની આવી પાપમય ઇચ્છા ક્યાંથી જાણી શકે ? સ્વાતંત્ર્ય પૂજક-દેશભક્ત શીખો ખરૂં જોતાં અંગ્રેજો સાથે નહોતા લડી રહ્યા; પણ પોતાના ભયાનક ભાગ્યની સાથે લડી રહ્યા હતા. સેનાના સરદારોએ લાલસિંહને સૈન્ય સાથે આવી મળવા વારંવાર આગ્રહ કર્યો; પણ સઘળું વ્યર્થ ગયું. લાલસિંહે ફક્ત ટુંકોજ ઉત્તર વાળ્યો કે, " અમારાથી એ યુદ્ધમાં ભાગ લઇ શકાશે નહિ, કારણકે આ તરફ પણ અંગ્રેજી સૈન્યના હલ્લાનો ભય છે."

રાત્રિ પડતાં યુદ્ધ બંધ થયું. બન્ને સેનાઓ પોતપોતાના સ્થળે આરામ મેળવી પ્રભાતના નવા યુદ્ધની રાહ જોઇ રહી. પ્રભાત થતાંજ રણવાદ્યો વાગવા માંડયાં. સૈનિકો શસ્ત્ર-અસ્ત્રથી સુસજ્જિત થઇ લડાઇના હુકમની રાહ જોવા લાગ્યા. સૂર્યનાં બાળ કિરણો જગતપર પથરાયાં કે તરતજ અંગ્રેજી લશ્કરના એક વિભાગે લાલસિંહના સૈન્યપર એકાએક હુમલો કર્યો. દેશદ્રોહી લાલસિંહ તરતજ પલાયન કરી ગયો. સેનાપતિના જવાથી કેટલાક કાયર-નામર્દો કે જેઓ સેનાપતિના વિચારને આધિન હતા તેઓએ નાશ ભાગ શરૂ કરી. પણ જેના હૃદયમા દેશહિતની ધગશ હતી, જેના હૃદયમાં સ્વદેશાભિમાનનું રક્ત વહન કરી રહ્યું હતું અને જેની ઇચ્છા પંજાબની સ્વતંત્રતા યા મરણની હતી; તેવા નરવીરોએ તો દુષ્મનોની સામે ખુલ્લી છાતીએ યુદ્ધ આરંભ્યું. અંગ્રેજી સેનાએ આ સમયે પૂર્ણ પરાક્રમ દર્શાવી લાલસિંહના સૈન્યની જોત જોતામાં દુર્ગતી કરી નાખી.

જીવતા રહેલા શીખો મરણની હોંશમાં મરણીઆ બની લડતા

હતા. છાવણીમાંથી શીખ સૈન્ય દોડી આવ્યું. લાલસિંહની માફક સેનાપતિ તેજસિંહ પણ યુદ્ધ ભૂમિથી બહુ દૂર નહોતો. તેના તાબાના સૈનિકોએ જ્યારે લાલસિંહના સૈન્યની ખુવારી સાંભળી ત્યારે તેમનું લોહી ઉકળી આવ્યું. દેશની સ્વતંત્રતાને ખાતર મ્હોત–જીવનની લડાઈ લડતા પોતાના ભાઇઓની મદદે જવા સૈનિકો તત્પર થઈ રહ્યા. સેનાપતિ તેજસિંહને તેઓએ પોતાની ઈચ્છા વિદિત કરી; પણ લોભ–લાલચથી અંધ બનેલો તેજસિંહ તો કંઇ જુદોજ ખેલ ખેલી રહ્યો હતો. તેણે સાચું–જુઠું સમજાવી શીખસેનાને અટકાવી રાખી. તેની આંતરીક ઇચ્છા અંગ્રેજોને તેમના બીજા સૈન્યની મદદ આવી મળે ત્યાં સુધી સૈનિકોને લડાઇમાં ભાગ લેતાં અટકાવી રાખવાની હતી. તે ઇચ્છા તેણે પૂર્ણ કરી. અંગ્રેજોની મદદે બીજું તાજું સૈન્ય આવી પહોંચ્યું. દેશભક્ત શીખ સૈનિકો યુદ્ધ કરતા પોતાના ભાઇઓની મદદે દોડયા. તેમની મદદ આવતાંજ લડતા શીખોમાં અપૂર્વ જુસ્સો વ્યાપ્યો. તેજસિંહ અને તેના સમાન કેટલાક મલીન વિચારના શીખ સૈનિકો પણ ન છૂટકે યુદ્ધક્ષેત્રમાં આવ્યા. પૂરજોશથી લડાઇ ચાલતી હતી. શીખો કૃતાંત કાળ રૂપ બન્યા હોય એમ જણાતું હતું. તોપ–બંદુક આદિ શસ્ત્રો ભયાનક કાર્ય કરી રહ્યાં હતાં, શીખોનો વિજય સમિપ દેખાયો. શીખોના બળની અંગ્રેજોને આજે બરાબર ખાત્રી થઇ ચૂકી. તેમના છક્કા છુટી ગયા. છેવટે શીખ સેનાના પ્રબળ પરાક્રમથી અંગ્રેજ સેનાને જીવ બચાવવા પાછા પગલાં ભરવા પડયાં, પણ અફસોસ ! વિજયદેવી શીખોને વિજયમાળ પહેરાવે એ પહેલાંજ તેજસિંહે અને તેના અનુયાયીઓએ દિલમાં છૂપાવેલા દાવને અજમાવ્યો.

શીખસેનાને તેણે ભૂલાવામાં નાખી. શીખ સેનાની મદદે બીજું સૈન્ય આવે નહિ ત્યાં સુધી યુદ્ધભૂમિ છોડવાની જરૂર નહોતી; પણ

રણઘેલા શીખો પાછા ફરતા અંગ્રેજી સૈન્યની પાછળ પડયા. સેનાપતિ તેજસિંહની આ વખતે ફરજ હતી કે તેમને રોકવા, પણ તેણે તેમ નહિ કરતાં શીખ સેનાના એક વિભાગને આગળ જવા દિધો અને પછી પોતાના વિભાગને લઈ પોતે યુદ્ધ ક્ષેત્રમાંથી ચાલ્યો ગયો. તેજ-સિંહ અને તેના સાથીઓના જતા રહેવાની બૂમ પડી. આગળ વધતા શીખો સ્તબ્ધ બની પાછા ફર્યા. વિશ્વાસઘાતી સેનાપતિના કારણે વિજયની બાજી જોતજોતામાં પલટાઇ ગઇ. અંગ્રેજોએ આ જોયું. તેઓ અસા-વધાન નહોતા. દેશ અને જાતીના ગૌરવને માટે લડતા અંગ્રેજો આ તક કેમ ચૂકે ? પાછા ફરતા શીખ સૈન્યપર પ્રબળ વેગથી અંગ્રેજી સેનાનું આક્રમણ થયું. શીખ સૈનિકો જીવપર આવીને લડયા. કાળને પણ કંપાવે એવાં વિપુલ પરાક્રમો દર્શાવ્યાં, પણ હાથથી ગએલી તક ફરી કયાંથી આવે ?

શીખો પરાજીત થયા. અંગ્રેજો વિજયશ્રી વર્યા; પણ વિજય પરા-જય કરતાં અધિક મોંઘો પડયો. આ યુદ્ધમાં સીત્તેર તોપો અને શીખ રાજયનાં થોડાંક સ્થળ અંગ્રેજોના હાથમાં આવ્યાં. પરંતુ સમસ્ત અંગ્રેજી સેનાના સાતમા ભાગનો રણચંડીએ ભોગ લીધો.

આ યુદ્ધનો બરાબર બદલો લેવાનો અંગ્રેજોએ મન સાથે નિશ્ચય કરી થોડા દિવસને માટે યુદ્ધ બંધ રાખ્યું. આ અરસામાં તેમણે સૈન્યમાં વધારો અને દારૂગોળો-તોપ-બંદુકનો પૂરતો જથો એકત્ર કરવા માંડયો.

અંગ્રેજોની આવી રીતના યુદ્ધ વિરામથી શીખ સેના વિશેષ ઉત્સાહિત બની યુદ્ધ કરવાને માટે સતલજની આ પાર ઉતરી આવી. અંગ્રેજોના ભય-ગભરાટનો પાર રહ્યો નહિ. વળી પંજાબની સરહદપર આ સમયે અંગ્રેજોની પરિસ્થિતિ ભયકારક હતી. થોડા દિવસ પહેલાં

કલમના ફક્ત એકજ ગોદાથી અંગ્રેજોએ જે શીખ સરદારોના રાજ્યને પોતાને આધિન બનાવ્યાં હતાં, તે તમામ સરદારો અંગ્રેજોને કોઈપણ પ્રકારની મદદ આપવા તૈયાર ન થયા. ધરમકોટ અને બીજા કેટલાક નાના કિલ્લા અંગ્રેજોના હાથમાં હતા. સને ૧૮૪૬ના જાનેવારી માસની સત્તરમી તારીખે અંગ્રેજોએ એક લશ્કરી ટુકડી એકા એક ધરમકોટ તરફ મોકલી. કારણ કે એ તરફના શીખો અંગ્રેજોનો લશ્કરી સામાન વારંવાર લૂંટી લેતા. જો એ શીખો લડાઇમાં રોકાય તો લશ્કરી સામાન વગર હરકતે આવી શકે. આ હેતુથી મોકલાએલી લશ્કરી ટુકડી સાથે શીખોની મુલાકાત થઇ. બન્નેમાં લડાઇ જામી. શીખોના સૈન્યનો સેનાનાયક આ વખતે રણજોરસિંહ હતો. આ સેના નાયક પણ અન્ય સેનાપતિઓની માફક વિશ્વાસઘાતી હતો. સૈનિકોનો વિશ્વાસ પ્રાપ્ત કરવાને તેણે પ્રચંડ હલ્લો કરી આ યુદ્ધમાં અંગ્રેજી સેનાને હરાવી. અંગ્રેજી સેનાના સરદાર હારીસ્મિથે ગએલી આબરૂ પ્રાપ્ત કરવા અલીવાલ આગળ શીખસેના સાથે ફરીથી યુદ્ધ આરંભ્યું.

આ યુદ્ધમાં શીખ ગોલંદાજોએ અપૂર્વ વીરતા બતાવી; પણ વિશ્વાસઘાતી સેનાનાયક રણજોરસિંહના વિશ્વાસઘાતે શીખોની હાર થઇ. આ યુદ્ધમાં અરાઢ અંગ્રેજો શીખોના કેદી બન્યા. શીખોએ કેદીઓ સાથે સારૂં વર્તન ચલાવ્યું.

શીખોપર તેમની ભાગ્યદેવીજ રૂઠેલી હતી. આ વખતે તેમણે એક બીજી ભૂલ કરી અને આ ભયંકર ભૂલથી તેમણે પોતાના પગ ઉપરજ કુહાડી મારી.

જવાહિરસિંહના મૃત્યુપછી ખાલી પડેલા મુખ્ય મંત્રીપદ પર ખાલસા સેનાએ ગુલાબસિંહની નિમણુક કરી. ગુલાબસિંહ ભયંકર વિશ્વાસઘાતી અને દેશદ્રોહી હતો. શીખોએ એને દિવાન બનાવવાથી પોતાના ઘા પર પોતેજ મીઠું લગાવવા જેવું કર્યું.

લોર્ડ હાર્ડિંજ શીખો સાથેના યુદ્ધના પરિણામથી ઘણા ગભરાઇ રહ્યા હતા. કોઇપણ ઉપાયે શીખોનું બળ—સત્તાના વિનાશને માટે અનેક પ્રયત્નો યોજી રહ્યા હતા. ગુલાબસિંહ મંત્રી પદપર આવતાંજ તેમના પ્રયત્નનો માર્ગ સરળ થયો. ગુલાબસિંહ સાથે એક ગુપ્ત સંધી થઇ. તેનો આશય એ હતો કે સઘળા દેશદ્રોહી સરદારોએ બની શકિત મદદ આપવી. શીખ સૈન્ય પર અંગ્રેજી સૈન્ય જે સમયે આક્રમણ કરે તે વખતે સેનાપતિઓએ સૈન્યથી અલગ થઇ જવું. પરાજીત સૈનિકોને લાહોરની બીજી બાજુએ મોકલી દેવા કે જેથી વિજયી અંગ્રેજી સેનાને રાજ્યધાની તરફ જવાના માર્ગમાં કંઇ અડચણ ઉપસ્થિત ન થાય. આ ઉપરાંત બીજી કેટલીક ખાનગી ગોઠવણો પણ થઇ.

સઘળી ગોઠવણો પૂર્ણ થતાં દેશદ્રોહીઓ શીખસેના સાથે બીજીવાર સતલજ નદી ઉતરી આવ્યા. આ સમયે અંગ્રેજોની ઘણીજ ખરાબ સ્થિતિ હતી. તેમની પાસે લશ્કરી સરંજામ—દારૂગોળો—તોપો વગેરે જોઇએ તેટલું સાધન નહોતું, જો આ સમયે શીખ સેનાનો બીજો કોઈ બાહોશ સેનાપતિ હોત તો આ તકનો લાભ પૂરેપૂરો લેત. પણ શીખોના દુર્ભાગ્યે સેનાપતિઓ સ્વાર્થી અને દેશદ્રોહી હતા. શીખો આ અમૂલ્ય અવસર ચૂકયા.

આ અવસરનો લાભ અંગ્રેજોએ બરાબર લીધો. પૂરતા સૈનિકો તોપો અને દારૂગોળાની ભરતી પૂરઝડપે ધમધોકાર કરવા માંડી. શીખોએ સોબ્રાઉનના મેદાનમાં છાવણી નાખી.

૬

ઇતિહાસ પ્રસિદ્ધ સોબ્રાઉનના યુદ્ધ ઉપરજ શીખોની સ્વતંત્રતા યા પરતંત્રાનો આધાર હતો. આ યુદ્ધમાંજ છેલ્લો ફેંસલો કરી લેવાનો બેઉ પક્ષે નિર્ધાર કર્યો હતો. જબરજસ્ત તૈયારીઓ ચાલી રહી હતી.

સેનાપતિઓના વલણથી ખાલસા સેનાના હૃદયમાં દારૂણ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હતું. આટ–આટલું કરવા છતાં પણ કંઇ લાભદાયી ફળ પ્રાપ્ત થતું નહિ હોવાથી શીખોના મુખપર નિરાશાની છાયા ફરી વળી હતી. ઉત્સાહમાં મંદતા આવી હતી. સેનાપતિઓ ઉપરથી વિશ્વાસ ઉડી ગયો હતો; પણ સ્થિતિ એવી હતી કે એ સમયે સેનાપતિઓને દૂર કરી શકાય-અગર કંઇ કહી શકાય એમ નહતું. ખાલસા સેના કોઈ બાહોશ રણનીતિજ્ઞ–દેશભક્ત સેનાપતિની ઇચ્છા ધરાવી રહી હતી.

રાત્રિનો સમય હતો. શીખ છાવણીમાં દીપકો પ્રકાશી રહ્યા હતા. આ સમયે ખાલસા સેનાના અગ્રેસરો એક મોટા તંબુમાં એકત્ર થઇ ભાવી યુદ્ધનો વિચાર કરી રહ્યા હતા. સઘળાના મુખપર પૂર્ણ ગંભીરતા છવાઇ રહી હતી. છાવણીની બીજી બાજુએ એક તંબુ આવેલો હતો. જ્યારે શીખ સેનાનિયો તંબુમાં એકત્ર થઇ ભાવિ યુદ્ધના નિર્ણયને માટે ઉંડા વિચાર સાગરમાં ડૂબી રહ્યા હતા, ત્યારે આ તંબુમાં એક દેશભક્ત સરદાર નજીકમાં બેઠેલી પોતાની પત્નિ સાથે યુદ્ધની વાતો ચર્ચી રહ્યો હતો. આ સરદારનું નામ શ્યામસિંહ હતું. તેની જાગીર અટારીમાં આવેલી હોવાથી તેને સઘળા અટારીવાળાના નામથી ઓળખતા. આ સરદારનું હૃદય દેશભક્તિથી છલાછલ ભરેલું હતું. મહારાજા રણજીતસિંહનો આ સરદાર બાલ્યસાથી હતો. પંજાબની સ્વતંત્રતાને રક્ષવા તે આ યુદ્ધમાં જોડાયો હતો. તેની વીર પત્નિ પણ આ યુદ્ધમાં તેની સાથે આવી હતી. પતિ સમાન દેશભક્તિ અને વીરતાથી તેનું હૃદય પરિપૂર્ણ હતું. યુદ્ધ સમયે ઘાયલોની સુશ્રુષા અને સૈનિકોને ઉત્સાહ સમર્પવાનું કાર્ય આ વીરાંગના કરી રહી હતી. યુદ્ધની વાતો કરતાં પતિ–પત્નિ કંઇક ઉંડા વિચારમાં પડયાં હતાં. પણ થોડી વારેજ શ્યામસિંહે વિચારનો ત્યાગ કરી કહ્યું, "દેવી! ખૂબ વિચારતાં આ યુદ્ધમાં પંજાબનું પતન થાય એવું આત્મદેવ પોકારી રહ્યા છે."

"પંજાબની સ્વતંત્રતા યા પરતંત્રતાનો વિચાર કરવાની હવે આવશ્યકતા નથી. દેશદ્રોહીઓ તેમના દાવમાં ફાવી ચૂકયા છે. સ્વાર્થને માટે તેમણે પંજાબની સ્વતંત્રતા પરદેશીઓને વેચી છે. પંજાબની પવિત્ર ભૂમિપર ભયનાં વાદળો ઝઝુમી રહ્યાં છે. એ ભયનાં વાદળો દૂર કરવાને દરેક દેશભકતોએ છેક છેવટ સુધી પ્રબળ પ્રયત્નો કરવાના છે. સ્વામિન્! ઉઠો, વિચારમાં વધુ સમય વ્યતિત કરવાની હવે જરૂર નથી. અંગ્રેજોનું બળ સમય મળવાથી વધુને વધુ વધતું જાય છે. આપ દેશભક્ત છો–રણનિપુણ છો. ખાલસા સેનાની સરદારી લઇ પંજાબનું પતન અટકાવો." વીર રમણીએ પ્રત્યુત્તર આપ્યો.

"દેવી! પંજાબની સ્વતંત્રતાને ખાતર હું છેક છેવટ સૂધી લડીશ. શત્રુઓની તાકાત નથી કે મારા જીવતાં પંજાબની પવિત્ર ભૂમિપર પગ મૂકી શકે. હું આ પળેજ ખાલસા સેનાના અધીકારીઓને મળી છેવટનો નિર્ણય કરી લઉંછું. અકાલ પુરૂષ મારા મદદગાર છે." આટલું બોલી શ્યામસિંહ ઉભો થયો; અને તંબુમાંથી નીકળી વિચાર કરતા ખાલસાના અગ્રેસરો પાસે આવ્યો. શીખ અગ્રેસરો હજી કંઇ પણ નિશ્ચય પર આવી શકયા નહોતા. શ્યામસિંહને જોતાંજ તેમનામાં કંઇક નવચેતન સ્ફુર્યું હોય એમ જણાયું. તત્કાળ શ્યામસિંહે પૂછ્યું: "કેમ શું નિશ્ચય કર્યો?"

"અમે હજી કંઇપણ નિશ્ચયપર આવી શકયા નથી. આપ રાજનીતિજ્ઞ છો, દેશભક્ત છો, આપ સૈન્યની સરદારી સ્વિકારો અને પંજાબપર લટકતાં ભયના વાદળને દૂર કરો." એક વૃદ્ધ સરદારે કહ્યું.

"વીર સરદારો! આપણે હવે કંઇપણ વિચાર કરવાની જરૂર નથી. આપણી તલ્વારો પોતાની મેળેજ નિર્ણય કરી લેશે. ખાલસા સૈન્ય પંજાબની સ્વતંત્રતાને ખાતર છેક છેવટ સૂધી લડશે. ખાલસાના

વીર સરદારો ! આપની ઇચ્છાને આધિન થઈ ખાલસા સૈન્યની સરદારીનો સ્વિકાર કરૂં છું. દેશની ઇજ્જતની રક્ષાને માટે જ્યાં સુધી શરીરમાં રક્તનું એક ટીપું રહેશે ત્યાં સુધી શત્રુઓની સાથે લડીશ. આપણો ધર્મ-ફરજ અત્યારે એક જ છે, અને તે એજ કે, સ્વતંત્રતા યા મ્હોત. દેશભક્તો આ સિવાય અત્યારે બીજું કંઇ જ ન ઇચ્છે. વીરાઓ ! આપે મારા પ્રત્યે મૂકેલા વિશ્વાસને માટે હું આપ સર્વનો ઉપકાર માનું છું. છેવટની મારી એજ ઇચ્છા છે કે, હૃદયનું રક્ત વહાવી ગુરૂ ગોવીંદસિંહજીના આત્માને પ્રસન્ન કરીશ અને ખાલસાની કીર્તિને જગતમાં વિશેષ ઉજવળ બનાવીશ. સરદારો ! હું આપની સમક્ષ શ્રીગ્રંથસાહેબને હાજર માની પ્રતિજ્ઞા કરૂં છું કે શરીરમાં જ્યાં સુધી છેલ્લો શ્વાસ કાયમ રહેશે ત્યાં સુધી રણભૂમિમાંથી એક તસુ માત્ર પણ ખસનાર નથી." વીર શ્યામસિંહે પ્રતિજ્ઞા કરી. આ પછી તે વીર સરદાર ત્યાંથી નીકળી પોતાના તંબુએ આવ્યો. પતિની પ્રતિજ્ઞા સાંભળી વીર પત્નિ પ્રશન્ન થઈ. દેશભક્ત રમણીએ દેશભક્તિનાં સ્તોત્રો ગાઈ પતિના હૃદયમાં પ્રગટતી દેશભક્તિની જ્યોતને વધુ જ્વલંત બનાવી. આખી રાત્રિ પતિ-પત્નિએ યુદ્ધ સંબંધી વાતો કરી. મોટું પરોઢ થતાં જ શ્યામસિંહે તૈયારી કરવા માંડી. વીર પત્નિ પતિને શસ્ત્ર-અસ્ત્રાદિ સજવામાં મદદ કરવા લાગી. સફેદ વસ્ત્ર પરિધાન કરેલા શ્યામસિંહે સફેદ ઘોડા પર સ્થાન લીધું અને પત્નિ તરફ છેલ્લી નજર ફેંકી છાવણી તરફ ગમન કર્યું. તેની વીર પત્નિ પણ થોડીવાર પછી છાવણી તરફ જવા નીકળી. શ્યામસિંહ ખાલસા સેના સમક્ષ ઉપસ્થિત થયો. સૈનિકોએ તેને જોતાંજ "સત્ શ્રી અકાલ" ની જય ગર્જનાથી વધાવી લીધો. સૈનિકો રણભૂમિ તરફ પ્રયાણ કરે એ પહેલાં પુનઃ શ્યામસિંહે કહ્યું, "ખાલસાના પુત્રો ! આજના યુદ્ધમાં છેવટનો નિર્ણય થનાર છે,

તમારા બાહુબળ ઉપર જ પંજાબની સ્વતંત્રતા યા પરતંત્રતાનો આધાર છે. ખાલસાની કીર્તિ વધારવા અને દેશની રક્ષાને ખાતર પ્રાણુના બળિદાન આપવા તૈયાર થાઓ." શ્યામસિંહનું બોલવું પૂર્ણ થતાંજ ગુરૂ ગોવિંદસિંહના મંત્રથી દિક્ષીત થયેલી અને પંજાબ કેશરી મહારાજા રણુજીતસિંહની રણુનીતિથી પરિચાલિત શીખસેના "સત્યશ્રી અકાલ" વાહ ગુરૂજીકા ખાલસા" અને "વાહ ગુરૂજીકી ફત્તેહ" ના સિંહનાદ કરતી પૂર વેગે રણુભૂમિ તરફ જવા લાગી; પણુ આ અરસ્સામાંજ અંગ્રેજી સેના એકાએક ધસી આવતી જણાઇ. શીખ સેના તેમની ભેટ લેવાને તૈયાર થઇ. અલ્પ સમયમાંજ યુદ્ધ શરૂ થયું. સરદાર શ્યામસિંહ આ સમયે અજબ ઉત્સાહ અને વીરતાથી રણરંગ ખેલી રહ્યો હતો. તેણે રૌદ્રરૂપ ધારણ કર્યું હતું. સફેદ ઘોડા પર સ્વાર થએલો વીર શ્યામસિંહ સૈન્યના પ્રત્યેક વિભાગમાં વિજળીની ઝડપે ઘુમતો અને સૈનિકોના ઉત્સાહને વધારતો. ધીમે ધીમે યુદ્ધની ભયાનકતા વધવા લાગી. શીખ અને અંગ્રેજી સેનાના સૈનિકો મરણુ-જીવનની પરવાહ કર્યા વિના લડતા હતા. તોપ-બંદુક અને બીજાં શસ્ત્રોનો કારમો મારો ચાલી રહ્યો હતો. તોપો-બંદુકોના ધડાકા-વીર સૈનિકોની રણુગર્જનાઓ અને ઘાયલોની ચીસોથી રણુભૂમિ કંપાયમાન થઇ રહી હતી. શીખ સેનાનું બળ વધવા લાગ્યું. અંગ્રેજી સેનાએ ઘણીવાર સૂધી ટક્કર ઝીલી; પણુ શીખોનો મારો અસહ્ય થઇ પડયો. આ યુદ્ધ અપૂર્વ હતું. આજના યુદ્ધ ઉપરજ ભાવિ જય પરાજયનો આધાર હોવાથી શીખો મરણીઆ બની ખાંડાના ખેલ ખેલી રહ્યા હતા. શીખ સૈન્યના પરાક્રમથી અંગ્રેજો આશ્ચર્ય પામતા અને મનમાંજ વીર યોદ્ધાઓની પ્રશંસા કરતા. આવી રીતનું યુદ્ધ જો વધુવાર ચાલત તો શીખો જરૂર વિજય પ્રાપ્ત કરત, પરંતુ

શીખોના પ્રારબ્ધમાં વિજયના લેખ લખાએલા નહોતા. સ્વતંત્ર પંજાબના ભાગ્યમાં પરતંત્રતાની લોહ શૃંખલા નિર્માણ થએલી હતી. વીધીની વક્ર લીલા આગળ ભલભલા બહાદુરો પણ શું કરી શકે ? દેશદ્રોહી લાલસિંહ અને શીખ સેનાના સેનાપતિ તેજસિંહે આ વખતે ભયંકર વિશ્વાસઘાત કર્યો. યુદ્ધ પહેલાંજ લાલસિંહે શીખોની છાવણીનો તમામ હેવાલ અંગ્રેજોને લખી મોકલ્યો હતો. તેમાં તેણે જણાવ્યું હતું કે "આ યુદ્ધનો સેનાપતિ તેજસિંહ હોવાથી કંઇ પણ ભય પામવા જેવું નથી. તેજસિંહ પૂર્ણ વફાદાર છે. અંગ્રેજોને લાભ અપાવવાની તેણે પ્રતિજ્ઞા કરી છે. વિશેષમાં મેં તમામ ઘોડેસ્વારોની સરદારી લીધેલી હોવાથી તમામ ઘોડેસ્વાર સૈન્યને છૂટું છવાયું કરી નાખ્યું છે. શીખોની છાવણીના દક્ષિણ વિભાગનો ભાગ નબળો હોવાથી ત્યાં આક્રમણ કરશો તો સહજમાં ફત્તેહ મેળવશો."

આવી બાતમી મળવાથી બહાદુર અંગ્રેજો એક ઘડીનો પણ વિલંબ કેમ કરે ? તરતજ અંગ્રેજી સેનાએ દક્ષિણ વિભાગને ભેદી નાખી શીખોનો સંહાર કરવા માંડયો. પાપાત્મા લાલસિંહ આટલું કરીને પણ વિરામ્યો નહિ. યુદ્ધ પૂર જોશમાં ચાલતું હતું. શીખો પૂર્ણ પરાક્રમથી રણ રંગ ખેલી રહ્યા હતા; એવામાંજ દેશદ્રોહી લાલસિંહે ગોલંદાજોને દારૂગોળો આપવાનું કાર્ય બંધ કરી દીધું. શીખ સેનામાં દારૂ ગોળાની બૂમો પડી રહી. વિજળીની ઝડપે ફુટતી શીખોની તોપો દારૂ ગોળાના અભાવે બંધ થઇ અને અંગ્રેજી તોપો કે જેને શીખોની તોપોએ ચૂપ કરી દીધી હતી તે હવે પૂરવેગે ગોળા વર્ષાવી શીખોનો ભયંકર સંહાર કરવા લાગી.

શીખ ગોલંદાજો અને શીખ સૈન્ય ગભરાટમાં પડયું. આ સમયેજ સેનાપતિ તેજસિંહે અને લાલસિંહે પોતાના સૈન્ય સાથે નાસવા માંડયું.

શીખ સેના સ્તબ્ધ બની. પાપાત્મા તેજસિંહે જતાં-જતાં સતલજ નદી ઉપરનો પૂલ તોડાવી નાખ્યો. શીખ સેનાના સૈનિકો સતલજ નદિના ભોગ થયા. અંગ્રેજી સેનાએ પ્રબળ આક્રમણ કરી આ તકનો પૂરેપૂરો લાભ લીધો શીખ સૈનિકોને હવે દેશની રક્ષાર્થે લડીને મરવા સિવાય બીજો ઉપાય નહોતો; પણ કેવી રીતે લડી શકે ? મરવું પણ પાછા નહિ ફરવાની પ્રતિજ્ઞાવાળા અનેક શીખ યોદ્ધાઓ પાસેની તોપો-બંદુકો દારૂ ગોળા વિના બંધ પડી હતી. આટલું છતાં પણ શીખ યોદ્ધાઓ હતાશ થયા નહિ. વીર સરદાર શ્યામસિંહની આજ્ઞાથી તમામ સૈનિકોએ પોતાની સદાની સાથી સમશેરો હાથમાં પકડી અંગ્રેજી સેના તરફ ધસારો કર્યો, પણ તોપોની સામે કયાં સૂધી ટકી શકાય ? શ્યામસિંહે જોયું કે હવે સર્વ નાશની તૈયારીઓ થઇ ચૂકી છે, તો હવે છેલ્લું પરાક્રમ કરી લેવું. રક્તથી સર્વાંગે રંગાએલા શ્યામસિંહે વીર ગર્જના કરી ઘોડાને દોડાવી મૂકયો તેની સાથેના પચાસ સાથીઓ ભીમવેગથી તેની પાછળ ધસ્યા. બંદુકમાંથી નીકળતી ગોળીઓ અને તોપોના ગોળાના વરસાદ વચ્ચે ભૂતોની માફક ઘુમતા શ્યામસિંહ અને તેના સાથીઓએ અનેક શત્રુઓનો સંહાર કરી નાખ્યો. અંગ્રેજ અફસરો આ મરણીઆ શીખોનાં પરાક્રમ ધડકતા હૃદયે જોઈ રહ્યા. છેવટે અંગ્રેજી સેનાના ધસારા સામે એ વીરોથી ટકી શકાયું નહિ. સરદારના સૂરા સાથીઓ સતલજમાં જઈ પડયા. દેશભકત સરદાર શ્યામસિંહ પલટેલી બાજીને સુધારવા હજી પણ એકલા હાથે ઝઝૂમી રહ્યો હતો. તેના શરીરમાં છ ગોળીયો પ્રવેશી ચૂકી હતી; છતાં તે વીર યોધ્ધો ગજબ પરાક્રમ દર્શાવી શત્રુઓને અજાયબીમાં ગરકાવ કરી રહ્યો હતો. છેવટે એક અંગ્રેજસરદારની ગોળી વાગતાં શ્યામસિંહ ઘોડેથી તુટી પડયો અને "સત્યશ્રી અકાલ"

નું પવિત્ર નામ ઉચ્ચારી તેનો આત્મા પુણ્યધામ પ્રતિ પ્રયાણ કરી ગયો. સાત ગોળીથી વિંધાએલા શ્યામસિંહનો જીવન દીપક સદાને માટે બુઝાઈ ગયો, પણ સંસારમાં તેની અક્ષય-અમર કીર્તિ સદાને માટે મૂકતો ગયો.

માતૃભૂમિની રક્ષાર્થે આ યુદ્ધમાં આઠ હજાર શીખો સ્વર્ગમાં સિધાવ્યા. અંગ્રેજી સૈન્યથી ઘેરાએલા બહાદુર શીખોએ દયાની ભીક્ષા નહિ માગતાં પોતાના પ્રાણ સમર્પિ રણચંડીને પરિપૂર્ણ તૃપ્ત કરી.

અંગ્રેજોએ વિજય પ્રાપ્ત કર્યો. આ યુદ્ધમાં તેમના પણ બે હજાર ઉપરાંત સૈનિકો ત્રિકાળ કાળને આધિન થયા. ઇતિહાસ પ્રસિદ્ધ સોબ્રાઉનના આ યુદ્ધની સમાપ્તિ સાથે જ પંજાબ નિવાસિઓને તેમની સ્વતંત્રતાની સમાપ્તિની પણ સૂચના મળી ગઇ.

*　　　*　　　*

પંજાબની પરતંત્રતા નિહાળી સૂર્ય ભગવાન અસ્તાચળ તરફ ગમન કરી આકાશમાં કયારનાએ અદશ્ય થઇ ગયા હતા. અવનિપર ઘોર અંધકાર વ્યાપ્યો હતો. સર્વત્ર શૂન્યકાર જણાતું હતું. રણભૂમિનો દેખાવ અત્યારે હૃદય વિદારક થઇ પડયો હતો. ઘાયલોની ચીસો-મરણ સમયના છેલ્લા શ્વાસો-વેદનાઓ અને માંસ ભક્ષક પ્રાણીઓના કર્કશ અવાજ વગેરેથી ભલભલા હિંમતવાન માણસોનું હૃદય પણ કંપી ઉઠે એવો કરૂણ દેખાવ નજરે પડતો હતો. ઘાયલોની સારવાર કે મરણ સમયની છેલ્લી ક્રીયા કરવાને કોઇ મનુષ્ય જણાતું નહોતું.

આવા સમયે આ ભયાનક સ્થળે સરદાર શ્યામસિંહની વીર પત્નિ પોતાના સ્વામિનું શીર ખોળામાં લઈને મુડદાંના ઢગલાની વચ્ચે બેઠેલી જણાતી હતી. રણભૂમિમાં યુદ્ધ સમયે હાજર રહેલી એ વીરાં-

ગનાએ પોતાના સ્વામિને સિંહની માફક લઢતો અને છેવટે બહાદુરીથી મરતાં અવલોકયો હતો.

પતિનું શીર ખોળામાં લઇને બેઠેલી સતીનો દેખાવ આ સમયે અદ્દભૂત હતો. તેના મુખપર નહોતો ભય કે શોક, પણ તેના બદલે તેના મુખપર પૂર્ણ ગંભીરતા સાથે વિલક્ષણ તેજ જણાતું હતું. સતી આ વખતે કંઇક ઉંડા વિચારમાં પડી હતી. તેના હૃદયમાંથી ઉષ્ણ નિઃશ્વાસ નીકળતા હતા. શીખોના પરાજયથી તેના આંતરીક સંતાપનો પાર રહ્યો નહોતો. પંજાબની પરતંત્રતા તેના હૃદયમાં શલ્યની માફક ખુંચી રહી હતી. તેનું મન બોલતું હતું કે "ભાગ્યની લીલા અજબ છે. મહારાજા રણજીતસિંહનું મહારાજ્ય હવે સદાને માટે પરતંત્ર બનશે. શીખ સામ્રાજ્યને બદલે અંગ્રેજી સામ્રાજ્ય કહેવાશે. મહારાજા રણજીતસિંહની ભવિષ્યવાણી શું સાચી થશે? ખરેખર એમજ. પંજાબની રૂઠેલી ભાગ્યદેવીઓ પંજાબની દુર્દશા નિહાળી ભયંકર હાસ્ય કરતી હોય એમ જણાય છે. આહ! કેવો ઘોર અંધકાર? શું આવો જ અંધકાર પંજાબ પ્રદેશ પર સદાને માટે છવાએલો રહેશે? શું એક વખતના અંગ્રેજ મિત્રો શીખ સામ્રાજ્યના માલીક બનશે? શીખોનાં બાળકો શું ગુલામ બનશે? ખરેખર ભાવિના ઉંડાણુમાં ઉતરતાં એમ જ અનુમાન થાય છે. પ્રભુ—પરમાત્મા! આ શું થઇ ગયું? અરેરે આ યુદ્ધમાં અનેક દેશભકતો માર્યા ગયા; મારા જેવી અનેક અબળાઓ નિરાધાર—વિધવાઓ થઇ હશે. અહા! તેમની શું દશા થશે?" આમ આત્મગત્ વિચારતી સતીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પુનઃ આત્મગત્ બોલવા માંડયું, "દેશદ્રોહી શીખ કુળ કંટકોએ દેશને દગો દીધો છે. સ્વાર્થ આગળ દેશભકિત વિસારી છે. અંગ્રેજો—વ્યાપારી અંગ્રેજો! તમે ખરેખરા કાર્ય કુશળ છો. નિર્ભાગી—પાપાત્મા—દેશદ્રોહીઓને તમારાં હથીઆર બના-

વવાથીજ તમે વ્યાપારી મટી રાજ્યકર્તા બન્યા છો, પણ મને કહેશો કે આ દેશમાં રાજ્ય કરવાનો તમને શું અધિકાર છે? જેમ તમારા દેશમાં તમારૂં જ રાજ્ય છે, અન્ય દેશમાં તે દેશનાજ લોકોનું રાજ્ય છે; તે પ્રમાણે અમારા દેશમાં અમારા દેશીઓનું રાજ્ય કેમ ન હોવું જોઇએ? પણ આ પરદેશી વ્યાપારીઓ સ્વાર્થના કારણે એ ન્યાય સિદ્ધાંત ક્યાંથી સમજી શકે? ખરેખર ભારતનું ભાગ્ય ભયાનક ભાસે છે. વેપારી રાજ્યકર્તા પ્રથમતો સારી રીતે રાજ્ય ચલાવી તેમના રાજ્યને સુખ શાન્તિનું સામ્રાજ્ય કહેવરાવશે; પણ પછી ભારતના ધન ભંડાર વેપાર વગેરેનો નાશ થતાં ભારતની શું દશા થશે?" આવી રીતના આત્મોદ્ગાર કાઢતી સતી ઘણીવાર સૂધી રણભૂમિમાં બેસી રહી. છેવટે ખૂબ વિચારને અંતે કંઇક નિશ્ચય પર આવી તે ઉભી થઈ. પોતાના પતિને ગોળીથી વિંધનાર અંગ્રેજ અમલદાર પ્રત્યે તેના હૃદયમાં કોપાનળ સળગી ઉઠયો. કોઇપણ ઉપાયે એ અંગ્રેજને સંહારી વૈરની વસૂલાત કરવાની ઇચ્છા પ્રબળ બની. તેની આંખ્યો ચળકવા લાગી. તેના મુખપર અલૌકિક તેજ પ્રકાશી નીકળ્યું. સમસ્ત શરીર ક્રોધ-શૌર્યથી કંપવા લાગ્યું. તત્કાળ તેણે શ્યામસિંહના શરીરમાંથી વ્હેતા રક્તને હાથમાં લઇ કપાળ પર કુમકુમની માફક આડ કરી. માથાના વાળને છૂટા મૂકયા. પતિના કમ્મરે લટકતી કિરપાણ હાથમાં લીધી. દેખાવ રણચંડી સમાન જણાયો. પુનઃ આત્મગત બોલી, "મારા સ્વામિને ગોળીથી વિંધનાર અંગ્રેજ સરદારને આ કિરપાણથી પૂરો કરી મારા સ્વામિના વૈરની વસૂલાત કરીશ. બસ ત્યારે જ હૃદય શાન્ત થશે." આમ બોલતી તે સતીએ અંગ્રેજ છાવણી તરફ પૂરવેગે જવા માંડયું. તેનું સાહસ અજબ હતું. આંખ્યોમાંથી વૈરની આગ ઝરતી હોય એમ જણાયું. તેના હૃદયમાં વૈર-વૈરની પ્રચંડ આગ

સળગતી હતી. કાળી ભમ્મર જેવી જણાતી કાળીરાત્રિના સમયે કાળરૂપ બનેલી શ્યામસિંહની પત્નિ છાવણી નજીક આવી પહોંચી. વિજયી સૈનિકો લાંબા સમયના શ્રમથી નિદ્રાધિન થએલા હતા. પહેરેગીર સિપાહીઓએ આજે વિજય નિમિત્તે મદિરાપાન કરેલું હોવાથી નિશાની ઘુમમાં ઝોકાં મારતા આમતેમ ફરી પહેરો ભરી રહ્યા હતા. સતી તક સાધી નિર્ભયતાથી છાવણીમાં પ્રવેશી અને અંગ્રેજ સરદારના તંબુ આગળ આવી ઉભી. તંબુના દ્વાર પાસે કોઈ એક હિંદુસ્થાની સિપાહી અર્ધ નિદ્રિત હાલતમાં ટહેલતો હતો, સતીએ કિરપાણથી તેને ધરાશાયી બનાવ્યો. આ પછી તેણે તંબુમાં પ્રવેશ કર્યો. અંગ્રેજ સરદાર ઘસઘસાટ ઉંઘતો હતો. થોડેક દૂર સરદારની પત્નિ નિદ્રાધિન થએલી હતી. સતીએ ઉંઘતા સરદારની છેક નજીક જઈ તેના મુખ સામે જોયું. તેના હાથમાંની કિરપાણ શત્રુના હૃદયને વિંધવા તત્પર બની. ફક્ત એક જ પળ. સરદારનું આવી બન્યું. પણ ના, સરદારનું આયુષ્ય લાંબુ હતું. સતીના દિલમાં તેને જાગૃત કરી સંહારવાનો વિચાર ઉત્પન્ન થયો. સતીએ એક હાથમાંની કિરપાણ તેની છાતી સામે રાખી અને બીજા હાથે તેને ઢંઢોળી જાગૃત કરતાં કહ્યું, "બહાદુર સરદાર! ઉઠ, જાગૃત થા."

નિમિષ માત્રમાં સરદારની આંખ્યો ઉઘડી ગઈ. નજીકમાં જ ભયંકર દૃશ્ય નજરે પડયું. સરદારે હિંમત રાખી પૂછ્યું, "તું કોણ છે?"

"એક અબળા."

"આમ કરવાનું શું કારણ છે?"

"વૈરની વસૂલાત."

"તારે અને મારે શું વૈર છે ?" સરદારે બેઠા થવાનો પ્રયત્ન કરતાં પૂછ્યું.

તરતજ સતીએ કિરપાણ તેના હૃદયની છેક નજીક રાખી તેનો બેઠા થવાનો પ્રયત્ન વ્યર્થ કરતાં કહ્યું, "સરદાર! બેઠા થશો તો આ કિરપાણ તમારા હૃદયની આરપાર નીકળી જશે. સાંભળો, હું તમારૂં ખૂન કરવા અહિં આવી છું. તમે મારા પતિને ગોળી મારી તેમનો નાશ કર્યો છે. હું નિરાધાર બની છું. મારા પતિનું વૈર લેવા હું અત્યારે તમારા તંબુમાં આવી છું. બોલો બીજું કાંઇ પૂછવું છે ? જાણવું છે ?"

સરદારના સર્વાંગે પરસેવો વળ્યો. તેણે ભયભીત નજરે સતી સામે જોઇ પૂછ્યું, "તમારા પતિનું નામ ?"

"શ્યામસિંહ." સતીએ પૂર્ણ ગંભીરતાથી પતિનું નામ ઉચ્ચાર્યું.

વિજળીના ચમકારાની માફક ચમકતાં તે સરદાર બોલી ઉઠયો, "ઓહ! શું તમે શ્યામસિંહનાં પત્નિ? આશ્ચર્ય! બ્હેન! શ્યામસિંહ ખરેખર વીર હતા અને વીરતાથી જ લડતાં રણમાં સુતા, આમાં મારો દોષ કંઇ જ નથી. તેમણે જેમ તેમના દેશ પ્રત્યેની ફરજ બજાવી છે, તેમ મેં પણ મારી ફરજ બજાવી છે."

"બરાબર છે, મારે પણ હવે મારી ફરજ પૂર્ણ કરવી જોઇએ. સરદાર! હું મારા સ્વામિનું વેર લેવા આવી છું. ખૂનનો બદલો ખૂન જ હોઇ શકે. અંગ્રેજોનો પણ એજ ન્યાય છે. બહાદુર સરદાર! ચાલ સાવધ થા." સતીએ કિરપાણ ઉંચી કરી; કે તરત સરદારે તેનો હાથ રોકતા કહ્યું, "બ્હેન! થોડીકવાર સબુર કરો અને મારા બે શબ્દો સાંભળી લ્યો. મેં એમ સાંભળ્યું છે કે હિંદી સ્ત્રીઓનાં હૃદય દયા અને ક્ષમાથી ભરપૂર ભરેલાં હોય છે. રણભૂમિમાં લડવું અને મરવું એ વીર પુરૂષોનો ધર્મ છે. તમારા સ્વામિના હાથે જ હું કદાચ મરાયો હોત તો ?"

સતી રોશથી બોલી. " હું વાદવિવાદ કરવા અત્રે આવી નથી. બહાદુર સરદાર! મરણના ભયથી શા માટે કંપે છે? તું બહાદુર છે. બહાદુરીથી મરવાને તૈયાર થા. મારા સ્વામિ મારી રાહ જોઇ રહ્યા છે. વૈરની વસૂલાત કરી હું મારા સ્વામિના શબની સાથે સતી થનાર છું. તું..."

સતી વધુ કંઇ બોલે એ પહેલાંજ સરદારની પત્નિ કે જે ક્યારનીએ જાગૃત થઇ હતી અને આ દૃશ્ય જોઇ રહી હતી, તે તત્કાળ સતીની પાસે દોડી આવી અને આર્જવતાથી બોલી; "બ્હેન! દયાકર. તારા સ્વામિના મૃત્યુથી તારી જે સ્થિતિ થઇ છે એવી દશા-સ્થિતિ શું મારા પતિના મરણથી મારી નહિ થાય? બ્હેન! થનાર વસ્તુ થઈ ગઇ છે. રહમ કર. તારા સ્વામિ બહાદુરીથી મરણને શરણ થયા છે. મારા પતિના ખૂનથી તે હવે કદાપિ પાછા આવનાર નથી. તો શા માટે મારા પતિનો ઘાત કરી મને વિધવા-નિરાધાર બનાવવા ઇચ્છે છે? સ્ત્રીઓનાં કષ્ટ ફક્ત સ્ત્રીઓજ સમજી શકે છે. બ્હેન! શાન્ત થા. તારા હૃદયનો કોપ સમાવી મને મારા સ્વામિના જીવનની ભીક્ષા આપ. "

સરદારની પત્નિનાં દયાથી ભરેલાં વચનો સતીના હૃદયમાં ઉંડા ઉતરી ગયાં. તેનું હૃદય કોમળ-દયાળુ બન્યું. એક ક્ષણમાં કંઇક વિચાર કરી તેણે કિરપાણ કમ્મરે લટકાવી દીધી.

સરદાર અને તેની પત્નિ આશ્ચર્ય યુકત વદને સતીની સામે જોઈ રહ્યાં. આ પછી એક પળવારનો પણ વિલંબ નહિ કરતાં સતી બન્નેની તરફ કોમળ નજર ફેંકી તંબુની બહાર નીકળી વિજળીવેગે દોડી ગઇ.

પોતાના પતિના મરણથી ક્રોધાક્રાન્ત બનેલી કાળરૂપ શીખ

મહિલાના હૃદયનું એકાએક આ કેવું પરિવર્તન ? એક હિંદી અબળાનું કેવું અનુપમ અભિમાન અને ક્ષમાશિલ ઉદાર વર્તન ?" અંગ્રેજ દંપતિના મનમાં તે વીરનારી પ્રત્યે અપૂર્વ સન્માન પ્રગટ થયું.

તંબુમાંથી નીકળેલી સતી પુનઃ રણભૂમિમાં આવી. મધ્યરાત્રિ વિતિ ચૂકી હતી. તારાઓ ઝગઝગી રહ્યા હતા. આ સમયે શ્યામસિંહના શબ પાસે ત્રણ માણસો ઉભા હતા. સતીએ તેમને ઓળખ્યા. એ ત્રણ માણસો શ્યામસિંહના વફાદાર સરદારો હતા. તેઓ પોતાના માનવંતા માલીકની અંત્યેષ્ટિ ક્રિયા કરવાને આવ્યા હતા. સતીને જોતાં જ તેઓએ નમન કરી પોતાની ઇચ્છા વિદિત કરી. સતીએ પતિના શબને પોતાના રાજ્ય અટારીમાં લઇ જઇ અગ્નિ સંસ્કાર કરવાની ઇચ્છા દર્શાવી. પાલખીમાં સુવારી શબને અટારી લઇ જવામાં આવ્યું. ગામની ભાગોળે ચંદન કાષ્ટની મોટી ચિતા તૈયાર કરવામાં આવી. સતીએ શરીર પર કિંમતી વસ્ત્રાભુષણ ધારણ કર્યાં. તેમનું ચિત આ સમયે સંસાર ઉપરથી તદ્દન ઉઠી ગયું હતું. હૃદયમાં પોતાના પતિની જપ માળા ચાલી રહી હતી. સતી પોતાના પતિની પાસે સ્વર્ગમાં જવા આતુર થઇ રહ્યાં હોય એમ અતી ઝડપથી ચિતા પર ચઢી ગયાં અને સ્વામિનું શીર ખોળામાં રાખી શાન્ત વદને ચિતામાં બેઠાં. સતીનાં છેલ્લાં દર્શનને માટે અનેક નરનારીઓ એકત્ર થયાં હતાં. સતીએ સર્વને શુભાશિષ સમર્પી. આ પછી વિધી પુરઃસર અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ચિતા ચારે તરફથી પ્રદિપ્ત થઇ. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ ભભુકી નીકળી. એકત્ર થયેલા લોકોએ સતીની જય ગર્જના પોકારી અને અશ્રુથી છલકાતાં નયને સતી માતાને છેવટના પ્રણામ કર્યા. અગ્નિદેવે સતીના શરીરને અને તેમના સ્વામિના શબને જોતજોતામાં ભસ્મ કરી નાખ્યાં.

પંજાબમાં શ્યામસિંહનાં પત્નિ છેવટનાં જ સતી હતાં. તે પછી કોઈ પણ સ્ત્રીએ સ્વામિના શબ સાથે ચિતા પ્રવેશ કર્યો નથી.

આજે પણ અટારીના કોટ બહાર સતીનો યશ સ્થંભ ઉભો છે.

× × × ×

આ પછીનો ઇતિહાસ ઘણો કરૂણ છે. વિજય પ્રાપ્ત કરી અંગ્રેજી સૈન્ય લાહોરમાં પ્રવેશ્યું; અને પોતાની ઇચ્છાનુસાર સંધી કરવાની શીખોને ફરજ પાડી. તેમાં એવું ઠર્યું કે "સતલજ અને બીઆ નદી વચ્ચેનો દોઆબ પ્રાંત તથા લઢાઇના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆ શીખ દરબારે અંગ્રેજોને આપવા. બત્રીસ હજારનું લશ્કર રાખી બાકીનું સૈન્ય વિખેરી નાખવું. બાળ મહારાજા મોટા થતાં સુધી પંચથી રાજકારભાર ચલાવવો. લાહોરમાં અંગ્રેજ રેસીડેન્ટ રાખવો.

શીખોએ સંધીની શરતો સ્વિકારી. લડાઇના ખર્ચના રૂપીઆ આપવાના ખજાનામાં પચાસ લાખથી વધારે નહિ હોવાથી એક કરોડ રૂપીઆ ગુલાબસિંહે આપ્યા. અંગ્રેજોએ તેના બદલામાં તેને કાશ્મીર અને જમ્મુનો સ્વતંત્ર રાજા બનાવ્યો. દેશદ્રોહી સરદારોની ધારણા સફળ થઇ. ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજ પોતાના દેશના ગૌરવમાં વધારો કરી વિલાયત સિધાવ્યો, તેની જગ્યાએ લોર્ડ દલહૌસી હિંદમાં આવ્યો. પંજાબને પરતંત્રાની બેડી પહેરાવ્યાં છતાં દેશદ્રોહીઓ શાન્ત બેઠા નહિ. મુલતાનની સૂબાગીરી પર મુળરાજ કાયમ થવાથી લાલસિંહે તેની પાસે કરોડ રૂપીઆની માગણી કરી. શીખ સરદારોમાં કુસંપ હોવાથી મુળરાજે તેની માગણીનો અસ્વિકાર કર્યો. લાલસિંહે અંગ્રેજોની મદદ માગી. લાલસિંહે અને અંગ્રેજોએ મુળરાજની જગાએ ખાનસિંહને સૂબેદાર ઠરાવ્યો. ખાનસિંહ કેટલાક અંગ્રેજ અફસરો

અને સૈન્ય સાથે મુલતાનનો કબજો લેવા ગયો. તેણે મુળરાજ પાસે પાછળના છ વર્ષનો હિસાબ માંગ્યો.

મુળરાજે પાછળનો હિસાબ આપવાની ના પાડી. ખાનસિંહ અને અંગ્રેજ અફસરોએ હિસાબ લેવાની હઠ પકડી. મુળરાજે ગુસ્સે થઇ લડાઈ આરંભી. ખાનસિંહ સાથે ગએલું સૈન્ય મુળરાજના સૈન્ય સાથે મળી ગયું. સૈનિકોએ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. બનુમાં રહેતા અંગ્રેજ સરદારે જાગેલું તોફાન અટકાવવા લશ્કર એકઠું કરવા માંડયું, ભાવલપુરના નવાબને પણ મદદે બોલાવ્યો. લડાઇમાં મુળરાજ હાર્યો. અંગ્રેજોનાં વર્તન અને રાજ્યનીતિથી શીખો ઘણા અકળાઇ રહ્યા હતા. પરતંત્રતા તેમના હૃદયમાં અસહ્ય કષ્ટ ઉત્પન્ન કરી રહી હતી. કોઇ પણ ભોગે અંગ્રેજોને પંજાબમાંથી હાંકી કાઢી ગએલી સ્વતંત્રતા પાછી મેળવવાની ઇચ્છાથી શેરસિંહ નામક એક દેશભક્ત સરદારે શીખ સૈન્ય સાથે કુચ કરી મુલતાનને ઘેરો ઘાલ્યો. મુલતાનનો નવો સૂબો પણ શેરસિંહને મળી ગયો. મહારાણી જીન્દાને પંજાબની પરતંત્રતા ઘણી સાલતી હતી. દેશદ્રોહી સરદારોના દગાનું તેને હવે બરાબર ભાન થયું હતું, અને તેથી બગડેલી બાજીને સુધારવા તે અનેક પ્રયત્નો કરી રહી હતી. આ વાતની અંગ્રેજોને ખબર પડતાંજ તેને શેખપૂરામાં નજર કેદ કરી. મહારાણી પ્રત્યેના વર્તનથી શીખોનું લોહી ઉકળી આવ્યું. અંગ્રેજો પ્રત્યે તિરસ્કારની લાગણી પ્રગટી નીકળી. જોત જોતામાં આખા પંજાબમાં ભયંકર બળવો ફાટી નીકળ્યો. અનેક સંકટોનો સામનો કરનારા સાહસીક અંગ્રેજો એમ કાંઇ ડરી જાય એવા નહોતા. પંજાબને પૂર્ણ સ્વાધિન કર્યા સિવાય હિંદમાં શાન્તિથી રાજ્ય અમલ ચલાવી શકાશે નહિ એવી તેમની ચોક્કસ માન્યતા થઇ ચૂકી હતી. બળવો દાબી દેવા અંગ્રેજોએ ખૂબ પ્રયત્નો કરવા

માંડયા. મહારાણી જીન્દાને શેખપૂરાને બદલે કાશીમાં રાખી. પંજાબની રાજરાજેશ્વરી મહારાણી અંગ્રેજોની નજર કેદી બની. શીખો પલટેલા ભાગ્યને સુધારવા મરણીઆ બન્યા. આ પહેલાંની લડાઇઓમાં શીખ સરદારો ફુટેલા અને દેશને દગો દેનારા હોવાથી નાશી જતા, તે વખતે લઢાઇનો ઉત્સાહ લશ્કરમાંજ હતો, પણ આ વખતે શીખ સૈન્ય જેવું બહાદુર અને ઉત્સાહી હતું; તેવાજ તેમના સરદારો હોવાથી અંગ્રેજોને ખૂબ નુકશાન થયું. અંગ્રેજો ભયભીત બન્યા અને પંજાબ હાથથી જશે કે શું એવી શંકા ધરાવવા લાગ્યા. શેરસિંહ સરદાર સૈન્ય સાથે મુલતાનની બહાર નીકળ્યો. તેને આગળ અટકાવવા સેનાપતિ ગાફ સૈન્ય સાથે આવી પહોંચ્યો. રામનગર આગળ ખૂનખાર જંગ શરૂ થયો. અંગ્રેજ સેનાનો અફસર હેવલોક હતો. બન્ને સૈન્ય જીવપર આવીને લડતાં હતાં. અંગ્રેજોની ભારે ખુવારી થતી હતી. શીખોની તોપોના ગોળા અંગ્રેજી સૈન્યનો ભયંકર સંહાર કરી રહ્યા હતા. સરદાર હેવલોક પોતાના સૈનિકોને ઉત્સાહિત કરતો ચારે તરફ ફરી રહ્યો હતો. એવામાંજ તોપના એક ભયાનક ગોળાએ તેનો અને બીજા અનેક અંગ્રેજ વીરોનો નાશ કરી નાખ્યો. અંગ્રેજ સેનાથી ટકી શકાયું નહિ. શીખોએ વિજય મેળવ્યો. અંગ્રેજોને ઘણું નુકશાન થયું. અનેક મરાયા અને કેટલાક શીખોના કેદી બન્યા. પકડાએલા અંગ્રેજો પ્રત્યે શેરસિંહે સદ્‌ભાવ બતાવ્યો. પરાજય પ્રાપ્ત થતાં સેનાપતિ ગાફ નિરાશ થયો નહિ. તેણે જબરી તૈયારી કરવા માંડી. સાદુલાપુર આગળ બીજી એક લડાઇ થઇ. આમાં પણ અંગ્રેજોને ઘણું નુકશાન વેઠવું પડયું. શેરસિંહે આગળ વધી ચીલીયનવાળા આગળ જનરલ ગાફ સાથે યુદ્ધ આરંભ્યું. અંગ્રેજોની મદદે આસપાસથી બીજું ઘણું સૈન્ય આવી પહોંચ્યું. ફરેથી ભાગ્યદેવીને પ્રસન્ન કરવા શીખોએ

વિપુલ પરાક્રમ દર્શાવી ભારે ભોગ આપ્યા; પણ ભાગ્યદેવી પ્રસન્ન થઇ નહિ. એક વખત બગડેલી બાજી સુધારતાં ઘણીવાર લાગે છે. શીખોની હાર થઇ. શેરસિંહે એક વધુ પ્રયત્ન કરી જોયો. ગુજરાતના મયદાનમાં જનરલ ગાફના મોટા લશ્કર સાથે શીખોએ યુદ્ધના મોરચા માંડયા; પણ પંજાબની પરતંત્રતાના લખાએલા લેખ મિથ્યા કોણ કરી શકે? શીખો હાર્યા. આ છેલ્લા યુદ્ધથી પંજાબની થોડી ઘણી રહેલી સ્વતંત્રતા નષ્ટ થઇ. શીખ સામ્રાજ્યનો અંત આવ્યો. ગવર્નર જનરલના હુકમથી મહારાજા દલીપસિંહને વર્ષાસન સ્વિકારી રાજ્યત્યાગ કરવો પડયો. સુવિખ્યાત કોહિનુર હિરો બ્રિટનના તાજની શોભા વધારવા ઇંગ્લેંડ ગયો ભાગ્યના ખેલ અજબ છે. પંજાબનો એક વખતનો મહારાજાધિરાજ દલીપસિંહ છેવટે ખ્રિસ્તી ધર્મ સ્વિકારી સદાને માટે વિલાયત ગયો અને ત્યાંજ તેના જીવનનો કરૂણ અંત આવ્યો.

મહારાજા રણજીતસિંહનું રાજ્ય તેમના ભાખેલા ભવિષ્ય પ્રમાણે છેવટે અંગ્રેજી રાજ્ય સાથે જોડાઈ લાલ રંગે રંગાયું.

સમાપ્ત.

